વડોદરા રાજ્યમાં ચાલતાં હાલનાં નવાં ધોરણો પ્રમાણે

# પાંચમા ધોરણની સંક્ષિપ્ત નોટ

( શબ્દાર્થ, કવિતાનું વિવરણ, ડિકટેશન, વ્યાકરણ, ઇતિહાસ, ભૂગોળ, લેખાં, નામું વગેરે ઉપયોગી વિષયનો સમાવેશ કરવામાં આવ્યો છે. )

રચનાર,
મણિલાલ મૂળજીભાઈ ઉપાધ્યાય,
બુકસેલર—પેટલાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
મણિલાલ મૂળજીભાઈ ઉપાધ્યાય,
બુકસેલર—પેટલાદ



આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.
સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.
કીંમત રૂા. ૦-૮-૦.

વડોદરા રાજ્યમાં ચાલતાં હાલનાં નવાં ધોરણો પ્રમાણે

# પાંચમા ધોરણની સંક્ષિપ્ત નોટ.

( શબ્દાર્થ, કવિતાનું વિવરણ, ડિક્ટેશન, વ્યાકરણ, ઇતિહાસ, ભૂગોળ, લેખાં, નામું વગેરે ઉપયોગી વિષયનો સમાવેશ કરવામાં આવ્યો છે. )

---


રચનાર,

**મણિલાલ મૂળજીભાઈ ઉપાધ્યાય,**

બુકસેલર—પેટલાદ.


---


છપાવી પ્રસિદ્ધ કરનાર,

**મણિલાલ મૂળજીભાઈ ઉપાધ્યાય,**

બુકસેલર—પેટલાદ.





આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.

કીંમત રૂ. ૦-૮-૦.

# ઉપોદ્ઘાત.

આ નોટની અંદર ધોરણ પ્રમાણે–શબ્દાર્થ, કવિતાનું વિવરણ, ભૂગોળ, ઇતિહાસ, વ્યાકરણ, મુખગણિત, અરજી, નિબંધ વગેરે વિષયો દાખલ કરવામાં આવ્યા છે. સૃષ્ટિજ્ઞાનના પાઠોનું પુસ્તક અમે પ્રશ્નોત્તર રૂપે જુદું બહાર પાડી ચૂક્યા છીએ, અને શિક્ષકવર્ગ તેમજ શિષ્યવર્ગમાં તે પ્રશંસાપાત્ર તથા ઉપયોગી નીવડ્યું છે, જેથી તેનો આ નોટમાં સંગ્રહ ન કરતાં જુદુંજ રાખ્યું છે. એનો આમાં સમાવેશ કરવાથી આ નોટનું કદ વધી જાય અને એ રીતે કીંમત વધતાં ઘણા તેનો લાભ લઇ શકે નહિ, એમ ધારી કેટલાક શિક્ષકો તરફથી મળેલી સૂચના મુજબ એ વિષય જુદો રાખવો એજ અમને સરળતા ભરેલું લાગ્યું છે.

હવે આ નોટમાં આવેલા વિષયો સંબંધી ઉપોદ્ઘાતરૂપે દિગ્દર્શન કરાવવામાં આવે છે. આશા છે કે એમાં થતી સૂચના તરફ શિક્ષકો પૂરતું ધ્યાન આપશે તો ‘ નોટ ’ શિક્ષણપદ્ધતિને દૂષણરૂપ નીવડે છે તેમાંથી તેનો કંઇક અંશે પણ બચાવ થઈ શકશે.

**સમજુતી**—વાચનપાઠોમાં આવતા કઠણ શબ્દોના પર્યાય શબ્દો આપવાથીજ સમજુતીનું કામ પુરૂં થતું નથી. તેનું લંબાણથી અને સ્પષ્ટ સમજાય તેવી ભાષામાં વિવેચન કરવાથી તથા પ્રસંગોપાત એવા શબ્દોનો વાક્યમાં સરળતાથી સમજાય તેવી રીતે પ્રયોગ કરી બતાવવાથીજ તેના સંસ્કાર દૃઢ પડે છે, તથા બાળકોનું ભાષાજ્ઞાન વધે છે; એ બાબત લક્ષમાં રાખીને શબ્દોની સમજુતી આપવા પ્રયત્ન

કરેલો વાંચનારની દૃષ્ટિએ પડશે. સ્થળ-સંકોચને લીધે એવી સમજુતી સર્વત્ર બહુ લંબાણથી અપાઈ નથી. આપી છે તેને ઈશારારૂપ સમજી શિક્ષકો તેનો યથાયોગ્ય ઉપયોગ કરશે એવી આશા છે. વળી હાલની વાચનમાળામાંના કેટલાક પાઠ કોઈ કોઇ ગ્રંથોમાંથી સુંદર ભાગના અવતરણ રૂપે ચુંટાએલા હોય છે. અમે વિષયનો પૂર્વાપર સંબંધ જળવાય અને તે રસિક થઇ પડે તથા વિદ્યાર્થીના સામાન્ય જ્ઞાનમાં વધારો થાય એવા હેતુથી કેટલેક સ્થળે સંક્ષિપ્તમાં વાર્તારૂપે પુસ્તકનો સાર આપી ગયા છીએ.

**સાર**—કેટલાક શિક્ષકો પાઠ વંચાવીને છોકરાઓને તેમાંની મતલબ મોંઢે બોલાવે છે તે ઇષ્ટ નથી. એમ કરવાથી મગજ પર નાહક બોજો પડે છે, અને શિક્ષણનો હેતુ સફળ થતો નથી. મતલબ મોંઢે બોલાવવા કરતાં પાઠ વંચાવ્યા પછી તેનો સાર છુટક પ્રશ્નો વડે કઢાવવો જોઇએ, આમ કરવાથી ભિન્ન ભિન્ન તરેહના પ્રશ્નો તથા તેના ઉત્તર આપવાની રીત શિષ્યોના સમજવામાં આવશે. દરેક પાઠને અંતે એવા કેટલાક પરીક્ષક પ્રશ્નો પૂછેલા છે તેના ઉત્તરો શિષ્યોએ આપવા તૈયાર રહેવાય એટલો સારો પાઠ તૈયાર થવો જોઇએ. એમ કરવાથી ભાષાજ્ઞાનમાં ઘણોજ વધારો થશે, અને આગળ ઉપર નિબંધવિષયમાં તે જ્ઞાન ઘણું ઉપકારક થશે.

**બોધ**—આ ઉપરાંત દરેક પાઠને અંતે બોધરૂપે પાઠ ઉપરથી મળતી શિખામણ આપી છે જે વાસ્તવિક રીતે શિષ્યોએ તારવી કાઢવી જોઈએ. પરંતુ અમે બોધરૂપે નાના સરખા નિબંધ લખ્યા છે તે ભાષાજ્ઞાન તેમજ વિચારશક્તિને વધારવાનો પ્રધાન હેતુ લક્ષમાં રાખીને લખ્યા છે. તેની ભાષા પ્રમાણમાં કઠિન છે. તથાપિ સારૂં જ્ઞાન ધરાવનારને ધોરણના પ્રમાણમાં એ સમજવામાં મુશ્કેલી

પડશે નહિ. હવે દિન પ્રતિદિન ભાષા વધારે સંસ્કાર પામતી જાય છે, અને વાચનમાળા જેવાં સાહિત્યનાં પુસ્તકોમાં તો ખાસ કરીને વિષયની ગહનતા અને અભ્યાસકની પાત્રતા ધ્યાનમાં રાખીનેજ ભાષા લખાએલી હોય છે. અભ્યાસકોને આજુબાજુનું સાહિત્ય વાંચવા અને સમજવા માટે હાલની વાચનમાળાની ભાષા માર્ગદર્શક હોઇ વિશેષ ઉપકારક નીવડી છે, એ હવે તો નિર્વિવાદ રીતે સ્વીકારાયલું છે. આ બાબત ધ્યાનમાં રાખીને 'બોધ' આપતાં એજ શૈલીની ભાષા વાપરી છે, પરંતુ બનતા સુધી તેમાં પાછળ આવી ગયલાજ શબ્દોનો પ્રયોગ કરવા કાળજી રાખી છે. આથી બાળકોને તેમની યોગ્યતાના પ્રમાણમાં ભાષાનું જ્ઞાન પણ વધતું જશે એવી આશા રાખવામાં આવે છે. બાળકો પોતાની ભાષામાં પાઠ ઉપરથી મળતો બોધ કહી જાય તેથી શિક્ષકે સંતોષ માનવો જોઈએ, પરંતુ યાદ રાખવું કે દરેક વાક્ય પુરેપુરૂં અને સ્પષ્ટ હોવું જોઇએ. વિચારો શુદ્ધ હોવા જોઇએ; જો અશુદ્ધ હોય તો તેમાં શી ખામી છે તે સૂચક પ્રશ્નદ્વારા બતાવી આપવું જોઇએ.

**વ્યાકરણ**—વ્યાકરણ વિષયમાં મહાવરાથી શિષ્યોની વિચારશક્તિ ખીલે છે, અને શબ્દોનાં સામાન્ય લક્ષણ ધ્યાનમાં ઉતરે છે. એ લક્ષમાં રાખી ઉદાહરણો આપી તેના ઉપરથી વ્યાખ્યાઓ ઉપજાવવાની રીતનો અર્થાત્ શિક્ષણની એકીકરણ પદ્ધતિનો ઉપયોગ કરી બતાવ્યો છે. પારિભાષિક શબ્દોના અર્થ સમજાવવા બનતો પ્રયત્ન કર્યો છે, પરંતુ વ્યુત્પત્તિનું જ્ઞાન આ ધોરણના વિદ્યાર્થીઓને ઓછું હોવાથી વધારે સ્પષ્ટીકરણ થઈ શકે તેમ નથી, પરંતુ એ શબ્દોના સામટા સ્પષ્ટ અર્થ અને તેની શુદ્ધ જોડણી એટલી બાબતો તરફ આરંભથી પૂરતું ધ્યાન આપવામાં આવશે તો વધારે ફળપ્રદ

નીવડશે. વ્યાકરણવિષયમાં મોટી ઉંમરના વિદ્યાર્થીઓ તેમજ કેટલાક શિક્ષકો પણ બહુજ અજ્ઞાન હોય છે એ બાબત અનુભવીઓથી અજાણી નથી. શિક્ષકો આરંભથી એ ભાષાશાસ્ત્રના એક અગત્યના અંગનું સારૂં જ્ઞાન આપવા કાળજી રાખે તો અવશ્ય આગળના વિદ્યાર્થીઓમાં એવી ખામી જોવામાં આવે નહિ. વખતો વખત ભૂતકાળ, ભવિષ્યકાળ, વર્તમાનકાળ ( 'વર્ત્તમાન' રૂપ પણ શુદ્ધ છે. ) વિશેષનામ, વિશેષણ, ઉદ્દેશ્ય, વિધેય, પૂરક, પૃથક્કરણ, સંયોગીકરણ, સકર્મક, અકર્મક અવ્યય, કૃદંત, નાન્યતર જાતિ, વગેરે શબ્દોની જોડણી તરફ ધ્યાન ખેંચવું તથા તેના અર્થ સમજાવવા. શિષ્યો સ્વાશ્રયી થઈ અમુક જાતનાં પદોનો ઉપયોગ કરી વાકયો રચે અને તે વાકયો પણ શુદ્ધ અને સુંદર રચનાવાળાં રચે એવો મહાવરો પાડવો જોઇએ.

**ભાષાને લગતું વિશેષ જ્ઞાન**—સારી શક્તિવાળા શિક્ષક ભાષાના વિષયને લગતું વિશેષ જ્ઞાન આપવા માટે અનેક માર્ગ શોધી કાઢે છે. પ્રસંગોપાત તેનો ઉપયોગ કરવામાં માર્ગદર્શક થઇ પડે એવા હેતુથી તેનું કંઈક દર્શન કરાવવું યોગ્ય લાગે છે.

પ્ર૦ ' પાણી ' ને માટે કયા કયા શબ્દો વપરાય છે ? (જળ, વારિ, નીર, આબ, વગેરે.)

પ્ર૦ ' છોકરો ' અને ' પુત્ર ' એમાં શો ભેદ ? (' છોકરો ' સામાન્ય અર્થમાં વપરાય છે, અને ' પુત્ર ' તેના પિતાને સંબંધેજ વપરાય છે જેમકે—ફલાણાનો પુત્ર. )

પ્ર૦ " ઇશ્વરે મનુષ્ય, પ્રાણી, પર્વત, ઝાડ, પહાડ, વનસ્પતિ વગેરે બનાવ્યું છે. " એ વાકયમાં કયા કયા દોષ છે ? (' મનુષ્ય ' ' પ્રાણી ' માં અને ' ઝાડ ' ' વનસ્પતિ '

માં સમાય છે તથા 'પહાડ' અને 'પર્વત' પર્યાય શબ્દોની એકજ વાક્યમાં પુનરુક્તિ કરી છે, એ સમજાવવું.)

પ્ર૦ 'બિલાડી' શબ્દમાં 'બિ'માં ઇ હ્રસ્વ અને 'ડી' માં દીર્ઘ કેમ છે? (ખીસકોલી, કીડી, મીઠું, ઘી, દિવાળી વગેરે ગુજરાતી શબ્દો લઈ " અંત્ય અને ઉપાંત્ય 'ઇ' દીર્ઘ; અને અનેકાચ્ શબ્દોમાં દીર્ઘ સ્વર પહેલાંની 'ઈ' હ્રસ્વ અને હ્રસ્વ સ્વર પહેલાંની 'ઈ' દીર્ઘ એવો સામાન્ય નિયમ શિખવવો.)

પ્ર૦ ધર્મ, કર્તવ્ય, પરોપકાર, પ્રેમ, પુરુષ, એ શબ્દો વાપરીને વાક્યો રચો. (સુંદર અર્થવાળું અને રચનાવાળું પહેલું પસંદ કરવું જોઇએ.) નમુના માટે બબ્બે વાક્યો નીચે આપવામાં આવ્યાં છે.

૧. **ધર્મની** ઉન્નતિ સાથેજ દેશની ઉન્નતિ જોડાયલી છે.
મનુષ્યજીવનની સફળતા માટે **ધર્મથી** અન્ય શ્રેષ્ઠ પદાર્થ નથી.

૨. પરિસ્થિતિને માન આપી પોતાનું વર્તન ચલાવવું એ દરેકનું **કર્તવ્ય** છે.
લોકકલ્યાણમાં સદા તત્પર રહેવું એ સજ્જનનું **કર્તવ્ય** છે.

૩. " એરણની ચોરી અને સોયનું દાન " એ **પરોપકાર** નથી.

પાત્ર જોઇને દાન કરવું એજ **પરોપકાર** છે.

૪. મનુષ્ય પોતાના [illegible]પાત્રમાં સંપૂર્ણતા જુએ છે.
   તેમ એજ સંસારનું જીવન છે.

૫. ખરો પુરુષ તેજ કે દુઃખમાં ધીટ અને સુખમાં નમ્ર
   રહે છે.

૬. અંગ્રેજોમાં એક પુરુષને ઘણી સ્ત્રીઓ કરવાનો રિવાજ નથી. અલબત નમુના તરીકે આપેલાં ઉપરનાં વાકયો જેવા અર્થવાળાં વાકયો વિદ્યાર્થીઓ રચી શકશે નહિ, પરંતુ તેમની શક્તિના પ્રમાણુમાં વધારે ને વધારે સુંદર રચતાં શીખશે.

ભૂગોળ—શહેરો, પર્વતો, નદીઓ, વસ્તીના આંકડા વગેરે ગોખાવવાથી ભૂગોળનું શિક્ષણ પરિસમાપ્ત થતું નથી. પ્રાકૃતિક ભૂગોળ વડેજ શિક્ષણ રસિક થઈ શિખનારની વિચારશક્તિ ખીલે છે. દરેક બાબતમાં કાર્યકારણનો સંબંધ જોડવો જોઇએ. અમુક શહેર કે દેશ આબાદ થઇ જાય છે; અમુક પ્રજા સુધારામાં પાછળ પડી જાય છે, સમાન અક્ષાંશપરના અમુક અમુક દેશોની આબોહવા, વનસ્પતિ, લોકો વગેરેમાં ઘણો અંતર પડી જાય છે—આવી આવી બાબતોનાં કારણો સમજાવવાં જોઇએ. શહેરમાં વસતી અને ગામડાંમાં વસતી પ્રજાનાં લક્ષણ, રીતરિવાજ, રહેણીકરણી વગેરેનો મુકાબલો કરાવવો જોઇએ. સમુદ્ર કાંઠાના લોકો અને જમીનના મધ્ય ભાગમાં રહેનાર લોકોના ધંધા રોજગાર ઉપર, મનોબળ ઉપર, રીતરિવાજ ઉપર કેવી અસર થાય છે તે તરફ ધ્યાન ખેંચવું જોઇએ. આ બધી બાબતો લક્ષમાં રાખીને પ્રસંગોપાત નોટમાં વિવેચન કીધું છે, તે વાંચનાર જોઈ શકશે.

ઇતિહાસ—ભૂગોળ અને ઇતિહાસને પરસ્પર સંબંધ છે એ વાત ભૂલવી નહિ. ભૂરચના, આબોહવા અને જમીનની ફળદ્રુપતા કે અફળદ્રુપતાની પ્રજા ઉપર અસર થાય છે, અને જ્યાં જ્યાં એ કારણો સમાન હોય છે ત્યાં ત્યાં બહુધા પ્રજાના ઇતિહાસનું સ્વરૂપ સમાન હોય છે. પર્વતોમાં વસનારી પ્રજામાં સ્વાતંત્ર્યના વિચારો સ્વાભાવિક રીતે સ્ફુરે છે. તેમજ તે દેશની ભૂમિમાં અથડાતાં તથા ઉત્તમ હવાપાણીની અસરથી તન સુદૃઢ થઈ પ્રજા બળવાન થાય છે. વળી એમનામાં ધર્મનું ઐક્ય વધારે બળવાન હોય છે. એથી ઉલટું વિશાળ સપાટ પ્રદેશમાં વસતી પ્રજામાં સ્વાતંત્ર્યના વિચારો બળવાન હોતા નથી. તેમજ સઘળી પ્રજામાં એક પ્રજારૂપ ઐક્ય ઝટ થતું નથી. ઠંડા દેશોમાં રહેનાર પ્રજા વધારે ઉદ્યોગી, સાહસિક અને બળવાન હોય છે. આવી આવી કુદરતી બીનાઓથી ઇતિહાસનો વિષય રસિક કરવામાં આવે ત્યારેજ તેના ઉપર શિખનારની અભિરૂચિ થાય છે. નોટમાં આવી બાબતો ઘટાડી શકાય તેમ નથીજ. શિક્ષકોને સૂચનારૂપે ઈસારો થાય છે તે તરફ ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

વિસ્તારભયને લીધે ગણિત, નામું, નિબંધ, અરજી, ડિક્ટેશન, વગેરે વિષયો સંબંધી વિવેચન કરવું બાંધ રાખી અંતમાં જણાવવું જોઇએ કે ' નોટ ' એ બુદ્ધિને સંકુચિત કરનારી છે એવું વારંવાર કહેવામાં આવે છે તેમાં કંઇક સત્ય પણ છે, પરંતુ તેનો વધતો જતો પ્રચાર તેની જરૂરીઆત બતાવી આપે છે. ત્યારે લખનારની ફરજ હોવી જોઇએ કે કેવળ આર્થિક દૃષ્ટિથી લખવાનું હોય છે, તોપણ સંકડાશ હોવા છતાં બનતો પ્રયત્ન કરી અભ્યાસકોની અનુકૂળતા સાચવવી જોઇએ. છેવટ આવા ક્ષુલ્લક દૃષ્ટિથી

લખાયેલા વિષયમાં લખનાર વધારે શું ઇચ્છે ? વાચકો એનો સદુપયોગ કરશે એજ તેને મન સંતોષ છે. સદુપયોગ તેનુંજ નામ કે શીખેલી બાબતના પુનરાવર્તન તરીકેજ ' નોટ ' નો ઉપયોગ કરવો જોઇએ. શીખ્યા અગાઉ કદાપિ નહિ.

આશા છે કે શિક્ષક અને બુદ્ધિશાળી શિષ્યવર્ગ આનો સદુપયોગ કરી તેમાં રહેલી અપૂર્ણતા સંબંધી સૂચના કરશે, તો તેનો માન સહિત સ્વીકાર કરી નવી આવૃત્તિમાં સુધારો કરવામાં આવશે. આ નોટ લખવામાં સરળ સૃષ્ટિજ્ઞાનના લેખકોએ અમને નોટની સરળતા કરવામાં કેટલીક કીંમતી સલાહ આપી છે તે બાબત તેમનો ઉપકાર થયો છે.

પેટલાદ. | લી.
તા. ૧૫-૧-૧૯૧૬. | કર્ત્તા.



# અનુક્રમણિકા.

# પાંચમી ચોપડીની સમજુતી.

## પાઠ ૧ લો.

મરદાઈ=બહાદુરી; પુરુષપણું.
('આઇ' પ્રત્યય લાગ્યો છે.)

દૃઢ=મજબુત

અવશ્યનું=જરૂરનું; ખપનું

બુદ્ધિ=અકલ, જ્ઞાન; સમજણ
(દ્ + ધ્ + ઈ = દ્ધિ એ ધ્યાનમાં રાખવું. ઘણા ધ્ + ધ્ + ઈ લખે છે)

હોશિઆર=સમજણવાળા

અવયવો=શરીરના ભાગ; હાથ, પગ, વગેરે

સ્નાયુ=માંસના લોચા

મજબુત=જબરા

બળવાન=બળવાળું ('વાન' પ્રત્યય)

દાબમાં=કબજે

શરીરની કેળવણી=જે કેળવણી વડે શરીર મજબૂત થાય છે તે, કસરત

મનની કેળવણી=જેના વડે મનની શક્તિઓ ખીલે છે તે; ભણતર.

પહેલવાન=જબરા; મજબુત બાંધાના

વિદ્વાન=બહુ જ્ઞાની

નરસું=નઠારૂં

ભેદ=તફાવત

આટાપાટા=એ નામની એક દેશી રમત

ક્રિકેટ=એ નામની એક અંગ્રેજી રમત; ગેડીદડાને લગતી રમત

મલખમ=કસરત કરવાનું લાકડાનું સાધન

ચરબી=મેદ; જેના વડે શરીર જાડું થઈ જાય છે

સુસ્તી=આળસ

ઇંદ્રિય=જ્ઞાન મેળવવાના અવયવ. આંખ, કાન, નાક, જીભ અને ચામડી એ પાંચ જ્ઞાન

મેળવવાની ઇંદ્રિયો છે; અને હાથ, પગ, મોં, ગુદા, અને ઉપસ્થ એ પાંચ કામ કરવાની ઇંદ્રિયો છે

અસલના=પહેલાંના

બ્રહ્મચર્ય=(બ્રહ્મ-વિદ્યા+ ચર્ય-આચરણ) વિદ્યા ભણનારે પાળવાનું વ્રત. સ્ત્રીવાસનાથી દૂર રહેવું એ મુખ્ય વ્રત છે

જોમ=શક્તિ

અંકુશ=દાબ

ખંતીલા=ખંતવાળા; અઘરૂં કામ પાર પાડવાનો ગુણ તે ખંત અને એ ગુણવાળા તે ખંતીલા

## પ્રશ્નો.

પ્ર૦ શરીરની કેળવણી એટલે શું?

પ્ર૦ શરીર મજબુત કરવાના ઉપાય કયા?

પ્ર૦ મરદાની રમતો કઈ?

પ્ર૦ ખરી મરદાઈ કઈ?

પ્ર૦ મનને દૃઢ શી રીતે કરી શકાય?

પ્ર૦ મન દૃઢ થવાથી કયા ગુણો ખીલે?

## બોધ.

મૂર્ખાઈ ભરેલાં કામો કરવાં નહિ. દારૂ, બીડી વગેરે અતિ નુકસાન કરનારાં વ્યસનો છે એવાં વ્યસનોથી અને અનીતિ ભરેલા વર્તનથી શરીર, મન, અને બુદ્ધિ નબળાં પડી આયુષ્ય ટુંકું થઈ જાય છે, માટે તેનાથી સદા દૂર રહેવું શરીરનું આરોગ્ય જાળવવા માટે અને તેને મજબુત કરવા માટે નાનપણથી નીતિમાન જીવન ગાળવાની તેમજ માફકસર કસરત કરવાની ટેવ પાડવી.

## પાઠ ૨ જો.

સમયસૂચકતા=વખત વિચારીને કામ કરવાની શક્તિ; કયે વખતે શું કરવું તે સમજવાની શક્તિ

અકસ્માત=અણધાર્યો બનાવ

અણધાર્યું=નહિ ધારેલું

સંકટ=દુઃખ

સાવચેત=સાવચેત

પાલખ=ઉંચી જગાએ કામ કરવાનું હોય ત્યારે વળા, વાંસ વગે-

રેની બેઠક બાંધવામાં આવે છે તે.
ભાત=ચિત્રામણ
પરીક્ષા=તપાસ
ગરક થવું=પુરેપુરું પરોવાવું
ફરસબંધી=પત્થર જડેલી જમીન
ઘડીકમાં=સહજ વારમાં.
રદ્દ=નકામું
ગુસ્સે થયો=ચીડવાયો
ઉપકાર=ગુણ
ચમકીને=ગભરાઈને
કારણ=ઉપાય; યુક્તિ
ક્ષણમાં=થોડાજ વખતમાં
સ્વસ્થ=શાંત; હતો તેમનો તેમ; ગભરાયા વગર.
ગૃહસ્થ=પૈસાદાર
આરામ ખુરશી=વિશ્રાન્તિ લેવાની ખુરશી; સુઈ રહેવાય તેવી ખુરશી
ચેત્યો=સમજ્યો
જાતિ સ્વભાવ=જાતનો- મૂળનો-કુદરતી સ્વભાવ
આતુરતા=ઘણો ભાવ, ઘણી ઇચ્છા
દાનવો=રાક્ષસો
પ્રસન્ન=ખુશ
વરદાન=ઇચ્છામાં આવે તે વસ્તુ

**પ્રશ્નો.**

પ્ર૦ સમયસૂચકતાની વ્યાખ્યા આપો

પ્ર૦ સમયસૂચકતાના કયા કયા દાખલા આ પાઠમાં આપ્યાછે?

પ્ર૦ પોતાની જાત ઉપર સંકટ આવી પડે ત્યારે સમયસૂચકતા રાખવા સંબંધીનો દાખલો આપો

પ્ર૦ કૈકેયીએ રથના પૈડામાં પોતાની આંગળી ઘાલી એ તેનો કયો ગુણ?

**બોધ.**

અણધારી આફત આવી પડે ત્યારે ગભરાઇ ન જતાં હીંમત અને ધીરજ રાખી તે અડચણ ખસેડવા પ્રયત્ન કરવો જોઈએ.

**પાઠ ૩ જો.**

આવજા=જવું આવવું તે
અસ્વચ્છ=સ્વચ્છ નહિ તે; બગડેલી
કાર્બોનિક એસિડ ગ્યાસ=( એ અંગ્રેજી ભાષાનો શબ્દ છે )

એ નામનો એક ઝેરી વાયુ છે.
નુકસાનકારક=નુકસાન કરનારી
ઉત્પન્ન=પેદા
નિરંતર=સદા, હંમેશ
હાનિકારક=નુકસાન કરનારી
વાતાવરણ=પૃથ્વીની આજુબાજુ વીંટળાએલો વાનો ઘેર
વિદ્વાન=ઘણું જ્ઞાન ધરાવનાર
પ્રયોગ=કોઈ પણ યુક્તિ ભરેલી રીતથી બારીક તપાસ કરવી તે
સિદ્ધ=નક્કી

નૈટ્રોજન અને ઑક્સિજન એ નામના વાયુ છે. એ બંને શબ્દો અંગ્રેજી ભાષાના છે.

પ્રાણવાયુ=(ઑક્સિજનને આપણી ભાષામાં પ્રાણવાયુ કહે છે.) પ્રાણને આધાર આપનારો વાયુ.
કુદરત=જેના વડે સૃષ્ટિ નિયમિત રીતે ચાલી રહેલી છે એવી શક્તિ.
માઠું=ભયંકર
પરિણામ=ફળ
તંદુરસ્તી=શરીરની સુખાકારી.
પરમ કૃપાળુ=ઘણી કૃપા રાખનારા
શ્વાસ=વાયુને નસકોરાં માટે અંદર લેવો તે
સોઇ=ગોઠવણ
કમકમાટ=માત્ર સાંભળવાથીજ ત્રાસ ઉત્પન્ન થાય તેવો
મુઝાઇએ=અકળાઇએ
ઠરતું=સુખે બેસતું
સિદ્ધ=નક્કી
આરોગ્ય=તંદુરસ્ત
બદબો=ખરાબ વાસ

## પ્રશ્નો.

પ્ર૦ હવામાં કયા કયા વાયુઓ ભળેલા છે?
પ્ર૦ કાર્બોનિક એસિડ ગ્યાસનું પ્રમાણ હવામાં કેટલું હોયછે?
પ્ર૦ ઑક્સિજનનો શો ઉપયોગછે?
પ્ર૦ કા૦ એ૦ ગ્યા૦ હવામાં કયાંથી ભળતો હશે?
પ્ર૦ હવામાં એ ઝેરી વાયુનું પ્રમાણ ઝટ વધવા પામતું નથી તેનું કારણ શું?

## બોધ.

શરીરનું આરોગ્ય જાળવવા માટે હંમેશાં તાજી અને સ્વચ્છ હવા મેળવવાની કાળજી રાખવી. સુવા બેસવાના ઓરડામાં બહારની હવા છુટથી આવજા કરી શકે તેટલાં બારી બારણાં, જાળીઆં, વગેરે રાખવાં. જે ઓરડામાં સુતા હોઇએ તેનાં બધાં બારીબારણાં બંધ કરવાં નહિ.

## પાઠ ૪ થો.

બહાદુર=ઘણી હીંમતવાળો
જવાંમર્દ=જુવાન મર્દ; બહાદુર
જવલ્લેજ=ભાગ્યેજ
આયર્લાંડ=યુરોપમાં આપણા રાજકર્તાના દેશની પાસેનો એક દેશ છે
સર્વશક્તિમાન=જેનામાં સર્વ પ્રકારની શક્તિઓ રહેલીછે એવા
ફરજ બજાવવી=માથે લીધેલું કામ સારામાં સારી રીતે કરવું તે
પાલણપોષણ=રક્ષણ
પ્રાર્થના=સ્તુતિ, બંદગી
તુતક=વહાણનો આગળનો એક ભાગ
ઓથું=આડું પડે
ધૈર્ય=ધીરજ
દુઆ=આશીષ
સુકાન=વહાણનો આગળનો એક ભાગ જેને ફેરવવાથી વહાણ જે દિશામાં લઈ જવું હોય તે દિશામાં લઈ જવાય છે
ઉતારૂ=વહાણમાં બેસનારા
સુખરૂપ=પુરેપુરા સુખી
આંચ આવવી=સહેજ પણ નુકસાન થવું તે
પહેલવાન=મલ્લ, કુસ્તીબાજ
શૂરવીરપણું=બહાદુરી
શ્રદ્ધા=વિશ્વાસ

## પ્રશ્નો.

પ્ર૦ જોન કોકેન કોણ હતો ?
પ્ર૦ તેના શૂરવીરપણા વિષે શું જાણો છો ?
પ્ર૦ સાધારણ રીતે શૂરવીરપણાનો અર્થ શો થાય છે ?
પ્ર૦ જોન કોકેનનો ઉપકાર નહિ માનનારા ઉતારૂઓ કેવા કહેવાય? (સ્વાર્થી, કૃતઘ્ની, પાપી)
પ્ર૦ કોકેને ઈશ્વરને શી પ્રાર્થના કરી ?

## બોધ.

ગમે તેટલાં વિઘ્નો આવી પડે તોપણ તેની દરકાર રાખ્યા વિના પોતાની ફરજ બજાવવામાં દઢ રહેવું એજ જિંદગીનું પરમ કર્તવ્ય છે. આ પાઠ ઉપરથી બીજી બાબત એ શીખવાની છે કે ઉતારૂઓના જેવી સ્વાર્થી વર્તણુક ન રાખતાં ઉપકાર કરનાર તરફ સદા વફાદાર રહેવું.

## પાઠ ૫ મો.

ગુરુભક્તિ=ગુરુ તરફ માન અને પ્રેમ ભરેલી રીતે વર્તવું તે
વિદ્યાર્થી=વિદ્યા પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો
ધર્મ=ફરજ; કર્તવ્ય
અસલ=પહેલાં, અગાઉ
હિંદુસ્તાન=હિંદુ લોકોનું રહેવાનું ઠેકાણું
શિષ્યવર્ગ=વિદ્યાર્થીઓનું મંડળ
ભેદ=તફાવત
દોસ્તી=મિત્રાચારી; ભાઇબંધી
ગુરૂપત્ની=ગુરૂની સ્ત્રી
બળતણ=લાકડાં
શરત બકવી=હાર જીત માટે કંઈ ઠરાવ કરવો તે
મુસળધાર=જોસબંધ
અસ્ત થયો=આથમ્યો
છવાઇ ગયો=પુરેપુરો ફેલાઈ ગયો
વહાણું વાતાં=સવાર થતાં
શિષ્યો=વિદ્યાર્થીઓ
ગળગળા=નરમ
છાતી સરસા=છાતી સાથે
ચાંપી=દબાવી
એકનિષ્ઠાથી=એક ચિત્તથી; ખરા ભાવથી; અંતઃકરણ જોડીને
કષ્ટ=દુઃખ
પ્રસંગ=વખત
પાછા હઠવું=અટકવું
એક નિશ્ચયથી=ખરેખરી દઢતાથી
કર્તવ્ય=કામ
ઉમંગથી=હોંસથી
ખરી ભક્તિ=પુરેપુરો ભાવ
ખીલવવાં=જાગૃત કરવાં
અભિમાન=અહંકાર; હુંપદ; તોર
ઉમંગ લેતો=આનંદ માનતો
અમૂલ્ય=કીંમતી
માત્ર=ફક્ત

## પ્રશ્નો.

પ્ર૦ ગુરૂભક્તિની જરૂર શી ?

પ્ર૦ ગુરૂભક્તિનો કયો દાખલો આ પાઠમાં આપ્યો છે ?

પ્ર૦ સાંદીપનિ પોતાના શિષ્યોને જોઈ કેમ ગળગળા થઈ ગયા ?

પ્ર૦ ગુરૂ વિદ્યાર્થી પાસે કેવી ભક્તિ ઇચ્છે છે ?

પ્ર૦ હિંદુ ધર્મના જુના પુસ્તકમાં શો બોધ છે ?

## બોધ.

ગુરુ આપણને વિદ્યા આપે છે અને એ વિદ્યાની મદદથી જિંદગી સુખકારી બનાવી શકાય છે. માટે વિદ્યા જેવી કીંમતી વસ્તુ આપનાર ગુરુ તરફ માત્ર તેમની પાસે ભણતા હોઇએ તેટલોજ વખત નહિ પણ જિંદગી સુધી ભક્તિ ભાવ રાખવો, અને તેમનો ઉપકાર કદાપિ ભૂલવો નહિ. હિંદુધર્મપુસ્તકમાં આજ્ઞાવચન છે કે **मातृदेवो भव । पितृदेवो भव । आचार्य देवो भव । अतिथि देवो भव ।** (**અર્થ**—માતાને દેવ જેવા માનો, પિતાને દેવ જેવા માનો, આચાર્ય—ગુરૂને દેવ જેવા માનો, અતિથી—મહેમાનને દેવ જેવા માનો.) તે માત્ર જાણી બેસી રહેવું એટલું બસ નથી; પરંતુ તે આજ્ઞાનું યથાર્થ પાલન કરવું એ દરેક મનુષ્યની ફરજ છે.

## પાઠ ૬ ઠો.

મન મારવું=ઇચ્છાને દબાવવી તે

ગીતા=હિંદુઓનું એક ધર્મપુસ્તક

વખતસર=વખત પ્રમાણે

દરકાર=ધ્યાન, કાળજી

સાધારણ=ઝટ સમજાય તેવો

સ્વચ્છંદી=હદ બહારની; ફાવે તેમ જતી, અંકુશમાં ન રહેલી

સંયમ=મન કબજે રાખવું તે

જુની ઢબના=જુના રીતરિવાજ પ્રમાણે વર્તનારા

ભાન કરાવ્યું=યાદ દેવડાવ્યું

નિયમ=રિવાજ

સ્મરણ=ભજન

નાસ્તો=સવારમાં થોડું ખાવું તે, હાજરી

પરવારી ગયો=કામ પુરૂં કરી નવરો થયો

સુસ્ત=આળસુ
ઉંઘણુસી=બહુ ઉંઘવાની ટેવથી સુસ્ત દેખાતો
ચીઢવવાનું=ખીજવવાનું
કબજે=તાબે

## પ્રશ્નો.

પ્ર૦ મન મારવું એટલે શું ?
પ્ર૦ 'મન મારવા'ના સંબંધમાં આ પાઠમાં શો દાખલો આપ્યો છે ?
પ્ર૦ કઇ કઈ બાબતમાં સંયમની જરૂર છે ?
પ્ર૦ નીતિએ ચાલનારને કયું સુખ તજવું પડે છે ?

## બોધ.

નાનપણથીજ મન મારતાં શીખવાથી મોટપણે પણ મન અંકુશમાં રહેવા જેટલું દૃઢ થશે અને તેથી મોટી લાલચ વખતે મન ડગી જશે નહિ. માટે દરેકે બાળપણથી જ મનપર પાકો સંયમ રાખવાની જરૂર છે. ક્ષણિક લાલચો મનને લલચાવે છે, અને તેને અધમ માર્ગે વાળે છે, એ બાબત લક્ષમાં રાખી એવું સુખ તજવું જોઇએ.

## પાઠ ૮ મો.

મધ્યમસર=ઓછું નહિ તેમ અતિશય નહિ તે મધ્યમસર; વચલો માર્ગ
પરમાત્મા=પરમેશ્વર
અતિશય=ઘણું.
મધ્યમ માર્ગ=વચલો માર્ગ
અપચો=ખાધેલું પચે નહિ તે; અજીર્ણ.
શોષાય=સુકાય, દુર્બળ થાય
નિર્બળ=બળ વગરનું; અશક્ત
ફુર્તીમાં=ચાલાકીમાં; ચંચળાઇમાં; જાગૃતિમાં.
સંતોષ=તૃપ્તિ
ઉપવાસ=ન ખાવું તે, ભુખ્યા રહેવું તે
કસાય છે=મજબુત થાય છે, દૃઢ થાય છે
મધ્યમસર=માફકસર
ગુણકારી=ગુણ કરનારી
મિષ્ટાન્ન=મીઠો ખોરાક, ખાંડ સાકરવાળા પદાર્થ

અકરાંતીઆ=હદ ઉપરાંત ખાનાર; ખાતાં ધરાયજ નહિ તેવા
સ્વપ્ને પણ=કોઈ પણ વખત; ભૂલે ચૂકે પણ
પરવશ=પારકાને તાબે
પાયમાલ=ખુવાર
સમધાત=મધ્યમસર
ખુશમિજાજથી=આનંદી સ્વભાવથી
પ્રાતઃકાળની=સવારના વખતની

### પ્રશ્નો.

પ્ર૦ નિયમિત અને મધ્યમસર રહેવા માટે ગીતામાં શું વચન છે?

પ્ર૦ ખાવાના સંબંધમાં અજ્ઞાન લોકો શું ધારે છે?

પ્ર૦ પીવાના પદાર્થોનો ઉપયોગ કરવામાં શું ધ્યાનમાં રાખવું?

પ્ર૦ કઇ કઇ બાબતમાં સમધાત રહેવું?

### બોધ.

દરેક બાબતમાં વચલો માર્ગ લાભકારક હોય છે, માટે ખાવા પીવામાં, ઉંઘવામાં, મોજશોખમાં, હરવા ફરવામાં વગેરે બાબતોમાં મધ્યમસર રહેવું જોઇએ.

## પાઠ ૯ મો.

કોમો=જાતિઓ. અહિં કોમનો અર્થ જ્ઞાતિ નથી. બ્રાહ્મણ, પાટિદાર, વાણીઆ એ કોમ ગણાય છે, પણ અહીં કોમનો અર્થ હિંદુ, મુસલમાન, પારસી વગેરે સમજવાનો છે
જાતિ=સામાન્ય રીતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર જાતિ ગણાય છે, પણ અહીં જાતિનો અર્થ આર્ય, દ્રાવિડ, અને શક એ ત્રણ જાતિ એવો અર્થ સમજવો.
ભેળ=મિશ્રણ, જુદી જુદી જાતિનાં સ્ત્રી પુરૂષથી ઉત્પન્ન થએલી પ્રજા મિશ્ર પ્રજા કહેવાય છે, અને વર્ણસંકર પણ કહેવામાં આવે છે.
શુદ્ધ=મિશ્ર નહિ એવા
ધર્મનાં પુસ્તક=જેમાં ધર્મના નિયમો જણાવેલા હોય તેવાં પુસ્તક.
ધર્મશાસ્ત્ર=તેમાં હિંદુઓના વર્ણાશ્રમનો ધર્મ કહેલો હોય છે તે; સ્મૃતિઓ. (મનુસ્મૃતિ, યાજ્ઞ-

વલ્કય સ્મૃતિ, પરાશર સ્મૃતિ વગેરે.) આચારવિચાર સંબંધીના નિયમોનું પુસ્તક.

ઉપાસના=માનવું તે

ઇષ્ટ દેવતા=પોતાના કુળદેવ–વંશપરંપરાના દેવ; જેના ઉપર આસ્થા હોય તેવા દેવ

વ્રત=ગૌરીવ્રત, ચંદ્રકવ્રત, તારા સ્નાન વગેરે વ્રતો–નિયમો

ઉપવાસ=ભુખ્યા રહેવું તે; એકાદશી, જન્માષ્ટમી વગેરે દિવસોએ ભુખ્યા રહેવામાં આવે છે તે

યાત્રા=દ્વારકા, કાશી, જગન્નાથ, વગેરે પવિત્ર સ્થળોમાં પ્રભુદર્શનાર્થે જવું તે.

વિષ્ણુના દસ અવતાર=મચ્છ, કચ્છ વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કી

ઉપાસે છે=ઉપાસના–ભક્તિ કરેછે

ગ્રંથસાહેબ=નાનકનાં વચનામૃતોનો ગ્રંથ.

મોક્ષ=જન્મ મરણમાંથી છૂટવું તે

ઇ૦ સ૦ પુ૦=ઇસવીસન પહેલાં. (ખ્રિસ્તી ધર્મના સ્થાપનાર લૉર્ડ જીસસ ક્રાઇસ્ટની યાદગીરીમાં જે શક ચાલે છે તે ઇ૦ સ૦ કહેવાય છે

નારાજ=નાખુશ

ઉપદેશ=બોધ

શ્વેતાંબર અને દિગંબર એ જૈન ધર્મના બે પંથ છે. શ્વેતામ્બર (શ્વેત=ધોળાં+ અમ્બર=વસ્ત્ર) વાળા મૂર્તિને ધોળાં વસ્ત્ર પહેરાવે છે, અને દિગંબર ( **दिक्** +દશા +**अम्बर**–વસ્ત્ર) વાળા મૂર્તિને વસ્ત્ર પહેરાવતા નથી અર્થાત્ નગ્ન રાખે છે.

તીર્થંકર (**तीर्थ**–પવિત્ર + **कर**–કરનાર) જૈનધર્મવાળા જે મહા પુરુષોને માને છે તેમને તીર્થંકર (કલ્યાણ કરનાર) કહેવામાં આવેછે.

બૌદ્ધધર્મ=બુદ્ધનો સ્થાપેલો માર્ગ તે બૌદ્ધ અને તેના અનુયાયી એટલે તેને માનનારા તે બૌદ્ધમાર્ગી કહેવાય

અહિંસા=જીવની હિંસા ન કરવી તે

હિંસા=મારી નાખવું તે

વૈરાગ્ય=દુનીઆના વિષયો=લલચાવનાર બાબતો તરફ અપ્રીતિ
સિદ્ધાંતો=ધર્મનાં તત્ત્વો
મુસલમાનો=ઈસ્લામી ધર્મના અનુયાયી (ઇસ્લામી ધર્મના સ્થાપનાર મહંમદ પેગંબર સાહેબનો જન્મ અરબસ્તાનના મક્કા શહેરમાં થયો હતો.)
અરબસ્તાન=અરબ લોકોનું સ્થાન એટલે ઠેકાણું
તુર્કસ્તાન=તુર્ક લોકોને વસવાનું ઠેકાણું.
વગેરે=ગણાવ્યા તે અને એવા બીજા
ઉત્પન્ન=પેદા
પેગંબર=ઈશ્વર તરફનો સંદેશો લાવનાર

દુનીઆના છેલ્લા દિવસને 'ક્યિાનત' નો દિવસ કહે છે.

શીઆ અને સુન્ની એવા બે ઈસ્લામી ધર્મના પંથ છે. સુન્ની પંથવાળા મહંમદ પેગંબરનો ઉપદેશ માને છે, અને શીઆપંથી મુસલમાનો મહંમદના દોહત્ર ઇમામ હુસેનનો પંથ માને છે.

કોમ=જાતિ
ચિન્હ=નિશાની; ઇશ્વરની શક્તિનું ભાન કરાવનાર નિશાની
શુદ્ધ=પવિત્ર
અવસ્તા=પારસી લોકોનો ધર્મગ્રંથ
જરતોસ્ત=પારસી લોકોના ધર્મના મૂળ ઉપદેશક
પોર્ટુગીઝ = યુરોપના પોર્ટુગાલ નામના એક દેશના વતની; એ લોકો વેપાર કરવા પ્રથમ આ દેશમાં આવેલા. હાલ દીવ, દમણ, અને ગોવા એ સ્થળો તેમના તાબામાં છે.
ઇસુખ્રિસ્ત=ખ્રિસ્તીધર્મના સ્થાપનાર

## પ્રશ્નો.

પ્ર૦ હિંદુસ્તાનમાં કઇ કઇ કોમના લોકો વસે છે?

પ્ર૦ હિંદુસ્તાનમાં કયા કયા ધર્મો ચાલે છે?

પ્ર૦ હિંદુલોકોનાં ધર્મ પુસ્તકો કયાં કયાં?

પ્ર૦ હિંદુલોકોમાં કયા કયા દેવની ઉપાસના થાય છે?

પ્ર૦ વૈષ્ણવો કોને માને છે?

પ્ર૦ ( અમુક છોકરાને ) તમારા ઇષ્ટ દેવ કયા ? તમે કયો ધર્મ પાળોછો ? તમે કઇ જાતિના છો ? તમારૂં ધર્મ પુસ્તક કયું ? તમારામાં કયાં કયાં વ્રત પાળવામાં આવે છે ? તમે કયા ઉપવાસો કરોછો ?

પ્ર૦ જૈનધર્મના મુખ્ય સિદ્ધાંતો કયા ?

પ્ર૦ પારસી લોકોનું ધર્મપુસ્તક કયું?

પ્ર૦ તેમના ધર્મગુરૂ કોણ ?

પ્ર૦ ઇસ્લામી ધર્મના પંથ કયા ?

પ્ર૦ ખ્રિસ્તી ધર્મના સ્થાપનાર કોણ ?

પ્ર૦ એ ધર્મના કયા કયા પંથ છે ?

વગેરે, વગેરે.

## બોધ.

બધા ધર્મનો સામાન્ય સિદ્ધાંત એ છે કે મનુષ્યે પવિત્ર જીવન ગાળવું, અને પોતાના ઇષ્ટ દેવની દઢ ભાવનાથી ઉપાસના કરવી. પોતાના ધર્મના સિદ્ધાંતોનું સંપૂર્ણ જ્ઞાન મેળવી તેના સારાસારનો વિવેક કરવાની શક્તિ પ્રાપ્ત કર્યા અગાઉ અન્ય ધર્મના ઉપલક જ્ઞાનથી લલચાઇ પોતાના ધર્મના સિદ્ધાંતો કે રીતરિવાજો તરફ શંકાની દૃષ્ટિથી જોઇ તેનો તિરસ્કાર ન કરવો. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં અર્જુન પ્રતિ શ્રીકૃષ્ણોક્તિ છે કે **શ્રેયાન્ સ્વધર્મો વિગુણ: પરધર્મો ભયાવહ:।** અર્થાત્ ઓછા ગુણવાળો હોય તોપણ પોતાનો ધર્મ કલ્યાણ કરનારો છે, અને પરધર્મ શ્રેષ્ઠ હોય તોપણ ભયંકર છે. એ તત્ત્વ નિરંતર ધ્યાનમાં રાખી દરેકે દઢ ભાવથી સ્વધર્મને વિષે શ્રદ્ધા રાખવી.

## પાઠ ૧૦ મો.

**વસંતઋતુ**—સંસ્કૃત વિદ્વાનો વરસની શિશિર, હેમંત, વસંત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ એવી ૭ ઋતુઓ ગણે છે. એ ઋતુઓમાંની પ્રત્યેકની કાળમર્યાદા બબ્બે માસની છે. સામાન્ય રીતે મહા સુદ ૧૫ થી ચૈત્ર સુદ ૧૫ સુધી વસંતઋતુ ગણાય છે. એ ઋતુમાં વનસ્પતિને નવાં પાંદડાં અને

મોર આવે છે તેથી સર્વ ઋતુઓ કરતાં તે વધારે ખુશનુમા લાગે છે.

કવિઓ તેને ઋતુરાજ ગણી સુંદર રીતે વર્ણવે છે. સૃષ્ટિસૌંદર્યના અભ્યાસીને એ ઋતુમાં સૃષ્ટિનું અવલોકન કરવાથી ઘણો આનંદ મળે છે.

સંક્ષિપ્ત=ટુંકામાં લખાયલો; મોટી મોટી બાબતો જેમાં આવે એવો.

ઇતિહાસ=જે પુસ્તકમાં બનેલી હકીકતો વિગતવાર વર્ણવવામાં આવે છે તેને ઇતિહાસ કહે છે.

શિલાલેખ=પત્થર ઉપર કોતરવામાં આવેલો લેખ. (અશોકે બૌદ્ધધર્મની આજ્ઞાઓ પત્થર ઉપર કોતરાવી ગિરનાર વગેરે ઠેકાણે મૂકાવી હતી.)

તામ્રપટ=લેખ લખેલી તાંબાની તખ્તીઓ.

વર્ણન=હકીકત; વસ્તી કેટલી છે, કઈ કઈ જાતના લોકો છે, કયો ધર્મ પાળે છે, લોકોના રીતરિવાજ કેવા છે, ધંધોરોજગાર કેવો છે વગેરે હકીકતો લખી લેવી તેને વર્ણન કહે છે.

એલચી=એક રાજ્ય તરફથી બીજા રાજ્યમાં પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવે છે તે એલચી; સરકારી વકીલ.

સાદા=મોજશોખની વસ્તુઓમાં બહુ ખર્ચ નહિ કરનારા; ખાસ જોઇતોજ ખર્ચ કરનારા; બહુ ઉડાઉ નહિ એવા; ઓછે ખર્ચે નભાવી લેનારા.

વ્યવસ્થા=ગોઠવણ. ગરબડાટ અને ભીડ ગમતાં નથી અર્થાત્ શાંતિ ગમે છે.

ભાગ્યેજ=જવલ્લેજ; કંઈકજ.

વિશ્વાસુ=ભરોસો રાખનાર.

થાપણ=બચાવેલી પુંજી વ્યાજે મૂકવી અથવા સાચવી રાખવા સોંપવી તે.

સાક્ષી=નજરે જોનાર; સાહેદી

માલમિલ્કત=રાચરચીલું, દાણોદુણી, ઘરેણુંગાંઠું વગેરે; જંગમ એટલે ઉપાડી શકાય

તેવી મિલ્કતને માલમિલ્કત કહે છે.

સદાચાર (**સદ્**–સારા+**આચાર**–રીતભાત) સારી વર્તણૂક. અસત્ય ન બોલવું, ચોરી ન કરવી, પરસ્ત્રી તરફ કુદૃષ્ટિ ન કરવી, એ વગેરે સદાચાર કહેવાય.

ગુલામ=વેચાણ રાખેલો માણસ

બરદાસ=પરોણાચાકરી; મેમાનગીરી

વિદ્વાનો=ઘણું જ્ઞાન ધરાવનાર, ખાસ કરીને સાહિત્ય–ભાષાને લગતું જ્ઞાન ધરાવનાર.

હુન્નર=કારીગરી

ન્યાયાસન=ઇન્સાફ કરતી વખતે બેસવાનું આસન ( ન્યાય + આસન )

યોદ્ધાઓ=લડવૈયા

વિદ્યાભ્યાસ=( વિદ્યા + અભ્યાસ. ) વિદ્યા ભણવી તે.

કરી=પરહેજ.

ભરગરછી=ભરતવાળાં

## પ્રશ્નો.

પ્ર૦ જુના વખતનો ઇતિહાસ કયાં સાધનોની મદદથી તૈયાર કરવામાં આવે છે?

પ્ર૦ સેલ્યુકસ કોણ હતો?

પ્ર૦ મેગેસ્થિનીસે હિંદુસ્તાનના રીતરિવાજ સંબંધી શું લખ્યું છે?

પ્ર૦ એ સમયમાં હિંદમાં વસતા લોકોના કયા ચાર વર્ગો હતા?

પ્ર૦ બ્રાહ્મણ અને શ્રમણ એમાં શો ભેદ?

## બોધ.

સાદાં અને પવિત્ર જીવન ગાળવામાં શાંતિ વિશેષ સમાયલી છે, માટે શાંતિભર્યું, સાત્વિક જીવન ગાળવું એ દરેકનું કર્તવ્ય છે. ઉંચા પ્રકારની પરોણાગત, સત્ય અને સદાચરણ એ ગૃહસ્થાશ્રમને શોભાવનારા સદ્‌ગુણો દરેકે ગ્રહણ કરવા જોઇએ.

### પાઠ ૨૧ મો.

પ્રાચીન=ઘણા જુના.

મુસાફરી=જુદાં જુદાં સ્થળોમાં ફરવું તે.

મરદાની=બહાદુરીવાળી; મરદને શો-
ભે એવી.
લાંગરેલી=લંગર કરેલી, છીપાવેલી.
આગબોટ=અગ્નિની મદદથી ચાલ-
નારૂં વહાણ.
ઋગ્વેદસંહિતા=( ઋગ્વેદ—ચાર વે-
દમાંનો એક+સંહિતા—સંગ્રહ )
ઋગ્વેદના મંત્રોનો સંગ્રહ
વરૂણદેવ=જળના દેવ.
પ્રાર્થના=સ્તુતિ
સમુદ્રયાન=સમુદ્રની મુસાફરી
પૂર્વજન્મ=પહેલાંના અવતાર
ખંબોજે=કંબોજમાં (હીંદીચીનનો
એક ભાગ છે )

" જાવે જે કો નર ગયો,
નાવે મંદિર માંય;
જાય રળી જાવે થકી,
પરીઆ પરીઆ ખાય."

અર્થ—જે કોઈ માણસ જાવે જાય તે પાછો મંદિરમાં—પોતાને ઘેર પાછો આવવા પામતો નથી. (કારણકે ત્યાંની હવા માફક આવતી નથી તેથી ત્યાંજ મરણ નીપજે છે,) અને કદાચ આવે તો જાવામાંથી છોકરાંનાં છોકરાં ખાય એટલું રળી લાવે છે. ( એ દેશમાં પુષ્કળ તેજાના પાકે છે, તેના વેપારથી પુષ્કળ દ્રવ્ય પેદા કરી શકે છે.)

**પ્રશ્નો.**

પ્ર૦ પ્રાચીન કાળમાં આપણા લોકો દરિઆની મુસાફરી કરતા હતા તેના શા શા પુરાવા છે?

પ્ર૦ " જાવે જે કો...... " એ ઉપરથી શું સમજાય છે?

**બોધ.**

આ લોકનાં સુખોની પ્રાપ્તિ માટે અથાગ ઉદ્યોગી જીવન ગાળવું આવશ્યક છે, અને ઉંચા પ્રકારના—બહુ લાભ આપનારા ઉદ્યોગો માટે અવશ્ય પરદેશ મુસાફરી કરવી જોઇએ.

## પાઠ ૧૩ મો.

ઉગરતા=બચતા
દોસ્તી=મિત્રાચારી; ભાઈબંધી.
નિર્મળ=સ્વચ્છ, વાદળાં વગરની
અને ચંદ્ર વડે પ્રકાશિત થ-
એલી, સુંદર

હાથે કરીને વહોરવું=જાણી બુજી-
ને-સમજવા છતાં માથે લેવું.
રખવાળ=સાચવનાર.
ખોખરા કરશે=હાંડકાં ભાંગશે,મારશે
અમૃત જેવાં=ઘણાં મીઠાં
ભૂંકી જાઓ છો=કોઈપણ જાતના
રાગ વગર બરાડો છો
પીડા ઉભી કરવી=દુઃખ આવી પડે
તેમ કરવું
ગાન=ગાયન
શાસ્ત્ર=કોઈ પણ વિષય સંબંધી ઉં-
ડા જ્ઞાનવાળું અને ચોકસ
નિયમોનું પુસ્તક
નિશ્ચય=ચોકસ ઠરાવ
કળ વળી=જરા આરામ થયો
લહે=લહેજત; મઝા
સ્વર=સૂર
ગ્રામ=સૂર સંબંધી એક માપ
તાલ=ગાવામાં માત્રા પ્રમાણે જે
ગાય તે
મૂર્ચ્છના=સૂરને એક વાર ચઢાવ-
વા અને પાછા ઉતરવા તે.

### પ્રશ્નો.

પ્ર૦ શિયાળ અને ગધેડાની વાત
કહો
પ્ર૦ શિયાળ અને ગધેડો એ બ-
ન્નેમાં હોશિઆર કોણ ?
પ્ર૦ સંગીતશાસ્ત્રમાં મુખ્યત્વે શું
શું આવે છે ?

### બોધ.

અમુક કાર્યનું અમુક ફળ આ-
વશે તેનો પહેલેથીજ પાકો વિ-
ચાર કરવો, ગધેડાના જેવી મૂ-
ર્ખાઈ કરવી નહિ.

### પાઠ ૧૪ મો.

મુલતવી=આગળ ઉપર કરવા પ-
ડયું રાખવું તે
માઠાં=ભુંડાં, નઠારાં, ખોટાં
વગર ઢીલે=ઢીલ વગર
અણધાર્યું=નહિ ધારેલું
કદાપિ=કોઈપણ દિવસ
મુસ્કેલ=કઠણ
અનુભવ=કોઈપણ કાર્યથી લાભા-
લાભ જાતે ભોગવવા તે
નારાજ=નાખુશ, દીલગીર
અસલ=જુની, મૂળની
નિબંધ=કોઈપણ વિષય ઉપર સા-
રી ઇબારતવાળું લખાણ

વિમો=મકાન, જિંદગી, માલ વગેરેનું જોખમ માથે વહોરી લઈ તેનો નાશ થએથી ઠરાવેલી રકમ આપવા કોઇ વેપારી કંપની બંધાય છે, અને તે બદલ વરસો વરસ અમુક રકમ લે છે. આવા કરારને વીમો કહે છે.

અકસ્માત=અણધારી; એકાએક

નોટ=રૂપીઆને બદલે વપરાતો ચલણી કાગળ

ચિંતા=ફીકર

ચેપ=ફોલ્લામાંથી નીકળતું પરૂ; અસર

ખેદ=દુઃખ

પ્રસિદ્ધ=જાહેર

કુટેવ=નઠારી ટેવ

અસરકારક=અસર—લાગણી કે દયા ઉત્પન્ન કરે તેવું

પરિણામ=ફળ

જડ ઘાલવી=હંમેશને માટે રહેવી

### પ્રશ્નો.

પ્ર૦ કોઈપણ કામ મુલતવી રાખવાથી શું પરિણામ આવે છે?

પ્ર૦ મુલતવી રાખવાથી માઠાં ફળ ભોગવવાં પડે છે, એ બાબતનો આ પાઠમાં કયો દાખલો આપ્યો છે?

### બોધ.

કયે વખતે શી અડચણ આવી પડશે તેની આપણને ખબર પડતી નથી, માટે કોઈપણ કામ આગળ ઉપર કરવા મુલતવી રાખવું એ જોખમભરેલું છે. એ સંબંધમાં સંસ્કૃતમાં એક શ્લોક છે તેનો અર્થ એવો છે કે "આવતી કાલે કરવાનું કામ આજ કરવું, અને દિવસના પાછલા પહોરમાં કરવાનું કામ પહેલાજ પહોરમાં કરી લેવું કેમકે આ માણસે તેના કામથી પરવાર્યો છે કે નહિ તેની મૃત્યુ વાટ જોનાર નથી."

### પાઠ ૧૫ મો.

શેખ=અરબ લોકની ટોળીનો સરદાર

આબાદ=સારી સ્થિતિમાં

ખૂબસુરત = ( ખૂબ—સુંદર+સુરત—શીકલ) સ્વરૂપવાન

**અવતર્યો=જન્મ્યો**

ઉદાર દીલનો=મોટા મનનો; સર્વ તરફ સારો પ્રેમભાવ રાખનાર; પોતાની પાસેની વસ્તુ જરૂર પડે બીજાને આપતાં આંચકો નહિ ખાનાર; બીજાના કડવા શબ્દોની રીસ જેના મનમાં નથી રહેતી એવા સ્વભાવનો.

પરોપકારી=બીજાનું ભલું કરનારો

અન્નપાણી=અનાજ અને પાણી

જવાહીર=હીરા, માણેક, મોતી વગેરે કીંમતી દ્રવ્ય

ઇશ્વરને માર્ગે=ધર્મના કાર્યમાં

સખત=માઠું લાગે એવા

દાદ ફરિઆદ=બંને શબ્દોનો અર્થ સમાન છે

આદમી=માણસ

ઉપદેશ=બોધ.

ખુદ =પરમેશ્વર

જિંદગી=આયુષ્ય; જન્મથી મરણ સુધીનો વખત

જવાંમર્દી=બહાદુરી

ગુજારવી=ગાળવી; પુરી કરવી

ફકીર=મુસલમાન સાધુ

બુઢી=ઘરડી ડોશી

દુઆ=આશીષ

એકલપંથી=સાથી વિનાનો; એકલો જતો મુસાફર

આડીઅવળી=ગમે તેવી, સમય પ્રમાણે, અર્થ વગરની

ગપસપ=નિરર્થક વાતોના તડાકા

પ્રતાપે=વગવસીલા વડે

પાદશાહ=મુસલમાન રાજકર્તા

ખુદાને રસ્તે=નીતિના રસ્તે

જખમી=ઘાયલ

ખરેખર પાપી નથી=પાપ કરવાની ખાતરજ પાપ કરતા નથી; પરંતુ નિર્ધન અને ધંધા વગરના હોવાથી પાપ કરે છે

ફાંસીઆનો=ગળે ફાંસો દઈ મારી નાખનારો

સ્તબ્ધ=છક, દીગ, નવાઈ પામેલા, ચકિત

પસ્તાવો=પૂર્વે થઈ ગએલાં કાર્યોની દીલગીરી

અપકાર=કોઇનું ભુંડું કરવું તે

## પ્રશ્નો.

પ્ર૦ તાઇ કોણ હતો ?

પ્ર૦ ઉદાર હાતિમમાં નાનપણથી જ શી શી ઉદારતા જણાઈ આવતી ?

પ્ર૦ હાતિમ અને ફાંસીઆની વાત કહો.

પ્ર૦ હાતિમના જીવનમાંથી શો બોધ મળે છે ?

## બોધ.

સત્પુરુષને જે જે સંપત્તિઓ (શરીર, બુદ્ધિ, દ્રવ્ય વગેરેની) પ્રાપ્ત થાય છે તે લોક કલ્યાણને માટેજ, એમ શ્રદ્ધાપૂર્વક માની પ્રાપ્ત થએલી સંપત્તિનો સદુપયોગ કરવો એ દરેકનું કર્તવ્ય છે. વળી ઉપકારને બદલે ઉપકાર કરવો એ તો સાધારણ વાત છે, પણ અપકાર કરનાર ઉપર ઉપકાર કરવો એજ શ્રેષ્ઠતાની નિશાની છે.

## પાઠ ૧૬ મો.

ઉડાઉપણું=જે આવ્યુ તેમ વાપરી નાખનાર, પોતાની સ્થિતિ કરતાં ઘણો ખર્ચ કરનાર

બોલે છે કે બકે છે=સમજીને બોલે છે કે વગર સમજે માત્ર બોલીજ જાય છે

જહાંપનાહ=દુનીઆના ધણી

વિચિત્ર=નવાઈ ભરેલો

ઉત્તર=જવાબ

ખુલાસો=સમજાય એવી રીતે બોલવું તે

તવંગર=ગૃહસ્થ, પૈસાદાર

નિર્ધન=ગરીબ

ભાન=સમજણ

જમા ઉધાર=ઉપજ ખર્ચ

દેવામાં ધસડાવું=દેવામાં તણાઈ જવું, ખુવાર થવું

મહાન પુરુષ=મોટા પુરુષ; ઊંડી સમજણવાળા પુરુષ

શિષ્યો=વિદ્યાર્થીઓ

અડસટ્ટો=આસરો, શુમાર

પગરણ=સારૂં ટાણું

આફત=અડચણ

જોગવાઈ=સવડ

બેપીકરાઈ=કાળજી નહિ રાખવી તે

નિંદવા=વખોડી કાઢવા લાયક ધિક્કારવા યોગ્ય

ગૃહસ્થાઈ=ગૃહસ્થને છાજતું લક્ષણ
ઠાઠમાઠ=નકામો ભભકો, ડોળ, ઉપલક દેખાવ
દેખાદેખી=બીજાનું કરેલું જોઇ તે પ્રમાણે કરવું તે
દેવાના ઢગ=પુષ્કળ દેવું
લેણદાર=માગનાર
ઉઘરાણી=માગવું તે
ચિઢીઆં=બીજાને માઠું લાગે તેવી રીતે બોલવું તે
સ્વતંત્ર=કોઇને તાબે નહિ તેવો
પરતંત્ર=પારકાને તાબે
ગુલામ=વેચાતો લીધેલો માણસ
ચેનબાજી=મોજમઝા
મિથ્યાભિમાન=ખોટી પતરાજી
ખરચાળ=બહુ ખરચ કરવું પડે તેવા
પાયમાલ=ખુવાર
વરઘોડા=લગ્ન વખતે વાજાં, દારૂખાનું વગેરેની ધામધુમ કરવામાં આવે છે તે
વરા=જમણવાર
કુળવાન=ઉંચા કુળવાળું
વાહવાહ=સારૂં, વખાણ કરવાં તે
ફુલણજી=બીજાનાં વખાણથી ફુલાઈ જનારા
અરજી થઈ=સરકારમાં ફરીઆદ થઇ
જપત=લેણું વસુલ થવા માટે બીજાના કબજામાં ગએલી
દયામણી=જોનારને દયા ઉત્પન્ન થાય તેવી
ખુશાલીને પ્રસંગે=લગ્ન, ઉપવીત, સીમંત વગેરે આનંદને સમયે
પેટે પાટા બાંધી=બહુ કંજુસાઇ કરીને, જોઇતો ખર્ચ પણ ન કરવો, અને ખાવા પીવામાં પણ બહુ ઝીણવટ કરવી તે
ગુજરાન=ભરણપોષણ
વાળુ=ખાવું તે
ઉડાવી દે=વાપરી દે; જેમ તેમ ખર્ચી દે
દીલગીરી ભરેલું=દીલગીરી ઉત્પન્ન કરનારૂં

## પ્રશ્નો.

પ્ર૦ બીરબલે શો વિચિત્ર જવાબ આપ્યો ?

પ્ર૦ એ જવાબનો ખુલાસો શો કર્યો ?

પ્ર૦ રીતસર ખર્ચ થાય તેને માટે શો ઉપાય કરવો ?

પ્ર૦ ઉડાઉ લોકો કઇ બાબતોમાં પૈસા ઉડાવી દે છે ?

પ્ર૦ આ પાઠ વાંચી તમે શો બોધ ગ્રહણ કર્યો ?

**બોધ.**

પોતાની ઉપજ તરફ ધ્યાન રાખી જરૂર જેટલુંજ ખરચ કરવું. લોકોનાં વખાણથી કુલાઇ ન જતાં સાદું જીવન ગાળી કરકસરથી રહેવું. જ્યાં બાર આના ખર્ચવાથી નભે તેમ હોય ત્યાં રૂપીઓ ખર્ચવાની મૂર્ખાઇ કદાપિ કરવી નહિ. આપણી સ્થિતિને અનુસરતાં ત્રણ રૂપીઆનો ધોતી જોડો પહેરવો યોગ્ય હોય તો ખાસ કારણ વગર ચાર રૂપીઆનો લાવવા ઇચ્છા કરવી નહિ.

**પાઠ ૧૭ મો.**

મમતા=હેત, પ્રીતિ, માયા

ગુણીઅલ=ગુણવાળી

પત્ની=સ્ત્રી

ખાતર=બરદાસ, સેવાચાકરી

ઉત્સાહ=ઉમંગમાં, આનંદમાં

વેઠવૈતરૂં=સત્તાને બળે મફત કામ કરાવવું તે

અમસ્તી=મફત, વગર કીંમતે

વર્તણુક=રીતભાત

ધડો=દાખલો

વિગત=બીના, હકીકત

આશ્ચર્ય=નવાઇ

ખુલ્લા દીલથી=કંઇપણ છુપાવ્યા વિના

ધર્મિષ્ટ=ધર્મમાં શ્રદ્ધાવાળી

ત્રેવડ=વેતરણ, ગોઠવણ

આવડ ત્રેવડ=વ્યવસ્થાની હોશિઆરી

કણબણો=ખેડુતોની સ્ત્રીઓ

ઉદ્યમી=ઉદ્યમ-ધંધા રોજગારવાળા

હિંમતવાન=હિંમતવાળા

થાણદાર=થાણાનો-સિપાઇની ટુકડીનો-ઉપરી

વહીવટદાર=તાલુકાનો જમીનના મહેસુલ વગેરેનો વહીવટ કરનાર

હેતભાવથી=માયાથી

પ્રામાણિક=કોઇપણ તરેહનો અન્યાય ન કરવો તે

સહવાસ=સાથે રહેવું તે

કુટુંબ પ્રીતિ=પોતાના કુટુંબ ઉપર જેવો ભાવ હોય તેવો ભાવ

રસભેર=આનંદથી

ચૈત્રબીજ=ચૈત્ર મહીનાની બીજ

રમણીય=સુંદર, આનંદ આપનારી

સંધ્યાકાળે=સાંજનો વખત

પાદરે=ભાગોળની આગળનું ખુલ્લું મેદાન

ગોરજ=ગાયના પગથી ઉડેલી ધૂળ

ઠઠ=ગીરદી

આવકાર=માન

સાહુકારો=પૈસાદાર

દ્રવ્ય=પૈસા

ધીરતા=વ્યાજે આપતા

ઉઘરાણી=લેણા પૈસા ઉઘરાવા જવું તે

અધિકારીઓ=સરકારી અમલદારો.

ઉત્તેજન=સહાય, મદદ

મરણ પરણ=લગ્ન, મરણ વગેરે અવસર

માત્ર=ફક્ત; એકલો

જૂજ=થોડા

અરસપરસ=માંહોમાંહે

ધીરધાર=ધીરવું તે, વ્યાજે નાણાં આપવાનો ધંધો

પૈસાની કીંમત સમજવી=પૈસા કેવી ઉપયોગી વસ્તુ છે તે સમજવું

નાણાવટી=નાણાં ધીરનાર

દેવાદાર=કરજવાળા

દેવાદાર મટી ધીરનાર થયા=ગરીબ મટી પૈસાદાર થયા

હોંસભર્યો=ઉમંગવાળો

પ્રયોગ=અખતરા, કોઈ બાબતની અજમાયશ કરવી તે

અભિમાન=પોતાના ધંધા માટે ઊંચો ભાવ

ખરચવા=વાપરવા; ઉપયોગ કરવા

### પ્રશ્નો.

પ્ર૦ કયા સુખી શહેરનું વર્ણન છે?

પ્ર૦ એમાં પ્રધાન કયો હતો?

પ્ર૦ એ પ્રધાનની સ્ત્રીનું નામ શું?

પ્ર૦ વિદ્યાચતુરના સ્વભાવનું વર્ણન કરો.

પ્ર૦ લોકોનો વિદ્યાચતુરના કુટુંબ ઉપર કેવો ભાવ હતો?

પ્ર૦ ખેડુતોની સ્થિતિ શી રીતે સુધરી શકે?

## બોધ.

અધિકાર મળવાથી માણસે ગર્વિષ્ઠ ન બનતાં બધાં સાથે હેત પ્રીતથી રહેવું એવો બોધ વિદ્યાચતુર તેમજ તેની સ્ત્રી ગુણસુંદરીના વર્તનથી મળે છે. વળી જે કાર્ય માથે લીધું હોય તેને સારામાં સારી રીતે બજાવવું અને પરોપકાર બુદ્ધિ રાખી સંબંધમાં આવતાં સર્વનું કલ્યાણ કરવા બનતો દરેક પ્રયત્ન કરવો એ પણ તેમનાં જીવન ઉપરથી શીખવાનું મળે છે.

### પાઠ ૧૮ મો.

આશ્ચર્ય=નવાઈ

બ્રહ્મચર્ય=( બ્રહ્મ–વિદ્યા+ચર્ય–આચરણ ) વિદ્યા ભણનારે રાખવું જોઇતું વર્તન.

લગ્ન=પરણવું તે

બડવો=બટુક; જનોઇને લગતી ક્રિયાનો એક ચાલ; એમાં છોકરો દોડે છે, અને મામો તેને પકડીને પાછો ઘેર લાવે છે.

વિવાહ=સગપણ, લગ્ન માટે વાતચીત.

વિશેષ=વધારે

કન્યા=છોકરી

વિધિ=ક્રિયા

દેવસાખે=દેવના દેખતાં; દેવને સાક્ષી રાખીને.

અસલ=પહેલાં

રસિક=આનંદ આપનારી

વિવાદ=અરસપરસ એક બીજાના વિચારોની આપ લે કરવી તે.

રાજકાજ=રાજ્યને લગતું કામ

ધર્મક્રિયા=ધર્મને લગતી ક્રિયા

વિભાગ=ભાગના ભાગ; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર એ ચાર જાતિ તે ભાગ અને ખેડાવાળ, શ્રીગોડ, નાગર પાટીદાર, વાણીઆ, સોની, દરજી, માળી વગેરે પેટાજાતિ એ વિભાગ કહેવાય.

ગુણ=સ્વભાવ: વિશેષ લક્ષણ

શસ્ત્ર=હથિઆર

ધર્મોપદેશ=ધર્મનો ઉપદેશ

ભોજન=ખાવું તે

કન્યાવહેવાર=કન્યા લેવી આપવી તે

અસંખ્ય=સંખ્યા વગરની, અતિશય

પુરાવા=સાબીતીઓ

પ્રાચીન=જુના

## પ્રશ્નો.

પ્ર૦ અગાઉ હિંદુલોકોની કઇ કઇ જાતિઓ બંધાઇ હતી ?

પ્ર૦ એ જાતિ શાને લીધે બંધાઇ હતી ?

પ્ર૦ પહેલાં લગ્ન સંબંધી શો રિવાજ હતો ?

પ્ર૦ સ્ત્રીકેળવણી અગાઉ કેવી હતી

પ્ર હાલમાં અનેક જાતિઓ કેવી રીતે બંધાઈ છે ?

પ્ર૦ કયા રિવાજો જુના છે છતાં નવા માનવામાં આવે છે ?

પ્ર૦ કયા રિવાજો આધુનિક હોવા છતાં જુના મનાય છે ?

## બોધ.

આ રિવાજ નવો છે માટે સારો અથવા જુનો છે માટે ખોટો એમ માની બેસવું નહિ, પરંતુ બંનેની તપાસ કરતાં સ્થિતિ પ્રમાણે જે હિતકર લાગે તે સારો માની ગ્રહણ કરવો જોઇએ.

## પાઠ ૨૦ મો.

ગુફા=અખોલો

વિહાર=બૌદ્ધ સાધુઓને રહેવાની જગા

ચૈત્ય=પર્વતની ગુફામાંનું બૌદ્ધ દેવાલય.

તરેહ=ભાત; કોતરણી; કારીગરી.

શિલ્પકામ=મકાનની બાંધણીને લગતું કામ; કોતરણી કામ; કારીગરી.

પાષડીપટ=પહોળાઈ થોડી અને લંબાઇ અતિશય

પટ=લાંબા ભાગ

પડખે=બાજુએ

ધાતુગર્ભ (દાગબ)=દેવાલયના જે ભાગમાં બુદ્ધ દેવના શરીરનો અમુક ભાગ રાખવામાં આવ્યો હોય તેને ધાતુગર્ભ કહે છે.

સ્તંભ=થાંભલો

ભિક્ષુઓ=ભિક્ષા માગીને ગુજરાન ચલાવનાર; સાધુઓ.

ક્ષણભંગુર=ક્ષણ–પલકમાં–સહેજ વારમાં–જોતાં જોતામાં ભાગી જનારૂં એટલે નાશ પામનારૂં

મનની વૃત્તિ=સંસારની મોહ પમાડનારી વસ્તુઓ તરફ ખેંચાઈ જવાનો સ્વભાવ તે મનની વૃત્તિ કહેવાય

નિર્વાણ પામવું=જીવનમુક્ત થવું, અર્થાત્ ફરીને જન્મ ન લેવો પડે એવી સ્થિતિ પ્રાપ્ત કરવી તે.

દિનચર્યા=(દિન+ચર્યા–આચરવું એટલે ચાલવું તે.)
સાધુએ રોજ કેમ ચાલવું–શું કરવું–તે

સૂર્યાસ્ત=( સૂર્ય+અસ્ત–આથમવું ) સુરજનું આથમવું તે

સૂર્યોદય=( સૂર્ય + ઉદય–ઉગવું તે ) સુરજનું ઉગવું તે

ભિક્ષાપાત્ર=ભિક્ષા માગવાનું વાસણ

નકલ=ઉતારો

શંકા=નહિ સમજાતી બાબત

દીવાબત્તી=દીવા સળગાવવા તે

જિંદગી=આયુષ્ય

### પ્રશ્નો.

પ્ર૦ કાર્લીમાં શાની ગુફાઓ છે?

પ્ર૦ કાર્લી ક્યાં આવ્યું?

પ્ર૦ હિંદના કયા ભાગમાં બૌદ્ધ ચૈત્યો વિશેષ છે.

પ્ર૦ કાર્લીમાં જે મોટું ચૈત્ય છે તેનું વર્ણન કરો

પ્ર૦ બૌદ્ધ ભિક્ષુઓની દિનચર્યાનું વર્ણન કરો.

### બોધ.

ધર્મતત્ત્વો ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી તેને લગતું યથાર્થ જ્ઞાન મેળવી તેને આચારમાં મૂકવામાં જ જીવનનું ખરૂં કલ્યાણ સમાયલું છે, માટે ધર્મના ઉપદેશ પ્રમાણે વર્તી પવિત્ર અને ઉંચું જીવન ગાળવું એ દરેકનું કર્તવ્ય છે.

## પાઠ ૨૧ મો.

મોલ=પાક

સમરાવી=દુરસ્ત કરાવી

કંપનિ=હિંદુસ્તાનમાં વેપાર કરનારી વેપારીઓની ટોળી; એ કંપનીના હાથમાં ઈ. સ ૧૮૫૮ સુધી હિંદનું રાજ્ય રહ્યું, ત્યારબાદ ના. મહારાણી વિકટોરીઆએ પોતાને હસ્તક લીધું હતું.

પટ=વિસ્તાર
તાબે=જીતી લેવું
સદી=સેંકડો
પૂર=પાણી ચઢી આવવું તે; રેલ
આબાદ=ચઢતી સ્થિતિમાં
પ્રસિદ્ધ=જાણીતી
બળદેવજી=શ્રીકૃષ્ણના મોટા ભાઈ

### પ્રશ્નો

પ્ર૦ હિંદુસ્તાનમાં કઇ કઇ મુખ્ય નહેરો છે?
પ્ર૦ જમના નદીમાં કોણે નહેર બંધાવી હતી?
પ્ર૦ નહેરથી શા લાભ છે?
પ્ર૦ જમના નદીની પૂર્વ બાજુની નહેર શાથી બહુ રમણીય છે?

### પાઠ ૨૨ મો.

લોકપ્રિય=લોકોમાં વહાલા થઈ પડેલા; લોકોમાં બહુ માન પામેલા
ઘેર ઘેર=સઘળે ઠેકાણે
સાધારણ=થોડો ઘણો
સંપ્રદાય=માર્ગ; પંથ
કુશળ=હોશિઆર
કાવ્યકળા=કવિતા કરવાની વિદ્યા
સમાગમ=મેળાપ
કદર=બુજ
પરમ=મોટા; ખરા
હિતેચ્છુ=ભલું ઇચ્છનાર
વર્નાક્યુલર સોસાયટિ=ગુજરાતી ભાષા ખીલવવા માટે સ્થપાએલી મંડળી
હેતુ=મતલબ
ઠરેલ=પાકી
હુન્નરખાનની ચઢાઇ=એ નામની ચોપડી
ભૂતનિબંધ=ભૂત સંબંધી વિચારોનો નિબંધ
વહેમ=અસત્ય બાબતને સત્ય માનવી
પ્રયત્ન=ઉપાય
પ્રમુખ=મુખ્ય પુરૂષ
સી૦ આઇ૦ ઇ=એ નામનો રાજ્ય તરફથી મળતો ખિતાબ; હિંદના રાજ્યનો દોસ્ત
માનવંતો=માન ભરેલો
વર્ષાસન=દર વરસે અમુક રકમ મળવી તે
દેશદાઝ=દેશની લાગણી

## પાઠ ૨૩ મો.

શ્રીમંત=પૈસાદાર
ઉદાર=મોટા મનનો
ધાર્મિક=ધર્મમાં શ્રદ્ધાવાળો
તદન=બીલકુલ
નિરાધાર=આધાર વગરનો
લાચાર થઇને=કોઇપણ જાતનો ઉપાય નહિ ચાલવાથી
ગુમાસ્તાગીરી=ગુમાસ્તા તરીકેની નોકરી
પીગળી ગયું=નરમ થઇ ગયું
વાકેફ=જાણીતો
ફુરસદ=નવરાશ
વિશ્વાસઘાતી=ભરોસો તોડનાર
સંપૂર્ણ=પૂરેપૂરો
અત્યંત=ઘણીજ
પ્રીતિ=હેત
ઉચાપત કરવું=ઉપાડી જવું; ઓળવવું
તિજોરી=કીંમતી વસ્તુઓ સહીસલામત રાખવાની લોઢાની મજબુત પેટી
દોસ્તી=મિત્રાચારી
ગુમાસ્તો=નોકર
સોદો=માલ વેચાતો લેવો તે
વ્યસની=દારૂ વગેરે વ્યસનવાળો
વ્યસન=કેફી પદાર્થો વાપરવાની ટેવવાળો
ઉડાઉ=નકામા ખોટે માર્ગે પૈસા વાપરી નાખનારો
આળ=તહોમત
યુક્તિ=ઉપાય
અન્નદાતા=અનાજ આપનાર પોષણ કરનાર
દગો કરવો=છેતરવા
દુર્ગુણ=નઠારા ગુણ
લક્ષણ=ટેવ
ત્યાગ કરવો=તજી દેવા

### પ્રશ્નો.

પ્ર૦ અમીર અલીશેઠને ત્યાં શી રીતે નોકર રહ્યો ?
પ્ર૦ તેણે પોતાના શેઠને કેવી રીતે છેતર્યા ?
પ્ર૦ અમીર કેવા સ્વભાવનો ગણાય?

### બોધ.

પોતાનું ભલું ઇચ્છનારે કદાપિ અમીરના જેવું નીચપણું કરવું નહિ. વિશ્વાસઘાત કરવો

નહિ. કોઇના ઉપર આળ ચઢાવવું નહિ. ચોરી કરવી, પોતાના અન્નદાતાને દગો દેવો અને બીજા અનેક દુર્ગુણો નીચપણાનાંજ લક્ષણ છે. એવા દુર્ગુણોનો સદા ત્યાગ કરવો, અને ઊંચો ઉદાર સ્વભાવ રાખી હંમેશાં નીતિને રસ્તે ચાલવું.

## પાઠ ૨૫ મો.

પરાક્રમ=બહાદુરી

તોલ ન આવે=બરાબરી કરી શકે નહિ

વર્ણન=હકીકત

ફઇને=ફોઇને

વાસો રહેજે=મુકામ કરજે

ખોડીબારૂં=ખેતરની વાડમાંથી જવા આવવાને રસ્તો જ્યાં છીંડું રાખેલું હોય ત્યાં એ પાંખાંવાળું દાટેલું લાકડું

પાધરો=તરતજ

પહોરેક=આશરે એક પહોર; પહોર એટલે ત્રણ કલાક

કુપ્પાં=ઘી ભરવાનાં ચામડાનાં કુલ્લાં.

કુણ હે ?=કોણ છે ?

શાવકાર=સાહુકાર, પૈસાદાર

ભો=બીક, ડર, બીક

ઘેરામાં=છોડથી ખૂબ ઢંકાઇ રહેલી જગામાં; ઘટામાં

મોટો=જબરો

હારે=સાથે

બુકાની=માથેથી દાઢી નીચે થઇ લુગડાનો કડકો બાંધી લેવો તે.

હોંકારા=ઘાંટા, બૂમો.

સે=છે

હેંડો=ચાલો

પતીજ=વિશ્વાસ

પરખાવો=તપાસો

### પ્રશ્નો.

પ્ર૦ અડવાની ફઈએ શી શિખામણ દીધી ?

પ્ર૦ અડવે કયાં મુકામ કર્યો ?

પ્ર૦ મારવાડી સાથે શી વાત થઇ ?

પ્ર૦ કોળીએ શું કર્યું ?

### બોધ.

આ હાસ્યરસનો પાઠ છે. તે ખાસ બોધ આપવાના હેતુથી લખાયો નથી, કેમકે અડવા જેવા

પરાક્રમી ( ! ) પુરૂષો દુનીઆમાં ક્વચિતજ સંભવે.

## પાઠ ૨૬ મો.

"અભિજ્ઞાન શાકુંતલ" નામનું સંસ્કૃત નાટક કાળિદાસે રચેલું છે, તેનાં ગુજરાતીમાં ભાષાંતર થએલાં છે. એ ભાષાંતર ઉપરથી આ પાઠ લીધેલો છે. સંબંધ જાણવા માટે એ નાટકનો સાર નીચે આપ્યો છે.

વિશ્વામિત્રના તપથી ઈંદ્રના મનમાં ભીતિ ઉત્પન્ન થઇ કે રખેને તે ઈંદ્રાસન લઇ લેશે. એ વિચાર ઉદ્દભવતાં તેમના તપનો ભંગ કરવા માટે ઈંદ્રે મેનકા નામની અપ્સરાને મોકલી. તેણે નૃત્ય, ગાન, હાવભાવ આદિ સ્ત્રીચારિત્ર્ય વડે ઋષિના મનને ચલિત કર્યું. ઋષિ ધ્યાનભંગ થયા અને અપ્સરાને વિષે તેમને મોહ ઉત્પન્ન થયો, તથા તેની સાથે વિહાર કર્યો. એને પરિણામે મેનકા ગર્ભવતી થઇ. ત્યાર પછી અમુક સમયે તેણે એક કન્યાને જન્મ આપ્યો. મેનકા કન્યાને લઈ ઋષિ પાસે આવી. ઋષિએ તેનો સ્વીકાર ન કર્યો અને પૂર્વની ભૂલને માટે મનમાં પશ્ચાતાપ કર્યો. આથી મેનકા તેને એક વૃક્ષ તળે મુકી ઈંદ્રલોકમાંથી તેની મા તેને તેડવા આવેલી તેની સાથે ચાલી ગઈ. હવે એવું બન્યું કે કાણ્વ ઋષિના શિષ્યો નદીએ સ્નાન કરી આશ્રમે જતા હતા, તેમની દૃષ્ટિએ પેલી બાલીકા પડી, આથી આશ્ચર્ય પામી તેમણે તેને ઉપાડી લીધી, અને ઋષિ પાસે લઇ ગયા. વૃક્ષ નીચે પક્ષીઓએ તેનું રક્ષણ કરેલું તે વાત શિષ્યોએ ઋષિને કહી. આથી તેનું નામ તેમણે શકુંતલા ( શકુંત—પક્ષી+લા—રક્ષાએલી=પક્ષીઓએ જેની રક્ષા કરેલી છે એવી. ) પાડયું. આ પ્રમાણે શકુંતલા કાણ્વઋષિના આશ્રમમાં ઉછરી મોટી થઈ, અને બાલ્યકાળનો સમય સખાઓ સાથે અનેક પ્રકારના વિનોદો અને બાળક્રીડાઓમાં વ્યનીત કર્યો. એક

સમયે દુષ્યન્ત નામનો મૃગયાર્થે નીકળેલો રાજા કાણ્વઋષિના આશ્રમે આવી ચઢયો. આ સમયે ઋષિ પોતાના શિષ્યો સાથે પ્રભાસપાટણની જાત્રાએ ગયા હતા. આથી શકુંતલા અને તેની સખીઓએ દુષ્યંતનો જળ, ફળાદિક વડે યોગ્ય સત્કાર કર્યો. દુષ્યંત શકુંતલાનું ખીલતી યુવાવાળું લાવણ્ય, તથા સૌંદર્ય વડે મોહિત થયો. શકુંતલાને પણ આ પ્રથમ જ પરિચયમાં પ્રીતિભાવ ઉદ્ભવ્યો. બંને ગાંધર્વ લગ્ને પરણ્યાં. અહિં થોડો વખત રહી દુષ્યંત રાજા પોતાના નગર તરફ ગયો. જતી વખતે પ્રેમની નિશાની તરીકે એક વીંટી આપી હતી, અને કહ્યું હતું કે હું નગરમાં જઈ તને તેડવા મોકલીશ. શકુંતલા દુષ્યંતના જવાથી અતિશય શોકમાં પડી ઉંડાં વિચારમાં બેઠી હતી. આ પ્રમાણે પતિના વિયોગથી તે આસપાસની દુનીઆનું ભાન ભૂલી જઈ એક શિલાખંડ ઉપર બેઠી હતી, એવામાં દુર્વાસા ઋષિ ત્યાં આવી ચઢયા, તેનો શકુંતલા સત્કાર કરી શકી નહિ. આથી ક્રોધે ભરાઈ મુનિએ શ્રાપ દીધો કે "તું જેનું ધ્યાન ધરી બેઠી છે તેનોજ તને વિયોગ થશે." શકુંતલાની સખીઓ ઋષિનાં આવાં વચનો સાંભળી અતિશય ગભરાઈ ગઈ અને શકુંતલા સાથે સર્વે એ અતિશય વિનવણી કરી ત્યારે મુનિએ કહ્યું કે "પાછળથી મેળાપ થશે." હવે કાણ્વઋષિ આશ્રમમાં આવ્યા. તેમણે આ સર્વ બીના જાણી. કેટલોક સમય વ્યતીત થયા બાદ શકુંતલાને પોતાના શિષ્યો સાથે દુષ્યંતને ઘેર વિદાય કરી. રસ્તામાં એવું બન્યું કે નદીમાં સ્નાન કરતાં (ઋષિના શ્રાપને લીધે) વીંટી સરી પડી. તેની શકુંતલાને ખબર રહી નહિ, અને દુષ્યંત પાસે ગઈ; પણ શ્રાપને યોગે તે પણ શકુંતલાને વીસરી ગયો, આથી તેનો સ્વીકાર કર્યો નહિ, તેથી તે બિચારી નિ-

રાશ થઈ પાછી ગઈ અને કશ્ય-પના આશ્રમમાં રહી, ત્યાં તેણે એક પુત્રને જન્મ આપ્યો. હવે નદીમાં સરી પડેલી વીંટી એક માછલાના પેટમાંથી માછીને હાથ આવી હતી. માછીએ એ વીંટી રાજાને ભેટ કરી. રાજાને વીંટી જોતાંજ પૂર્વ સમયનું ભાન થયું. (અને શ્રાપનો અંત આવ્યો.) હવે તેણે શકુંતલાની તજવીજ કરાવી, પણ તેનો મેળાપ થયો નહિ. એક વખત ઇંદ્ર તરફથી દાનવોને હરાવી પાછા ઉતરતાં દુષ્યત કશ્યપને પ્રણામ કરવા આશ્રમમાં ગયાં ત્યાં એને સર્વદમન અને શકુંતલા મળ્યાં. આ નાટકમાં કવિએ ઘણાં મનોહર ચિત્રો ચીતર્યાં છે.

ખોવાયલી વીંટી જોતાંજ પૂર્વ સમયનું અભિજ્ઞાન દુષ્યંતને થાય છે અને એ રીતે બંનેનો મેળાપ થાય છે તેથી એ નાટકનું નામ "અભિજ્ઞાન શાકુંતલ" પાડયું છે.

તાપસી=તપોવનમાં રહેતી અને તપ આચરતી સ્ત્રી.

સર્વદમન=સર્વ પ્રાણીઓને દુઃખ દેનાર; દુષ્યંત અને શકુંતલાનો પુત્ર.

બાળચેષ્ટા=બાળક તરીકેની રમતગમત.

તપોવન=તપ કરવાનું વન.

ઋષિ=તપસ્વી.

કાળજામાં=હૃદયમાં; મનમાં.

પ્રાતઃકાળ=સવારનો વખત.

ચક્રવર્તી=ચારે તરફ જેની આણ ફરતી હોય તેવો રાજા.

લક્ષણ=ચિન્હ.

સતાવતો=દુઃખી કરતો; પીડતો.

કંઇ કંઈ=છુટી છવાઇ.

નિમિત્ત=કારણ.

વણ નિમિત્ત=વગર કારણે.

દંતકળીઓ=કળીઓ સમાન નાના અને સુંદર દાંત.

તોતલી=તોતડી.

અંકે=ખોળે.

તલપતા=તલપી રહેતા.

પૂત=પુત્ર.

મલીન=મેલું.

ધન્ય=ભાગ્યશાળી.

લેખાએ=ગણુએ.

લીટીઓના સામટા અર્થ—

વગર કારણે હસવાથી કળી સમાન દાંત કંઇ કંઈ દેખાય છે ને તેની કાલી કાલી તોતલી બોલી ન સમજી શકાય તેવી છે; ખોળામાં ચઢીને બેસવા માટે તલપી રહેતા આવા પુત્રને જે લે છે, અને તેના (શરીરને ચોટેલી) ધૂળ વડે જેનું અંગ મેલું થાય છે તેજ ખરો ભાગ્યશાળી ગણાય.

ગણકારતો=લેખવતો; હિસાબમાં ગણતો.
ઋષિકુમાર=ઋષિનો પુત્ર
સખત=કઠણ
કૃપા=મહેરબાની
આશ્રમ=ઋષિમુનિઓને રહેવાની જગા; મઠ
મુખની આકૃતિ=મોંની કળા–કાંતિ–ચિહ્નો
ચેષ્ટા=રમતગમત; હીલચાલ
આશ્રમસ્થાન=ઋષિઓને રહેવાનું ઠેકાણું
અજાણ્યા=કોઈ તરેહના ઓળખાણ વગરના
મુનિકુમાર=ઋષિ–તપસ્વીનો પુત્ર
ક્ષત્રિયવંશનો=ક્ષત્રિય કુળમાં જન્મેલો
ધર્મદારા=ધર્મ પ્રમાણે પરણેલી સ્ત્રી; લગનના સંબંધથી જોડાએલી સ્ત્રી
ત્યાગ કર્યો=તજી દીધી
પારકાની=બીજાની
પુછપરછ=પૂછીને નક્કી કરવું તે
શકુંત લાવી=(૧) શકુંત નામનું પક્ષી એટલે મોર લાવી. (૨) શકુંતલા...વી. એટલે શકુંતલા આવી
માઘેલો=મા ઉપરના વહાલથી ગાંડો થએલો હોય તેવો
તરજુમો=એક ભાષામાંથી બીજી ભાષામાં લખવું તે; ભાષાંતર.

## પ્રશ્નો.

પ્ર૦ સર્વદમન કોણ?
પ્ર૦ એનું નામ 'સર્વદમન" શા ઉપરથી પડયું?
પ્ર૦ સર્વદમનની કાંતિ જોઈ રાજાના મનમાં શો ભાવ ઉત્પન્ન થયો (એ કવિતા બોલો)
પ્ર૦ એના અર્થ સમજાવો.
પ્ર૦ કોણે ધર્મદારાનો ત્યાગ કરેલો?

## બોધ.

પોતાની જાતિને શોભે તેવાં કર્તવ્યો કરવાં એ શોભા આપનાર છે.

## પાઠ ૨૭ મો.

શિક્ષણ=ભણાવવું તે
બોધદાયક=બોધ આપનાર
સદી=સેંકડો
દોલત=પૈસા
લોભાઈ=લલચાઈ.
સ્પેન=યુરોપખંડમાંનો એક દેશ
વહાણવટી=વહાણ ચલાવનાર; વહાણનો કપ્તાન
ઈરાદો–હેતુ, વિચાર, ધારણા
આભ=આકાશ
અધીરા=ધીરજ વગરના; ગભરાયલા
ફસાવ્યા=છેતર્યા
ફોસલાવી=સમજાવી
ધમકાવી=ઠપકો આપી
અશકય=ન બને તેવું
ચિહ્નો=નિશાનીઓ
તુતક=વહાણના ઉપલા જે ભાગમાં પાટીઆં જડી લઈ ફરવાનું કે બેસવાનું કર્યું હોય તે
આનંદભર્યા–આનંદવાળા
પહો ફાટયો=સવાર થયું
લીલાંછમ=ઘણાં લીલાં
કનડગત=હેરાનગતિ
સૂર્યોદય=સૂર્યનું ઉગવું
પોશાક=કપડાં
ભૂમિ=જમીન
ચુંબન=બોકી
વિધિ=ક્રિયા
વિશ્વાસ=ભરોસો
સાર=મતલબ
સ્વાર્થ=જેમાં પોતાનોજ લાભ સમાયલો હોય તે

## પ્રશ્નો.

પ્ર૦ કોલંબસ કોણ?
પ્ર૦ એની ધારણા શી હતી?
પ્ર૦ મુસાફરીમાં એને શી અડચણ નડી?
પ્ર૦ કયારે અમેરિકા શોધાયો?

## બોધ.

કોઇપણ મોટું કામ માથે લેતા પહેલાં પોતાની શક્તિ અને યોગ્યતાનો સારી પેઠે વિચાર કરવો, પરંતુ માથે લીધા પછી

હીંમત અને દઢતા રાખી તેનો અંત આણવો. વળી એ બાબત લક્ષમાં રાખવી કે પ્રભુ ઉપર ભરોસો રાખી ખંતથી ઉદ્યોગ કરવાથી મોટાં કામો પણ પાર પડી શકે છે ?

## પાઠ ૨૮ મો.

ધર્મિષ્ઠ=ધર્મ ઉપર દઢ શ્રદ્ધાવાળો
સત્યવાદી=નિરંતર સાચું બોલનારો
તેજ ક્ષણે=તરતજ
સર્વસ્વ=બધું
કંટકવન=કાંટાવાળું વન
અયોગ્ય=યોગ્ય નહિ એવી
સુંવાળી=કોમળ અંગવાળી; સહેજ પણ શ્રમ સહન ન કરી શકે એવી

લીટીઓના અર્થ=જે સુંદર સ્ત્રી પુષ્પ વેરેલા સ્થાનમાં હીંડવા પણ અતિશય અયોગ્ય છે તે (અર્થાત્ ઘણીજ સુંવાળી) કોમળ અંગવાળી સ્ત્રી કંટકવનમાં પતિની પાછળ ચાલવા લાગી.

ક્ષત્રિયાણી—બહાદુર સ્ત્રી
ધૈર્ય=ધીરજ, દીલાસો
નિંદી=હલકી પાડી નાખી
અર્ધાંગના=સ્ત્રી
સ્તબ્ધ=કંઇપણ બોલી શકાયું નહિ તેથી જડ જેવો ઉભો રહ્યો; વિચારશૂન્ય
ચંડાળ=નીચ જાતિનો માણસ; સ્મશાનનો રક્ષક
અનાથ=ધણી વગરની, નિરાધાર
સુદ્ધાં=સહિત
પ્રસન્ન=ખુશ, રાજી
વરદાન=વચન, ઇચ્છા પ્રમાણે માગવું તે
કસોટી=પરીક્ષા; ખરેખરી તપાસ

### પ્રશ્નો.

પ્ર૦ હરિશ્ચંદ્રના સત્યની કસોટી કોણે કરી હતી ?

પ્ર૦ વિશ્વામિત્રે હરિશ્ચંદ્રને શાં શાં દુ:ખ દીધાં ?

પ્ર૦ દેવતા પ્રસન્ન શાથી થયા ?

### શા.

"सत्यमेव जयते" એ મહાન સિદ્ધાંત ધ્યાનમાં રાખી અસત્ય તરફ અંત:કરણપૂર્વક ધિક્કાર રાખવો. સત્ય એ દુનીઆમાં ઉ-

ત્તમોત્તમ સદ્‌ગુણ છે. એ સદ્‌ગુણને આધારે બીજા સર્વ સદ્‌ગુણો આપોઆપ પ્રાપ્ત થાય છે. માટે સત્યનું સેવન–પાલન કરતાં આવી પડતી આપત્તિઓ સહન કરી મન દૃઢ કરવું એ દરેકનું કર્તવ્ય છે. ક્ષણિક લાલચોથી મન અસત્ય તરફ દોરવાઇ જતું હોય ત્યારે તેને દૃઢતાપૂર્વક રોકવું એમાંજ ખરો પુરૂષાર્થ છે એ નક્કી જાણવું.

### પાઠ ૨૯ મો.

જળધોધ=પાણીનો ધોધ; ઉંચી જગાએથી પાણી પડવું તે

સામે વહેણે=જે તરફથી પાણી આવતું હોય તે તરફ

બાહુ=બાથ

ફેફસાં=શરીરનો એક અવયવ છે, એ છાતીનાં પાંસળાંની નીચે બંને પાસે બે ઝાડની ડાળીને આકારે આવી રહેલાં છે. નસકોરાં વાટે લીધેલી હવા ફેફસાંમાં જઈ અશુદ્ધ લોહીને શુદ્ધ કરે છે

હરણફાળ=હરણની ફાળ જેટલી પહોળાઇ તે ઉપરથી

વારિ=પાણી

"ઘેરૂં જ ગાય અહીં આ જળધોધ વારિ"—જળધોધનું પાણી અહીં ધીમું ધીમું ગાય છે.

જોખમકારક=કદાચ સંકટમાં આવી પડાય તેવી સ્થિતિવાળું.

ભાસ=દેખાવ

અનંત=પાર વિનાની

પરકંમાવાસીઓ—નર્મદાના પ્રદેશમાં આવેલાં સર્વ તીર્થમાં ફરનાર

પ્રદક્ષિણા=ચારે તરફ ફરવું તે

સદાવ્રત=ગરીબ મુસાફરોને ધર્માદા સીધું આપવું તે

### પ્રશ્નો.

પ્ર૦ સુરપાણનો ધોધ ક્યાં આવ્યો?

પ્ર૦ ત્યાં શી રીતે જવાય?

પ્ર૦ એ ધોધનું વર્ણન કરો

પ્ર૦ નર્મદાના પ્રદેશમાં મુખ્ય તીર્થો ક્યાં છે?

પ્ર૦ સુરપાણનો ધોધ જોવા જવું હોય તો પ્રથમ કયે સ્ટેશને ઉતરવું પડે?

## બોધ.

ઘોધ અને એવી બીજી કુદરતી રચનાઓ પરમ કૃપાળુ પરમાત્માની અનંત શક્તિનું ભાન કરાવી મનુષ્યનાં હૃદયમાં ભક્તિભાવ જાગૃત કરાવે છે, માટે પ્રસંગ આવે એવાં સ્થળોનું ખાસ અવલોકન કરવું.

## પાઠ ૩૧ મો.

કનકમૃગ=સોનેરી વર્ણ–રંગનું હરણ.

પંચવટી=એ સ્થળે પાંચ વડનું જુથ હોવાથી એવું નામ પડયું છે, એ સ્થળ ગોદાવરીને કાંઠે આવેલું છે. રામ, લક્ષ્મણ અને જાનકી વનવાસ વખતે એ સ્થળે પર્ણકુટી બાંધી કેટલોક વખત રહ્યાં હતાં.

ફૂલવાડી=ફૂલઝાડવાળી વાડી

ઠારે છે=આનંદ આપે છે, શાંત કરે છે

અલૌકિક=નવાઈ ઉપજાવનારો, અદ્ભુત, પૂર્વે નહિ જોએલો એવો

મૃગલાં=હરણાં

નિર્ભય=કોઈપણ જાતના ડર વિનાનાં

બુટ્ટી=ગોળ ટપકાં

આશ્ચર્ય=નવાઈ

આર્યપુત્ર=એ શબ્દ ધણીને બોલાવતાં અગાઉ વપરાતો હતો

વગડાઉ=વગડાનાં, જંગલી

મનોહર=મનને આકર્ષનારૂં, મનને રંજન કરનારૂં

છક થઈ જશે=નવાઈ પામશે; તાજુબ થઈ જશે

ચર્મ=ચામડું

આસન=બેસવાનું

અસુર=રાક્ષસ

આગ્રહ=બહુ ખેંચતાણથી, દબાણથી

છેતરવા=ભુલાવામાં નાખવા

હરી જવી=લઇ જવી

કારમી=ભયંકર

ચીસ=બૂમ

પર્ણકુટી=ડાળાં પાંદડાંની ઝુંપડી

ફાળ=ધ્રાસકો

વલોવાઇ ગયું=ગુંચવાઈ ગયું; આકુલવ્યાકુલ બની ગયું, ગભરાઇ ગયું

કઠોર=માઠું લાગે તેવાં કડવાં, ન સહન થાય તેવાં

હરિઆળી=લીલોતરીવાળી
વેષ=દેખાવ
અલખ જગાવતો=પરમાત્માના નામની ધુન મચાવતો.
અલખ=પરમાત્મા, ગોંસાઇ ભીખ માગતી વખત એ શબ્દ બોલેછે
વૃક્ષ=ઝાડ
અતિથી=ભિક્ષા લેવા આવેલો માણસ
પ્રત્યેનો=તરફનો
આસન=બેઠક
ભયાનક=બીક લાગે તેવા
પોત પ્રકાશવું=ખરૂં સ્વરૂપ પ્રગટ કરવું.
દુષ્ટે=પાપીએ
રાતાં થઇ ગયાં=અતિશય ગુસ્સે થઈ ગયાં
ભ્રમર ચઢાવી=ડોળા કાઢી
વિકરાળ=ભયંકર

## પ્રશ્નો.

પ્ર૦ પંચવટી કયાં આગળ આવી?
પ્ર૦ રામ, લક્ષ્મણ, અને સીતાને ત્યાં કેમ જવું પડયું?
પ્ર૦ રાવણે સીતાનું હરણ કરવાને શો પ્રપંચ કર્યો હતો?
પ્ર૦ મૃગથી સીતાજી લલચાયાં કેમ?
પ્ર૦ લક્ષ્મણને મૃગના સંબંધમાં શી શંકા પડી?
પ્ર૦ રામે શો જવાબ આપ્યો?
પ્ર૦ લક્ષ્મણને સીતાજી પાસેથી શી રીતે ખસેડયો?
પ્ર૦ રાવણે સીતાજી સાથે શી વાતચીત કરી?

## બોધ.

અજાણી ભૂમિમાં વસતાં બહુ સાવધાન રહેવું, અને દુષ્ટ માણસ ભોળવવા પ્રયત્ન કરે તથા અનેક રીતે લલચાવે તેથી છેતરાઇ જવું નહિ.

## પાઠ ૩૨ મો.

કંજુસ=પોતાની પાસે પૈસા હોવા છતાં તેનો જોઇતો ઉપયોગ ન કરતાં ભીડ વેઠે એવો
પુષ્કળ=ઘણું
વહાણું વાય=સવાર થાય
વિદ્યાર્થીના આશીર્વાદ કરવા જવું=ભિક્ષા માગવા જવું તે

આશીર્વાદ=કલ્યાણ—ભલું થાઓ એમ બોલવું તે.
વિદ્યાર્થી=વિદ્યા પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળો
દળદર=ગરીબાઈ
પીરસતાં=ભાણામાં મૂકતાં
જીવ લઇ નાખે=અતિશય વઢે
ઝીક મારવી=કપડાં ધોતી વખત તેને પછાડવું તે
વધ્યાસધ્યા=વધેલા
સંકલ્પ = ઠરાવની નિશાની તરીકે હાથમાં પાણી લઈ જમીન પર મૂકવું તે
રખેને=કદાચ
ઓસડવેસડ, લુગડાંલતાં, ફાટાંતુટાં વગેરે શબ્દો બેવડાયલા છે. 'ઓસડ વગેરે,' 'લુગડાં વગેરે' 'તદ્દન ફાટલાં' એવો અર્થ છે. અર્થાત્ મૂળના અર્થમાં વધારો થાય છે.
ધાસ્તી=બીક
સંન્યાસી=ત્યાગી; બાવો
બેભાન=ભાન નહિ તે
અવસ્થા=દશા
સારવાર=સરભરા, ચાકરી બરદાસ
આગ્રહ=બહુ ઈચ્છા જણાવવી તે; ખેંચતાણ
બંદોબસ્ત=તજવીજ, ગોઠવણ
કૃપણ=કંજુસ

### પ્રશ્નો.

પ્ર૦ કંજુસ પોતાનું ગુજરાન શી રીતે ચલાવતો ?
પ્ર૦ દુકાળ પડયો ત્યારે શું કર્યું ?
પ્ર૦ એનું ધન લોકો શી રીતે લઈ ગયા ?
પ્ર૦ માયાળુ પડોશીએ પૈસાને બદલે કાંકરા ભરવાની સલાહ કેમ આપી ?
પ્ર૦ આ પાઠમાંથી શી શિખામણ મળે છે ?

### બોધ.

કંજુસાઈ એ મોટો દુર્ગુણ છે. એ દુર્ગુણને તાબે કોઈએ થવું નહિ, અને ઈશ્વર કૃપાથી આપણને દ્રવ્ય પ્રાપ્ત થયું હોય તો તેનો ઉપયોગ કરવા ચૂકવું નહિ.

## પાઠ ૩૩ મો.

ચાતુરી=ઊંડું ડહાપણ
વિદ્વાન=જ્ઞાની, ઊંડી સમજણવાળો

નાસ્તિકપણું=ઇશ્વર નથી એમ માનવું તે
અદ્ભુત=નવાઈ પમાડનારી
અસાધારણ=ઘણીજ
મેદ=શરીરનો એક ધાતુ, જાડા માણસમાં એ ધાતુ બહુ હોય છે.
અતિ=બહુ
ઉત્તમ=સારો
સરળતા=સગવડ
સંરક્ષણ=બચાવ
ભમર=આંખની ઉપરના ભાગમાં વાળની કમાન હોય છે તે
છાજલી=વાછોટીઉં
નિરંતર=હંમેશાં; અટક્યા વગર
રચનાશક્તિ=રચના કરવાની શક્તિ
વિશ્વ=દુનીઆ
અમુક=બે ચાર કે પાંચ દશ
બ્રહ્માંડ=પૃથ્વી, આકાશ, વગેરે; આખું વિશ્વ
કળા=ખુબી, ચાતુરી
ગરજ સારે છે=કામ કરે છે
સાખ=સાક્ષી
સાખ પૂરવી=ખાત્રી આપવી
સ્પષ્ટ=ખુલ્લું
નેત્ર=આંખ
વિસાર મૂકવું=ભૂલવું

**પ્રશ્નો.**

પ્ર૦ નાસ્તિકપણું મટાડવા માટે આંખની રચના કેમ તપાસવી ?

પ્ર૦ આંખમાં શી એવી અદ્ભુત રચના છે?

પ્ર૦ આંખના ડોળા સાફ અને ચળકતા શી રીતે રહે છે?

પ્ર૦ કઇ કઇ રચનામાં ઇશ્વરની ચાતુરી જણાઇ આવે છે?

**બોધ.**

ઇશ્વર અપાર શક્તિવાળો છે, અને તેણેજ આપણા સુખનાં સર્વ સાધનો પૂરાં પાડયાં છે, તથા એજ નિરંતર આપણી સંભાળ લે છે, માટે તે સમર્થ સરજનહારને કોઇપણ દિવસ વિસર્યા વિના આપણાં દુનીઆનાં સર્વ કાર્યો કરવાં.

## પાઠ ૩૫ મો.

આશ=આશા
નિરાશ=આશાનો ભંગ થવો તે

પરસ્પરસ=એક બીજા તરફ
સ્નેહ=પ્રીતિ
એદીપણું=આળસ
ભૂસ્તરવિદ્યા=પૃથ્વીના પડ ઓળખવાની વિદ્યા
જમીનદાર=જમીનવાળો
ચિહ્નો=નિશાનીઓ
મુનીમ=કારભારી; મોટો ગુમાસ્તો
અગત્યની=ખાસ લક્ષમાં રાખવા જેવી
ખોદાણ=ખોદવું તે
સ્વાશ્રય=પોતાની જાતે કામ કરવું તે; કોઈના ઉપર આધાર રાખીને બેસી ન રહેવું તે
હૉસ્પિતાલ=દવાખાનું
"હિંમતે મરદાં તો મદદે ખુદા"=હીંમતથી જે જાતે મહેનત કરે છે તેનેજ પરમેશ્વર મદદ આપે છે
કર્મ=નસીબ
અદકો=જબરો
આપ=પોતે
બાપડું=બળ વગરનું
પૂર પ્રતાપ-વધારે બળ હોવું તે

## પ્રશ્નો.

પ્ર૦ પારકી આશા ઉપર રહેનાર જમીનદારની વાત કહો

પ્ર૦ "હિંમતે મરદાં તો મદદે ખુદા"—એ કહેવત સમજાવો.

પ્ર૦ આ પાઠનો સાર કઈ કહેવતમાં આવી જાય છે?

પ્ર૦ શામળભટ ઉદ્યમના સંબંધમાં શું કહે છે?

## બોધ.

આપણા કામની જેવી ચીવટ-કાળજી આપણને હોય છે તેવી બીજાને હોતી નથી માટે બની શકે તો અગત્યના પ્રત્યેક કામ ઉપર જાતે સંપૂર્ણ કાળજી રાખવી. સ્વાશ્રયી માણસને નુકસાનમાં આવી પડવાના પ્રસંગ ઓછાજ આવે છે, એ નિરંતર ધ્યાનમાં રાખી નિરંતર ઉદ્યોગી રહેવું. નસીબ ઉપર આધાર રાખી બેસી રહેવાથી પણ આળસુ થઇ જવાય છે, અને આપણાં કાર્યમાં ચુકાય છે.

## પાઠ ૩૬ મો.

વારકોડીગામા=પોર્ટુગાલનો એક વહાણવટી

ધનાઢય=ઘણી દોલતવાળો

હિંદુસ્તાન=હિંદુ લોકોનું રહેઠાણ

કીર્તિ=આબરૂ, માન

સમુદ્ર માર્ગ=સમુદ્રમાં થઇને જવાનો રસ્તો.

વહાણવટી=વહાણ ચલાવનાર

કેપ ઑવ ગુડ હોપ=આફ્રિકાની દક્ષિણે એ નામની ભૂશિર છે.

કેપ=ભૂશિર

ઑવ=ની

ગુડ=સારી

હોપ=આશા

"સારી આશાની ભૂશિર." એ ભુશિર આગળ થઇને જતાં હિંદમાં જવાશે એવી આશા પોર્ટુગીઝ વહાણવટીને બંધાવાથી તેનું એવું નામ પાડેલું.

થોભ્યો=અટકયો

પોર્ટ નાતાલ=બંદર નાતાલ–નાતાલ બંદર

ભોમીઓ=રસ્તો જાણનાર

સિંહલદ્વીપ=લંકા. (સિંહલ–એ નામની પ્રજા+દ્વીપ–બેટ.)

આવકાર=માન

સમૃદ્ધિ=દોલત

છક થવું=નવાઇ પામવી

નજરાણું=ભેટ; રાજા, ધર્મગુરુ વગેરે મોટા પુરુષની મુલાકાત વખતે ભેટ મૂકવી તે

મથક=જગા; સ્થાન.

### પ્રશ્નો.

પ્ર૦ હિંદુસ્તાનનો માલ યુરોપખંડમાં પ્રથમ કયે માર્ગે જતો?

પ્ર૦ વારકો ડી ગામા હિંદમાં કયે માર્ગે આવ્યો?

પ્ર૦ મોમ્બાસામાં કયા લોકો તેણે જોયા?

પ્ર૦ કાલીકટ બંદરે કયે દિવસે તે આવી પહોંચ્યો?

પ્ર૦ કાલીકટ બંદરની તે વખતની જાહોજલાલી કહો.

પ્ર૦ ઝામોરીનને તે શી રીતે મળ્યો?

### બોધ.

સાહસ, હીંમત અને ઉદ્યોગની અખંડતા વિના મોટાં કામો અની

શકતાં નથી એ આ પાઠ ઉપ-રથી સમજાય છે.

## પાઠ ૩૭ મો.

વરાળયંત્ર=વરાળની મદદથી ચાલનારો સંચો

તુરંગ=કેદખાનું

પ્રયોગ=અખતરો; અજમાયશ

અવલોકન=બારીક તપાસ

પાઠશાળા=અભ્યાસ કરવાની જગા

કારીગરો=સુતારી, લુહારી વગેરે કામ કરનારો

સ્કોટ્લાંડ=આપણા રાજકર્તાનો દેશ ઈંગ્લાંડ છે, તેની ઉત્તરમાં એ દેશ આવેલો છે

કીટલી=ચા ઉકાળવાનું સાંકડા મોંનું અને નાળચાવાળું તાંબાનું વાસણ

ધૂમકેતુ=પુંછડીઓ તારો ( એ નામની આગબોટ )

કલાઇડ=સ્કોટ્લાંડ દેશમાં એ નામની નદી છે

શક=વહેમ

દરજ્જો=હોદ્દો

અપૂર્વ=આગળ નહિ થએલી એવી

રેલવે=( રેલ—પાટા + વે—માર્ગ ) આગગાડીને જવાનો પાટાવાળો માર્ગ

નિર્ભય=કશાનો ભય નથી જેને એવું

હવાઈ=હવામાં ઉડે એવું એક જાતનું દારૂખાનું; એંજીનનું એવું નામ

જાહોજલાલી=ભપકો અને શોભા

## પ્રશ્નો.

પ્ર૦ વરાળયંત્રની પ્રથમ શોધ કરનાર કોણ ?

પ્ર૦ એણે શા ઉપરથી એ શોધ કરી ?

પ્ર૦ એની યંત્ર રચનામાં સુધારો કરનાર કોણ ?

પ્ર૦ 'એલે' શી શોધ કરી ?

પ્ર૦ આગગાડીની શોધ કોણે અને કેવી રીતે કરી ?

## બોધ.

કોયલાની ખાણુમાંજ હીરાની ઉત્પત્તિ છે, અર્થાત્ ગરીબ માણસોજ ઉદ્યોગ અને સાહસથી ઉંચે દરજ્જે પહોંચે છે. એ બાબત આ-

નમાં રાખી આપણી ગરીબ કે તવંગર સ્થિતિનો ખ્યાલ મનમાં રાખ્યા વિના મોટાં કામો માથે લઈ તેમાં નિરંતર મચ્યા રહી ફ-તેહ મેળવવી એ દરેકનું કર્તવ્ય છે.

## પાઠ ૩૯ મો.

મહાકવિ=મોટા કવિ
મતભેદ=જુદા જુદા મત
નિર્ધન=ગરીબ
બચપણ=નાનપણ
અભિમાન=ઉંડી લાગણી
નિશ્ચય=ટેક
રસિક=રસવાળાં; પ્રિય લાગે તેવાં
આખ્યાનો=વાર્તા
શણગારી=શોભાવી
શોખ=પ્રીતિ
તરેહ=રીત; ઢબ
ગુજરાન=ભરણપોષણ
ભાવ=પ્રેમ
રસીલાં=આનંદ પમાડે તેવાં
શીઘ્ર=કવિતા કરવાની ઇચ્છા થ-તાની સાથેજ કરવી તે
શ્રીમંત=પૈસાદાર
ગૃહસ્થ=' સજ્જન '
ખુશ=રાજી
કવિત્વશક્તિ=કવિતા બનાવવાની શક્તિ
ખુશામત=કોઇનાં તેને મોંએ સારૂ લગાડવા ખાતરજ વખાણ કરવાં તે
પાત્ર=વિષય; સ્થાન
સ્તુતિ=વખાણ
સ્વર્ગવાસ=મરણ; સ્વર્ગમાં રહેઠાણ
આરોગ્ય=તંદુરસ્તી

### પ્રશ્નો.

પ્ર૦ પ્રેમાનંદ કોણ ?
પ્ર૦ બચપણનું એમનું વૃત્તાંત કહો
પ્ર૦ એમણે કયાં કયાં પુસ્તકો લ-ખ્યાં છે ?
પ્ર૦ એમના ગુણ કહો.

### બોધ.

માણસ આત્મશ્રદ્ધા રાખી ખંતથી કામ કર્યે જાય તો તેમાં ફતેહ મળ્યા સિવાય રહેતીજ નથી. બીજી બાબત એ ધ્યાનમાં રાખવાની કે દૃઢ નિશ્ચય વગર કોઇ પણ મોટા કાર્યની સંપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. સ્વાર્થ ખાતર

અન્યની ખુશામત કરી પોતાની જાતને હલકી ન પાડતાં સ્વાશ્રયી થઇને એક પ્રભુને શરણેજ રહેવું એ દરેક સુજ્ઞનું કર્તવ્ય છે.

પાઠ ૪૦ મો.

ખુલફાઈ=ખલીફા
રાશિદીન=ધાર્મિક; ધર્મ ઉપર પ્રેમભાવવાળા
ખુલફાઈ રાશિદીન=ધાર્મિક ખલીફા
પેગંબર=ઇશ્વર તરફનો સંદેશો લાવનાર મહા પુરુષ; મહંમદ સાહેબ
શસ્ત્રને બળે=લઢીને
ઓહ્દો=અધિકાર
પચાવી પડયો=છીનવી લીધો, દબાવી પડયો
વંશ પરંપરા=પોતાનાજ વંશમાં રહે એવો
અમલ=રાજ્ય
પ્રપૌત્ર=દીકરાનો દીકરો તે પૌત્ર અને તેનો દીકરો તે પ્રપૌત્ર
વૃદ્ધિ=વધારો
હરૂન અલરશીદ=ઇનસાફી હરૂન
ધર્માધ્યક્ષ=ધર્મનો ઉપરી
મુરબ્બી=આશરો આપનાર
નામાંકિત=પ્રખ્યાત; પ્રતિષ્ઠિત
રાજનીતિ=રાજ ચલાવવાના નિયમો
કુશળ=બાહોશ, હોશિઆર
ખૂબસુરત=( ખૂબ–સુંદર + સુરત–શીકલ ) સુંદર ચહેરો.
ખૂબસુરતી=ચહેરાની સુંદરતા
દિનાર=એ નામનો એક જુનો રૂપાનો અઢી રૂપીઆની કીંમતનો સિક્કો.
હરણ કર્યું=ખેંચ્યું; આકર્ષ્યું; લલચાયું
તાજુબી=અચંબો
યુક્તિ=ઉપાય, ઈલાજ, કળા
ખજાનચી=ખજાનાનો ઉપરી
દૃષ્ટિએ=નજરે
ખુદાવંદ=માલીક
જનાનખાનું=સ્ત્રીઓને રહેવાની જગા
સૂધ=ભાન
મૂર્ખાઇ=નાદાની; અણસમજણ
હવાલે=તાબે

તાબડતોબ=ઘણીજ તાકીદથી

તિજોરી=સરકારી નાણાં રાખવાનું સ્થાન; નાણાં સહીસલામત રાખવાની લોઢાની મજબુત પેટી.

કંગાળ=ગરીબ

### પ્રશ્નો.

પ્ર૦ ખલીફાત 'હરૂન અલ રશીદ' ને શી રીતે મળી ?

પ્ર૦ હરૂન વિષે શી વાત ચાલેછે?

પ્ર૦ 'જાફર' માં કયા ઉત્તમ ગુણો હતા ?

પ્ર૦ આ પાઠમાં કયા નવા શબ્દો આવ્યા છે ?

### બોધ.

ઇશ્વર કૃપાથી આપણને સારી દ્રવ્ય સંપત્તિ પ્રાપ્ત થએલી હોય તોપણ તેનો અયોગ્ય માર્ગે વ્યય-ખર્ચ કરવો નહિ, પરંતુ સારે માર્ગેજ વપરાય તેની ખૂબ કાળજી રાખવી જોઇએ.

### પાઠ ૪૧ મો.

સંસ્કૃત શ્લોક=સંસ્કૃત ભાષામાં કવિતા

દેશાટન=(દેશ+અટન—ફરવું) બીજા દેશમાં મુસાફરી કરવી તે.

પંડિત=વિદ્વાન, બુદ્ધિમાન.

મિત્રતા=ભાઇબંધી.

દેશાવર=(દેશ+અવર—બીજા) બીજા દેશો

પરાક્રમ=બહાદુરી

આપવડાઈ= પતરાજી; પોતાની જાતની ખોટી મોટાઈ

જમાવી=ફેલાવી

છક=ચકિત

ખ્યાલ=ખરો વિચાર

પુસ્તકાલય=પુસ્તકો રાખવાનુંઠેકાણું

સંગ્રહસ્થાન=જુદી જુદી ચીજોનો સંગ્રહ કરવાનું ઠેકાણું

ઇસ્પિતાલ=દવાખાનાં

કૃતિ=કામ

આશ્ચર્ય=નવાઈ

મિઠાશ=મઝા

ભાવ=પ્રીતિ

નિહાળવું=જોવું.

એ વિષે=એ સંબંધી

### પ્રશ્નો.

પ્ર૦ દેશાટન એટલે શું ?

પ્ર૦ દેશાટન ક્યાં કરવાથી લાભ ?
પ્ર૦ દેશાટન કરવાથી માણસનાં ક્યાં લક્ષણો ટેવાય છે ?
પ્ર૦ બીજા શા લાભ ?

**બોધ.**

"જીવ્યા કરતાં જોયું ભલું" એ કહેવત મુજબ મનુષ્યજીવનમાં જુદી જુદી વસ્તુઓનું અને જુદાં જુદાં સ્થળોનું અવલોકન–બારીક તપાસ કરવાની ટેવ રાખવી દરેક મનુષ્યને લાભકારક છે. જે માણસ માત્ર પોતાના ગામમાં કે ઘરમાં બેસી રહે છે, તેને બહારની દુનીઆનું ભાન હોતું નથી. તેનું જીવન દુષ્ટ–કંટાળા ભરેલું થઇ રહેછે, અને દેશપરદેશ ફરનારનું હૃદય નિરંતર પ્રફુલ્લ પૂર્ણ આનંદી રહે છે. તેજ જિંદગીનો ખરો આનંદ અનુભવી શકે છે. માટે દરેક મનુષ્યે યથાશક્તિ દેશાટન કરવાની જરૂર છે.

## પાઠ ૪૨ મો.

ખારીલાપણું=ઝેર; અદેખાઇ
અવગુણ=નઠારો ગુણ
ઉદાર પ્રેમી=મોટા દીલનો ને માયા રાખનારો
નીચ દ્વેષી=સાંકડા દીલનો ને ખાર રાખનારો
ક્રૂરપણું=ઘાતકીપણું
લુણો=મટોડી, ઈંટ, છો વગેરેમાં જે ભાગ જામે છે તે
પ્રફુલ્લતા=આનંદથી ખીલવું તે
સ્વાર્થ ખાતર=મતલબ માટે
વિચાર માત્રથી=એકલા વિચારથીજ
ધિક્કાર=તિરસ્કાર
દુશ્મનાવટ=વેર
તબેલો=ઘોડાને રાખવાની જગા.
ઉદાર દીલ=મોટું મન, કોઈનો અવગુણ મનમાં ન રાખવાનો સ્વભાવ
વીરનું ભૂષણ=બહાદુરનો શણગાર શોભાવનાર

**પ્રશ્નો.**

પ્ર૦ ખારીલો માણસ પશુ કરતાં નીચો શાથી કહેવાય છે ?
પ્ર૦ ખારીલા માણસનું હૃદય કેવું હોય છે ?

પ્ર૦ ઉદાર દીલના માણુસનો દાખલો આપો.

પ્ર૦ વીરનું ભૂષણ શું ?

બોધ.

ખારીલાપણું એ પોતાને તેમજ પારકાને અનેક રીતે હાનિકર્તા છે. એ અવગુણ પોતાના હૃદયને કોરી નાખે છે. એથી ઉદાર દીલના માણુસનું હૃદય નિરંતર પ્રફુલ્લ રહે છે; તથા તેનાથી શાંતિ ભર્યો આનંદ અનુભવી શકાય છે. એ બાબત ધ્યાનમાં રાખી કોઇની સાથે દુશ્મનાવટ ન રાખતાં દુશ્મન ઉપર પણ પ્રેમ રાખવો એ વીરનું ભુષણ છે.

પાઠ ૪૩ મો.

કરિઆણું=સુંઠ, મરી, તજ, ધાણા જીરૂં વગેરે ગાંધીને ત્યાં વેચાતી ચીજો

ધાસકો=એકદમ પડેલી ઉંડી અને ભારે ફીકર

મોગરો=દીવાની વાટની સળગતી ચીણગારી.

જાનમાલ=જીવ અને માલ

દૃઢતા=હીંમત

સ્વસ્થ=સાવધ

શાંતિ=ગભરાઈ ન જવું તે

સમયસૂચકતા=સમય ઉપર માર્ગ-નિકાલ સૂઝી આવવો તે

પ્રશ્નો.

પ્ર૦ આ પાઠમાં શાંતિભરી હીંમતનો કયો દાખલો આપ્યો છે ?

પ્ર૦ સમયસૂચકતાના પાઠમાં કયા દાખલા આપ્યા છે

પ્ર૦ મનુષ્યના ઉંચા ગુણો ગણાવો.

બોધ.

એકાએક અણધારી અડચણ આવી પડે ત્યારે ગભરાઈ જવું નહિ, પણ મન સ્વસ્થ રાખી હીંમત રાખવાથી માર્ગ સૂઝી આવેછે

પાઠ ૪૫ મો.

આશ્વિન=આસો

માવત=હાથીનો રખવાળ

જાગરણ=આખી રાત જાગવું તે

છુંદાઈ=ચગદાઈ

આશ્ચર્યકારક=નવાઇ પમાડનાર

મોરીઓ=નળીઓ, નીકો

રમણિક=સુંદર
સાથીઓ=માંગલિક શુભ ચિહ્ન તરીકે ગુલાલ, અબીલ વગેરે પદાર્થોનાં બીબાં પાડવામાં આવે છે તે
સ્પર્ધા=હરિફાઈ
ઉત્સવ=આનંદનો–તહેવારનો દહાડો
મહાલતી=આનંદમાં ફરતી
ઉમેદ=હોંશ, આશા
વકરો=વેચાણ
જોસભેર=ઝપાટાબંધ
રાજ્યપાઠિકા=રાજમહેલ
ચોખુણાકાર=( ચોખુણ+આકાર ) ચાર ખુણાવાળો આકાર
સ્ફટિક=ઊંચી જાતના પત્થર
અષ્ટખુણ=આઠ ખુણાવાળા
કીર્તિસ્તંભ=મહાન પુરુષોની કીર્તિને માટે ઉભા કરવામાં આવેલા થાંભલા
નકશી=કોતરણી કામ
સૂર્યોદય=(સૂર્ય+ઉદય–ઉગવું તે) સૂર્યનું ઉગવું તે
ચોઘડીઆં=ચાર ચાર ઘડીએ દેવસ્થાન વગેરેમાં જે ટકોરખાનું વાગે છે તે
શય્યા=પથારી, બીછાનું
ઈષ્ટદેવ=કુળના દેવ
સમક્ષ=નજર આગળ
મંત્રો=દેવની સ્તુતિ સંબંધી કવિતા

### પ્રશ્નો.

પ્ર૦ દશરા કયે દિવસે આવે?
પ્ર૦ કયા કયા કારીગરોને ત્યાં ભીડ હતી ?
પ્ર૦ સ્ત્રીઓ શું કામ કરી રહી હતી ?
પ્ર૦ દુકાનદારો કેમ આનંદમાં હતા ?
પ્ર૦ રાજમહેલનું વર્ણન કરો.
પ્ર૦ રાજાએ સવારમાં ઉઠી શું કામ કર્યું ?

### પાઠ ૪૬ મો.

રામાયણ=રામની કથાનું ઇતિહાસરૂપ કાવ્ય
પારધી=શિકારી
બાણ=તીર
લાગણી=દયાભાવ
હરી જનાર=લઈ જનાર
માઠી=નઠારી
પંચવટી=ગોદાવરીને નામે એ નામની જગા છે. ત્યાં પાંચ

વડનું જુથ હોવાથી એ નામ પડયું હતું. રામ, લક્ષ્મણ અને સીતા વનવાસ નીકળી ત્યાં વસ્યાં હતાં.
મિત્રાચારી=ભાઇબંધી
અનાર્યો=હિંદના મૂળ વતની
પત્તો=શોધ, ભાળ
અશોકવન=એ નામનો રાવણનો બગીચો. રાવણે સીતાને હરી ગયા પછી ત્યાં રાખ્યાં હતાં.
એધાણી=નિશાની; ચિહ્ન
અનુચર=સેવક
ફરમાવી=કરી
વિષ્ટિ=સલાહનું કહેણ
પ્રવેશ=પેસવું તે
આશ્રમ=મઠ; ઋષિમુનિઓને રહેવાની જગા
અશ્વમેધ=એ નામનો યજ્ઞ; બધા રાજાઓ ઉપર જીત મેળવીને તે કરવામાં આવતો.
પતિપત્ની=પતિ અને પત્ની; ધણી ધણીઆણી

## પ્રશ્નો.

પ્ર૦ રામાયણ લખવાની ઇચ્છા વાલ્મીકિને શા ઉપરથી થઇ?
પ્ર૦ રામાયણમાં શી બીના આવે છે?
પ્ર૦ રામાયણના યુદ્ધમાં કયા કયા મોટા યોદ્ધાઓ હતા?
પ્ર૦ સીતાનો બીજી વખત રામે શા માટે ત્યાગ કર્યો?
પ્ર૦ રામાયણમાંથી કઇ કઇ બોધદાયક બાબતો મળી આવે છે?

## બોધ.

રાવણને વિભીષણ, મંદોદરી વગેરેએ સીતા પાછી આપી રામ સાથે સમાધાન કરવાની સલાહ આપી, પણ તેણે અભિમાનને લીધે માની નહિ તેનાં બુરાં ફળ તેને ભોગવવાં પડયાં એ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે દુષ્ટ કર્મોનું ફળ અવશ્ય માઠુંજ આવે છે.

## પાઠ ૪૬ બ.

મહાભારત=પાંડવ કૌરવને લગતી હકીકતનું ઇતિહાસરૂપ કાવ્ય.
ભરતકુળ=ભરત રાજાનો વંશ. કૌરવ–પાંડવોના વંશમાં તેમની પૂર્વે કેટલીક પેઢીએ ભરત નામનો રાજા થઇ ગયો હતો

તે મહા પ્રતાપી હતો. તેના નામ ઉપરથી આપણા દેશનું નામ ભરતખંડ પડ્યું છે.
સત્યવાદી=સત્ય બોલનારો.
ગદાયુદ્ધ=ગદા વડે લઢવું તે.
કુશળ=હોશિઆર.
બાણાવળી=બાણ મારવામાં કુશળ.
નિષ્ફળ=નકામી.
દ્રૌપદી=દ્રુપદ રાજાની કુંવરી.
મચ્છવેધ=મચ્છને વેધવું તે; ઉંચે ટાંગેલા માછલાને નીચે પાણીમાં તેનું પ્રતિબિંબ જોઇ બાણ મારી તોડી પાડવું તે.
ઇંદ્રપ્રસ્થ=હાલના દિલ્હીથી થોડે દૂર એ પુરાણું નગર હતું.
રાજસૂય=એ નામનો રાજાએ કરવાનો યજ્ઞ.
છીનવી લેવું=પડાવી લેવું.
અપમાન=ઇજત લેવી તે; આબરૂ ખોવી તે; હલકુ પાડવું તે.
ગુપ્ત=છાના.
શ્રી કૃષ્ણ=યાદવ કુળના મહા પ્રતાપી પુરુષ, તેમનું રાજ્ય દ્વારકામાં હતું. વિષ્ણુ પરમાત્માના દશ અવતાર પૈકી આઠમો અવતાર શ્રી કૃષ્ણ રૂપે થયો હતો.
દ્રોણાચાર્ય=દ્રોણગુરુ.
( દ્રોણ+આચાર્ય–ગુરુ )
વર્ણાશ્રમ=(વર્ણ+આશ્રમ) બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ–જાતિ; અને બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એ ચાર આશ્રમ. આશ્રમ એટલે જીવન–મર્યાદાના ભાગ. એને લગતા ધર્મ એટલે પાળવાના નિયમો.
રાજધર્મ=રાજાએ પ્રજા પ્રતિ બજાવવાની ફરજો.
સ્ત્રીધર્મ=સ્ત્રીઓએ વર્તવાના નિયમો
ઇશ્વરનું સ્વરૂપ=ઇશ્વર સંબંધી વિચાર
વિષય=બાબત.

## પ્રશ્નો.

પ્ર૦ પાંડવ અને કૌરવ કોણ ?
પ્ર૦ એ બંને વચ્ચે અણબનાવ થવાનું કારણ શું ?
પ્ર૦ પાંડવોને વનવાસ કેમ જવું પડ્યું ?

પ્ર૦ પાંડવ કૌરવો વચ્ચે યુદ્ધ શાથી થયું ?

પ્ર૦ એ યુદ્ધમાં કયા કયા મોટા યોદ્ધાઓ હતા ?

### બોધ.

બીજાનો હક દબાવી પડવાની ઇચ્છા રાખનારનું કદાપિ ભલું થતું નથી. અન્યાયથી મેળવેલી સંપત્તિ સાથે પોતાની સંપત્તિ પણ ઘસડાઈ જાય છે એ ભુલવું નહિ.

**નોટ**—કોઇપણ ગ્રંથથી મનુષ્યને જો ઉંચામાં ઉંચો નીતિબોધ મળતો હોય તો તે રામાયણ અને મહાભારતનાં વીરરસ કાવ્યોજ છે. તેમજ કોઇપણ સ્થળે માનવધર્મનું યથાસ્થિત વર્ણન કરવામાં આવ્યું હોય તો તે એજ ગ્રંથો છે. અર્થાત્, સર્વ પ્રકારની વ્યાવહારિક, રાજકીય, નીતિવિષયક, અને આધ્યાત્મિક જ્ઞાનની ખાણુરૂપ એ ગ્રંથો છે; પરંતુ આ બંને પાઠોમાં માત્ર એ ગ્રંથોના સાર આપેલા હોવાથી નીતિવિષયક બાબતો ઘટાવી શકાઈ નથી, અને વાસ્તવિક રીતે જોતાં નીતિબોધ આપવો એ આ પાઠોનો હેતુ નથી, પણ પ્રાચીન ઐતિહાસિક જ્ઞાન આપવું એજ એ પાઠોનો હેતુ છે.

### પાઠ ૪૭ મો.

" પહેલું સુખ તે જાતે નર્યા "= શરીરે તન્દુરસ્ત એજ પહેલું અને સર્વોત્તમ સુખ.

નર્યા=તંદુરસ્ત

જાતે=શરીરે

અંગકસરત=શરીરના અવયવોને કેળવવા તે

ભિન્નભિન્ન=જુદા જુદા

માફકસર=જોઇતી

જ્ઞાનતંતુઓ=મગજને ખબર પહોંચાડનાર તાંતણા

કંતાઈ જાય=નબળા પડી જાય; પાતળા અને અશક્ત બની જાય

ગળી જાય છે=સુકાઇ જાય છે.

લકવા=સાંધાઓમાં દુખાવો થવો તે

શખ્સ=પુરૂષ

મહાવરો=ટેવ

કારણુસર=કારણને લીધે
હૃદય=જેમાં લોહીનો જમાવ થાય છે એવું અંગ
ત્વરા=ઝડપ
પોષણ=મજબુત થવું તે; જબરૂ થવું તે.
શ્વાસોચ્છ્વાસ=(શ્વાસ–વાયુને નસકોરાં વાટે અંદર લેવો તે
ઉચ્છ્વાસ=વાયુને બહાર પાછો કાઢવો તે.) શ્વાસ લેવો અને મૂકવો તે.

પ્રાણવાયુ=પ્રાણને આધાર આપનારો વાયુ; ઓક્સિજન
પાચનક્રિયા=અનાજ વગેરે પચવાની ક્રિયા
કલેજું=પેટમાં જમણી તરફનું એક અંગ
ગુરદા=મૂત્રપિંડો; પેટમાં રહેતી પિશાબની ગાંઠો.
અવયવ=શરીરના ભાગ
મંદ=ધીમા
સહેજમાં=થોડામાં
પુષ્ટિ=પોષણ; મજબુત થવું તે
દસ્ત=ઝાડો

નિયમિત=વખતસર
અપચો=ખોરાક ન પચવો તે
મગજ=શરીરનું એક અતિ અગત્યનું અંગ, તે માથાની ખોપરીની નીચે રહે છે. સર્વ અંગોનો એની સાથે સંબંધ છે.

નિરર્થક=નકામા
નિદ્રા=ઊંઘ
આરામ=વિશ્રાન્તિ
શ્રમ=મહેનત; થાક
અવશ્ય=જરૂર, નક્કી
તરનું તર=તેજનું તેજ; થાકેલું નહિ એવું
તાકાત=જોર; બળ
નિરૂદ્યમી=ઉદ્યમ વગરનો
ચહેરો=મોં
નિસ્તેજ=તેજ વગરનું
પથારીવશ=પથારીને તાબે; માંદો
તાલીમબાજ=ઘણી કસરત જાણનાર
બનેટી=બે છેડે ગઠ્ઠાવાળી કસરતમાં વપરાતી લાંબી લાકડી
કસે=મજબુત કરે
વિનોદ=આનંદ
આરામ=શાંતિ

સંજોગ=સ્થિતિ

હાનિ=નુકસાન

### પ્રશ્નો.

પ્ર૦ દુનીઆમાં કયાં ચાર પ્રકારનાં સુખ ગણાય છે?

પ્ર૦ સર્વમાં તંદુરસ્તી એ પહેલું મુખ્ય સુખ કેમ ગણાય છે?

પ્ર૦ શરીરનું આરોગ્ય જાળવવા માટે મુખ્ય કઇ બાબતો ધ્યાનમાં રાખવી?

પ્ર૦ કસરતની શી જરૂર છે?

પ્ર૦ બાળકો અને મોટી ઉંમરના માણસો માટે કઈ કસરત જરૂરની છે?

પ્ર૦ કસરત કરવામાં કઈ બાબત લક્ષમાં રાખવી?

### બોધ.

શરીરની તંદુરસ્તી જાળવવાનાં અને તેને પુષ્ટિ આપનારાં સર્વ સાધનોમાંનું કસરત પણ એક છે, એ ધ્યાનમાં રાખી દરરોજ નિયમિત કસરત કરવા ચૂકવું નહિ. એ બાબત તરફ બેપરવાઇ રાખનાર માણસો વહેલા મોડા દુઃખી થાય છેજ. કસરતથી ખોરાક પચે છે, સારી ઉંઘ આવે છે, મગજ પ્રફુલ્લ રહે છે, અને શરીરના સર્વ અવયવોને પુષ્ટિ મળે છે. આમ થવાથી આયુષ્ય લંબાય છે. એમ વિદ્વાનોનું માનવું છે.

### પાઠ ૪૯ મો.

પરોપકાર=બીજા ઉપર ઉપકાર કરવો તે

અસંખ્ય=ઘણા; બહુજ

* ધર્મગ્રંથ=ધર્મનો ગ્રંથ; જે ગ્રંથમાં ધર્મ સંબંધી વિચાર કરેલો હોય તે

---

* સર્વ ધર્મશાસ્ત્રનો સાર નીચેના શ્લોકની બીજી લીટીમાં અર્થાત્ અર્ધા શ્લોકમાં આવી જાય છે.

**अष्टादशपुराणेषु व्यासस्य वचनद्वयम्।**
**परोपकाराय पुण्याय पापाय परपीडनम् ॥**

અર્થ—અરાઢે પુરાણોમાં વ્યાસનાં બે વચન સાર રૂપ છેઃ પરોપકાર કરવો એ પુણ્ય અને બીજાને પીડા કરવી તે પાપ.

પીડા=દુઃખ; નુકસાન
ઈત્યાદિ=વગેરે, એવાજ બીજા
આત્મા=જીવ
બેહદ=હદ વગરનું; ઘણુંજ
ભાવ=હૃદયની ઇચ્છા
ક્રિયા=કામ
પુસ્તકશાળા=પુસ્તકો રાખવાની જગા; લોકોને મફત વાંચવાની ચોપડીઓનો સંગ્રહ રાખવાની જગા
વિદ્યાલય= ( **વિદ્યા + આલય**–ઠેકાણું ) વિદ્યાનું–વિદ્યા મેળવવાનું ઠેકાણું
લોકહિત=લોકોનું ભલું
અગણિત=ઘણુંાંજ; ગણાય નહિ તેટલાં
ભલમનસાઇ=ભલાઇ
કુશળતા=હોશિઆરી; બહાદુરી
લોકોપકાર=( લોક + ઉપકાર ) લોક ઉપર ઉપકાર કરવો તે.
વૃત્તિ=સ્વભાવ
હદ=છેડો
મરણશય્યા=મરણ પથારી
ચંડાળ=પાપી માણસ; શિકારી
પ્રસંગો=બનાવ; સમય
જિંદગી=આયુષ્ય; જન્મથી મરણ સુધીનો વખત
ચાહે=ઇચ્છે
કલ્યાણ=ભલું
છાજતું=શોભતું
શીતળ=ઠંડું
અદેખાઇ=કોઇનું રૂડું થતું સહન ન કરવું તે
કૃત્ય=કામ
ખાતર=માટે
આજીજી=નરમ વચનો; કાલાવાલા
પાડ=ઉપકાર
સૃષ્ટિ=વિશ્વ; જગત

**પ્રશ્નો.**

**પ્ર૦** કયા અર્ધા શ્લોકમાં સર્વ ધર્મ ગ્રંથોનો સાર આવી જાય છે?
**પ્ર૦** પરોપકાર કરવાની જરૂર શી?
**પ્ર૦** પરોપકાર કરવાના માર્ગ કયા?
**પ્ર૦** ઉંચા પ્રકારનો પરોપકાર કયો?
**પ્ર૦** પરોપકાર કરવો એ મનુષ્યનો ધર્મ છે એમ શાથી?

**બોધ.**

**परोपकाराय सतां विभूतयः ।**

અર્થાત્, પરોપકારને અર્થેજ સજ્જનોની સર્વ વિભૂતિઓ છે. એ મહા તત્ત્વને સદા ધ્યાનમાં રાખી પ્રસંગ મળતાં પરોપકાર કરવા ચૂકવું નહિ. પોતાનું કલ્યાણ કરવા માટે તો દુનીઆમાં સર્વ કોઇ-અન્ય પ્રાણીઓ પણ તત્પર રહે છે, પણ અન્યનું હિત કરવા તત્પર રહેવું એજ મનુષ્યના આત્માનું કલ્યાણ કરનારો સદ્ગુણ છે. એ દૃઢ રીતે માનીને પરોપકાર કરવા ચૂકવું નહિ.

**પાઠ ૫૦ મો.**

વટેમાર્ગુ=રસ્તે, જનાર
વેષ=પોશાક
વનદેવતા=વનની દેવી;
ભગવતી=પવિત્ર આચારવાળી; માનવંતી સ્ત્રી
સમાગમ=મેળાપ
પાવન=પવિત્ર
દંડકારણ્ય=નર્મદા અને ગોદાવરી વચ્ચેના પ્રદેશમાં આવેલાં જંગલો
જ્ઞાની=જ્ઞાનવાળા
મુનિઓ=તપસ્વીઓ
પ્રવાસ=મુસાફરી
શ્રમ=મહેનત
વિઘ્ન=હરકત
અદ્ભુત=નવાઈ પમાડનારાં
ખરેખર=નક્કી
પ્રાણિમાત્ર=સઘળાં પ્રાણીઓ
ઠરે છે=શાંતિ પામે છે; સંતોષ થાય છે
સંસ્કાર=નામ પાડવું, વાળ ઉતરાવવા, જનોઇ દેવું વગેરે ધર્મની ક્રિયાઓ
વય=ઉંમર
ગુણી=ગુણવાન, બુદ્ધિશાળી
જડ=મૂર્ખ; જ્ઞાન પામવાની શક્તિ વગરનો
ગ્રહણ કરવે=ગ્રહણ કરવામાં; શીખી લેવામાં
ફરક=ફેર, તફાવત
ફળ=પરિણામ
વિમળ=ચોકખું; સ્વચ્છ
સુબિંબ=સારૂં પ્રતિબિંબ
લીટીઓના અર્થ=ગુણવાન અને

મૂર્ખ બંનેને ગુરૂજી એકજ રીતે શીખવે છે પણ તે ગ્રહણ કરવાની (શીખી લેવાની) કોઇને શક્તિ આપતાય નથી તેમ હોય તેની લઇ લેતાય નથી; તોપણ જેમ સ્વચ્છ મણિ પુરેપુરૂં પ્રતિબિંબ ઝીલી લે છે તેવું ઠીંકરી ગ્રહણ કરી શકતી નથી. (તેમ મંદ બુદ્ધિવાળો વિદ્યાર્થી ઝટ શીખી શકતો નથી).

નિવાસ=મુકામ

વજ્રપાત=વજ્રનું પડવું. ભયંકર દુઃખ આવી પડવું તે

રઘુકુળ=રઘુ રાજાનું કુળ

અરૂંધતી......રહેલું=શું તે ગુરૂ અને ગુરૂપત્નીએ પણ કંઈ ન કહ્યું? કે રામે તેમની અવગણના કરી?

વૃદ્ધ રાણીઓ જીવતી છતાં=ઘરમાં વૃદ્ધ સ્ત્રીઓ હોય તો નાની સ્ત્રીઓ ઉપર કોઈપણ તરેહનો અપવાદ આપવાનો સંભવ નથી તેમજ રામ તેમની મર્યાદા લોપી સ્વચ્છંદે વર્તી શકે નહિ

અશ્વમેધ=રાજાઓએ બધા રાજાઓ ઉપર જીત મેળવી કરવાનો એ નામનો યજ્ઞ; એમાં એક અશ્વને છુટો મુકવામાં આવે છે, અને તેની પાછળ મોટું સૈન્ય જાય છે. જે રાજા એ અશ્વને બાંધે તેને હરાવીને સૈન્ય અશ્વને છેડાવે એ પ્રમાણે સર્વ ઉપર વિજય મેળવી આવેલો અશ્વ યજ્ઞમાં હોમવામાં આવે છે.

સામટા અર્થ=વજ્રથી પણ ઘણાં કઠણ અને પુષ્પથી પણ કોમળ એવાં મહાત્માનાં ખરાં ચિત્તને કોણ પારખી શકે! અર્થાત્ એમના મનમાં શું હશે તે કોણ જાણી શકે? સીતાને તજી એ વજ્ર જેવું કઠણ હૃદય, અને યજ્ઞ વખતે સોનાની મૂર્તિ બેસાડી એ પુષ્પથી પણ કોમળ હૃદય.

ભાષાંતર=( भाषा + अंतर –બીજી)

એક ભાષામાંથી બીજી ભાષામાં લઈ જવું તે.

પ્ર૦ તાપસી કોણ?

પ્ર૦ દંડકારણ્ય કયું?

પ્ર૦ તાપસી વાલ્મીકિને છોડી ત્યાં કેમ ગઈ હતી?

પ્ર૦ લવ, કુશ કોણ?

પ્ર૦ "સીતાને રામે તજ્યા" એ બીના સાંભળી વાસંતીએ શું કહ્યું?

પ્ર૦ રામચંદ્રનું હૃદય કેવું હતું?

### બોધ.

અજાણ્યા માણસનો પણ સારો સત્કાર કરવો તથા તેના કામમાં યોગ્ય સહાય આપવી એ આપણો ખાસ ધર્મ છે. "સીતાને લોક ખાતર રામે તજ્યાં" એ વાત ઉપરથી બોધ મળે છે કે "**लोकापवाद्भयम्**"—લોકોના અપવાદનો ભય રાખવો, એ સૂત્રને નિરંતર હૃદયમાં રાખી પવિત્ર જીવન ગાળવું, એટલુંજ નહિ; પરંતુ આપણું આચારણ પવિત્ર લોકની દૃષ્ટિએ દોષિત ઠરતું હોય તો તેમને હરેક રીતે સિદ્ધ કરી આપવું જોઇએ કે આપણે ખરેખરા પવિત્રજ છીએ. વળી બીજી બાબત એ લક્ષમાં રાખવાની છે કે આપણા પ્રીતિપાત્ર ઉપર લોક તહોમત મૂકે એટલા ઉપરથી ખાત્રી કર્યા વિના પ્રીતિ ઉઠાવી લેવી નજોઇએ. એવો રામચંદ્રજીએ યજ્ઞ વખતે પોતાની સાથે સોનાની મૂર્તિ બેસાડી તે ઉપરથી બોધ મળે છે.

### પાઠ ૫૧ મો.

શક=સંવત્સર; વર્ષ

પંચાંગ=ટીપણું; જેમાંથી તિથિ, વાર વગેરે દિવસનાં પાંચ અંગ જાણવામાં આવેછે તે.

મહા પરાક્રમી=ઘણો બહાદુર

પ્રસન્ન=ખુશી

શેષનાગ=નવકુળ નાગ પૈકી એક

પ્રતાપ=બહાદુરી

અભિષેક=નવા રાજાને ગાદી ઉપર બેસાડતાં જે ધાર્મિક ક્રિયા કરવામાં આવે છે તે

ઇસુખ્રિસ્ત=ખ્રિસ્તી ધર્મના સ્થાપનાર

કાવતરૂ=તરકટ
હિજરત=છોડીને ચાલ્યા જવું
આરંભ=શરૂઆત

### પ્રશ્નો.

પ્ર૦ હિંદમાં કયા સંવત્સર ચાલેછે?
પ્ર૦ એ દરેક કોના નામ ઉપરથી ચાલે છે ?
પ્ર૦ એનો આરંભ ક્યાંથી થાયછે?
પ્ર૦ દરેક જાતનો ચાલતો સંવત્સર કહો ?
પ્ર૦ શાલિવાહન વિષે શી દંતકથાછે?

### બોધ.

વાંચેલી વાત સત્ય માનતા પહેલાં પૂર્ણ વિચાર કરવો. અમુક પુસ્તકમાં વાંચ્યું માટે ખરૂં એમ માની બેસવું નહિ. અલબત એમાં ખરૂં હોય પણ તમારી બુદ્ધિ શું કહે છે તે વિચારવું.

### પાઠ ૫૨ મો.

જવાંમર્દ=બહાદુર
પરિણામે=લીધે
સદાકાળ=હંમેશાં
મતભેદ=વિચારનો ફેરફાર, જુદા જુદા વિચાર
ધાડ=લુટારાનું ટોળું
બાયલા=બીકણ
ચોતરો=જાહેર રસ્તા ઉપર ઝાડની આસપાસ બાંધેલો ઓટલો
રસ્યું=ઢોળ ચઢાવ્યો
લહેર=ખુમારી, નીશો
ભંગડ=નીચ
ઝાંઝ=ગુસ્સો
બેવકુક=મૂર્ખ; નાદાન.
નાદાની=મૂર્ખાઈ
પસ્તાવો=પાછળની બની ગયલી વાત યાદ કરી દીલગીર થવું તે
અભિપ્રાય=વિચાર; મત
વંશપરંપરા=પેઢી દર પેઢી
આગ્રહ=હઠ
તરછોડી=તિરસ્કારી
બલકે=વધારામાં
નમ્રતા=શાંતિ
લહેર=નીશાની ખુમારી
નિશ્ચય=પાકો ઠરાવ
દલીલ=કારણ

### પ્રશ્નો.

પ્ર૦ સોનારૂપાની ઢાલની શી વાત છે તે કહો

પ્ર૦ એ ઉપરથી શું સમજવાનું?

પ્ર૦ પોતાનો જ અભિપ્રાય સત્ય માનનારને માટે કયું દૃષ્ટાંત આપ્યું છે?

### બોધ.

**લલાટે લલાટે મતિર્ભિન્ના—**

કપાળે કપાળે બુદ્ધિ જુદી હોય છે, અર્થાત્ સૌ કોઈ પોતાની બુદ્ધિ પ્રમાણે અભિપ્રાય બાંધે છે, એ ધ્યાનમાં રાખી બીજાનો મત ખોટો લાગતો હોય તો તે શાંતિથી વાજબી કારણો આપી ફેરવાવવો; પણ તેની સાથે હઠ કરવી નહિ અથવા તેના ઉપર જુલમ કરવો નહિ.

### પાઠ ૫૩ મો.

શ્રીગોડ=એ બ્રાહ્મણની એક જાત

માળવી=મૂળ વતન માળવાના તે ઉપરથી

સામવેદી=એમના પૂર્વજ સામવેદ ભણનારા તે ઉપરથી અટક

કીર્તિ=આબરૂ; પ્રખ્યાતિ

ગુજરાન=ભરણપોષણ

પસાયતું=ઇનામમાં આપેલી જમીન

ઉર્મિથી=એકાએક જે ઇચ્છા થઈ આવે તે

રીઝવવા=રાજી કરવા

પ્રસિદ્ધ=જાણીતા

સમોવડ=સરખો

ઉત્તેજન=સહાય; મદદ

વિષય=બાબત; વસ્તુ

રંજન=ખુશ, રાજી

ચાતુરી=ચાલાકી, હોશિઆરી

વાર્તારસ=વાર્તા વાંચતાં થતો આનંદ; વાર્તાની મઝા

સમસ્યા=જેનો જવાબ ઝીણી બુદ્ધિથી મળી શકે તેવો સવાલ

પરદુઃખભંજન = (પર—પારકું+ દુઃખભંજન) પારકાનું—બીજાનું દુઃખ ભાગનાર.

પ્રિય=વહાલા

અનીતિ=નીતિવિરૂદ્ધ આચરણ

મૂર્ખાઈ=અજ્ઞાનતા

સાંખતા=સહન કરતા

### પ્રશ્નો.

પ્ર૦ શામળભટ કોણ હતા?

પ્ર૦ એમણે કયા ગ્રંથો લખ્યા છે?
પ્ર૦ રખીદાસ કોણ?
પ્ર૦ શામળભટ કવિતાના સંબંધમાં શું કહે છે?
પ્ર૦ એમનાં પુસ્તકોમાં ખાસ શું આવે છે?
પ્ર૦ એમનું ખાસ વખાણવા લાયક શું છે?

### બોધ.

ચાતુરી ભરેલી વાતોથી લોકોનું અજ્ઞાન અને અનીતિ દૂર કરવાનો માર્ગ ગ્રહણ કરી શામળે લોકકલ્યાણમાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કર્યો છે એ ઉપરથી બોધ મળે છે કે હરકોઇ રીતે પોતાની બુદ્ધિનો ઉપયોગ લોકોના કલ્યાણ માટે કરવો જોઇએ.

### પાઠ ૫૫ મો.

પ્રતિષ્ઠા=માન; આબરૂ
વિદ્યાભ્યાસ=વિદ્યા ભણવી તે
બોધ=બોધનું વચન; જ્ઞાનથી ભરેલું વચન
મહાજન=(૧) મોટા માણસો
(૨) લોકનું ટોળું
ડાઘુ=બાળવા જનાર; સ્મશાનમાં જનાર
શ્મશાન=મડદાં બાળવાની જગા
રાજદ્વાર=રાજદરબાર
ભાંડુ=ભાઈ
અડાડ્યા=પાંસરા કર્યા
રે મૂર્ખ=અરે નાદાન
સંભાષણ=સામાસામી વાદવિવાદ કરવો તે; વાતચીત
સત્પુરૂષ=સારા માણસો
શ્લોક=સંસ્કૃત કવિતાની કડી
કષ્ટ=મહેનત
દીર્ઘસૂત્રી=(૧) કામમાં ઢીલ કરનાર; (૨) લાંબા તાંતણાવાળી; સુતરફેણી
છિદ્ર=(૧) કલંક; (૨) કાણું
આચમન=જમણી હથેળીમાં થોડું પાણી લઈ પી જવું તે

### પ્રશ્નો.

પ્ર૦ બ્રાહ્મણો કાશીમાં બાર વર્ષ ભણ્યા છતાં મૂર્ખ કેમ રહ્યા?
પ્ર૦ શાસ્ત્રમાં ચાલવાના સંબંધમાં કયું વચન છે?
પ્ર૦ ધર્મની ગતિ ઉતાવળી હોય છે એટલે શું?

**પ્ર૦** બધું નાશ પામતું હોય ત્યારે થોડું બચાવવું એવું સૂત્ર ક્યાં લાગુ પડી શકે?

**પ્ર૦** ચાર મૂર્ખ બ્રાહ્મણોની વાત કહો

**બોધ.**

અનુભવ વગરનું કેવળ પોપટીઉં જ્ઞાન ઉપહસનીય છે તે બતાવવાનો આ પાઠનો હેતુ છે. એ વાંચવાથી બોધ એ મળે છે કે જે જે જ્ઞાન મેળવવામાં આવે તેને વ્યાવહારિક કાર્યો સાથે સુસંગત કરવું જોઇએ; જેમ ખાધેલો ખોરાક પચાવવામાં આવે તોજ તે રસરૂપ થઈ રૂધિર સાથે મળી શરીરને પોષણ આપે છે તેજ પ્રમાણે અનેક રસ્તે મેળવેલા જ્ઞાનનો વ્યવહારમાં ઉપયોગ કરવાથીજ તે હિતકર નીવડે છે. "ભણ્યા પણ ગણ્યા નહિ." એ કહેવતમાં આ પાઠનું રહસ્ય સમાઇ જાય છે. એ ધ્યાનમાં રાખી દરેક બાબત પુરેપુરી સમજવી જોઇએ.

આ પાઠને લગતાં કેટલાંક સંસ્કૃત સૂત્રો નીચે ટાંક્યાં છે. જે શિક્ષકોને ઉપયોગી થઇ પડશે.

**"महाजनो गता येन सः पन्था"**

અર્થ—જે માર્ગે મહાજન જતું હોય તે (ખરો) માર્ગ જાણવો. અર્થાત્, ડાહ્યા માણસો જે પ્રમાણે વર્તતા હોય તેને અનુસરવું.

**उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रुविग्रहे । राजद्वारे श्मशाने चैव यस्तिष्ठति स बान्धवः ॥**

અર્થ—ઉત્સવમાં—માંગલિક કાર્યમાં, આપત્તિકાળમાં, દુકાળના સમયમાં, શત્રુ સાથેની લડાઈ વખતે, રાજદરબારમાં કામ પડયું હોય ત્યારે, અને સ્મશાનમાં જે સાથે ઉભો રહે અર્થાત્ મદદ કરે એજ બાંધવ—સગો—ભાઈ જાણવો.

**धर्मस्य त्वरिता गतिः ।** અર્થ—ધર્મની ગતિ ઉતાવળી હોય છે માટે દરેક ધર્મ સાધવામાં આળસ કરવું નહિ.

**सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पण्डितः।** અર્થ—જ્યારે બધું નાશ પામતું હોય ત્યારે ડાહ્યો માણસ અર્ધું તજી દે છે. અર્થાત્ બને તેટલું બચાવે છે. ઉદા૦ કોઇ ઝેરી પ્રાણી કરડે ત્યારે એકાદ અંગ કાપી નાખવાથી બચાતું હોય તો તેમ કરવું જોઇએ.

"**दीर्घसूत्री विनश्यन्ति**"— લાંબા લાંબા વિચાર કરવાવાળો અર્થાત્, પરિણામના વિચારો કર્યા કરનારો વિનાશ પામે છે; (૨) મૂર્ખ પંડિતોએ 'દીર્ઘસૂત્રી' નો અર્થ લાંબા તાંતણાવાળી અર્થાત્, 'સુતરફેણી' કર્યો!

"**छिद्रेष्वनर्था बहुली भवन्ति**"

અર્થ—છિદ્રને વિષે બહુ અનર્થો હોય છે, અર્થાત્ કલંકને લીધે બહુ આપદો આવી પડે છે. (૨) પંડિતોએ 'છિદ્ર' નો અર્થ 'કાણું" કર્યો!

બીજા ભાગમાં ઇતિહાસ ભૂગોળને લગતા પાઠો આપવામાં આવ્યા છે તેનું વિવેચન આગળ ઇતિહાસ અને ભૂગોળમાં આવશે; શબ્દાર્થ ઘણાખરા પાછળ આવી ગયા છે તેથી અહીં આપવાની જરૂર લાગતી નથી, ખાસ જાણવા જેવા શબ્દોનો નીચે સંગ્રહ આપ્યો છે.

ઇતિહાસના પાઠો વાંચતાં જણાશે કે સારાં કૃત્યોનું ફળ સારૂં જ આવે છે, અને માઠાં કૃત્યોનું ફળ અવશ્ય માઠુંજ આવે છે. માટે આત્માના કલ્યાણાર્થે પવિત્ર જિંદગી ગાળવી, અને જે ફરજ માથે લીધી હોય તે ગમે તેવા દુઃખો સહીને પણ સારામાં સારી રીતે બજાવી જિંદગીને યશાળી બનાવવી એ દરેકનું કર્તવ્ય છે. દુનીઆની સ્વાર્થમય લાલચોમાં સપડાઈ જવાના અનેક પ્રસંગો આવે છે. તે પ્રસંગે મન સાવધ રાખી પોતાનો ખરો ધર્મ શો છે તે ધ્યાનમાં રાખી સંપૂર્ણ રીતે તેને અનુસરવું. જિંદગી ક્ષણભંગુર છે એ વિચાર હૃદયમાં નિરંતર જાગૃત રાખી ધર્મનીતિમાંથી

લગાર પણ ચલિત થવું નહિ; અને પારકાના હિતમાં નિરંતર તત્પર રહેવું એ સુજ્ઞનું કર્તવ્ય છે.

ભૂગોળના પાઠો વાંચવાથી કુદરતની દીવ્યતા તરફ હૃદય આકર્ષાઇ પ્રભુના ચરણમાં ઠરશે. સૃષ્ટિની ભિન્ન ભિન્ન રચના, તેમાં થતા વિચિત્ર અને અદ્ભુત વિકારો, એ વગેરે પરમાત્માની અપાર શક્તિનું ભાન કરાવે છે. એવા વિષયો ધ્યાનપૂર્વક વાંચી–વિચારી પોતાના હૃદયને પ્રભુભક્તિ તરફ સદા ઢળતું રાખવું જોઇએ. એની અપાર અને અગાધ શક્તિ આગળ ક્ષુદ્ર મનુષ્યની કંઇજ ગણના નથી એ વિચાર જાગૃત રાખી અભિમાન કે અહંભાવ તજી નમ્રતા ગ્રહણ કરવી; તથા પશુ, પક્ષી વગેરે સર્વ તેનીજ સૃષ્ટિ છે. માટે તેમના તરફ દયાભાવ અને પ્રેમ રાખવો એ આપણું કર્તવ્ય છે.

વિદ્યાના પાઠો વાચન તરીકે બહુધા ચલાવવામાં આવતા નથી. સ્પષ્ટીકરણ માટે અમારૂં 'સૃષ્ટિ જ્ઞાન' વાંચી લેવું.

મૂર્તિપૂજક=મૂર્તિને પૂજનારા
પરિપક્વ=પુરેપુરૂં પાકેલું
પર્યંત=સુધી
અનુયાયી=સાથે–પછવાડે ચાલનારા સેવક વગેરે
ક્ષણભંગુર=પલકમાં નાશ થાય એવો; નાશવંત
નિયંતા=ચલાવનાર
નિષ્કામ=સ્વાર્થ વિનાનો
પ્રાસાદિક=રહેમ–કૃપા ભરેલી
વહી=જીબ્રાઇલ ફરેસ્તા ખુદાની તરફથી જે સંદેશો લાવેલા તે
સામાજિક=સમાજ–જનમંડળને લગતી
સુરાપાન=દારૂ પીવો તે

---

અગિઆરી=પારસીઓનું દેવળ એમાં પવિત્ર આતશ–અગ્નિ રાખે છે.
અર્પણ=આપવું તે
અહુરમઝદ=પારસી ધર્મ પુસ્તકમાં કહેલા પૃથ્વીના પેદા કરનાર અને પાલણ કરનારનું નામ
મોબેદ=પારસીઓનો ગોર

---

ઉર્ફે=અથવા
મિટ્ટી દાણાદાણ=તદ્દન પાયમાલી
શબ્દવેધ=શબ્દ કયાંથી આવે છે તે પારખી નિશાન તાકીને છોડવામાં આવે છે તે
આશ્રિત=આસરો મેળવી રહેનાર
ઈતિહાસકાર=ઇતિહાસ બનાવનાર

---

વિજય=જીત મેળવવી તે
ધર્મિષ્ઠ=ધર્મ પ્રમાણે ચાલનાર
મદ્રેસા=ફારસી, ઉર્દૂ ભણવાની શાળાઓ
સરા=વટેમાર્ગુઓને ઉતરવાની ધર્મશાળા

---

અંધાધુંધી=અંદર
સ્થિતિ=હાલત; દશા
અસ્તવ્યસ્ત=છિન્નભિન્ન
દરમિયાન=વખત
અતિશયોક્તિ=હોય તેના કરતાં અતિશય વધારીને કહેવું તે
અરાજ્ય=અંધેર
યુદ્ધનીતિ=યુદ્ધને લગતી હોશિઆરી, કુશળતા.

રાજ્યનીતિ=રાજ્ય ચલાવવાની ચાતુરી
નામાંકિત=પ્રખ્યાત
દીર્ઘદૃષ્ટિ=લાંબી નજર
અબુફ્ઝલ=અકબરનો વડો પ્રધાન
મીર અદલ=મુખ્ય ન્યાયાધીશ

---

સૈનિક=લડવૈયા; યોદ્ધા
દેહરક્ષક=શરીરનું રક્ષણ કરનાર હજુરી નોકર
પદભ્રષ્ટ=ગાદી ઉપરથી ઉઠાડી મૂકેલો
સર્વત્ર=સર્વ ઠેકાણે
સ્વામિભક્તિ=પોતાના ધણી—ઉપરી—શેઠની ઉંચા પ્રકારની સેવા

---

મુલાકાત=મળવું તે
પ્રતિનિધિ=તરફનો માણસ
આશ્ચર્ય=નવાઈ
નિયમસર=નિયમ પ્રમાણે
તુલા=એક પાસ પુરૂષ અને બીજી પાસ કીમતી ધાતુ કે જવાહીર મૂકી તોલ કરવાની ધર્મક્રિયા.

---

સમૃદ્ધિ=દોલત
આબાદી=ચઢતી સ્થિતિ
અદ્ભુત=નવાઇ પમાડનાર
ભવ્ય=સુંદર
વિશાળ=મોટું
તખ્ત=આસન
શુમારે=આશરે
રાજચિહ્ન=નિશાન, ચમર, તરવાર વગેરે રાજા પાસે રહેતી વસ્તુઓ.

---

વિષમ=વસમાં; ખરાબ
પરિણામ=ફળ
વિગ્રહ=લડાઇ; યુદ્ધ
શૌર્ય=બહાદુરી

---

ગ્રહ=સૂર્યની આસપાસ ફરનાર આકાશી પદાર્થ
દુરબીન=છેટેની વસ્તુ જોવાનું એક યંત્ર; એક ધાતુની નળીમાં કાચ ગોઠવીને એ યંત્ર બનાવેલું હોય છે.
નરી=એકલી

પ્રદક્ષિણા=ચારે પાસ ફરવું તે; એક ફેરો
સંગ્રહસ્થાન=જુદી જુદી વસ્તુઓનો સંગ્રહ કરવાની જગા
ધૂમકેતુ=પુંછડીઓ તારો.
નિહાળવું=જોવું

---

ક્ષિતિજ=જે ઠેકાણે આકાશને પૃથ્વી મળેલી દેખાય છે તે
ગોળાર્દ્ધ=અર્ધો ગોળો
ધ્રુવ=પૃથ્વી જે કલ્પેલી ધરી ઉપર પશ્ચિમથી પૂર્વ તરફ ફરે છે તેનો ઉત્તર દક્ષિણ એકેકો છેડો
અસ્ત=આથમવું
નક્ષત્ર=તારાનું ઝુમખું

---

સપ્તર્ષિ=સાત તારાનું ઝુમખું
વિષુવવૃત્ત=બંને ધ્રુવથી સરખે અંતર પૂર્વપશ્ચિમ જતી લીટી
અક્ષાંસ=વિષુવવૃત્તથી ઉત્તરદક્ષિણમાં કોઇ જગાનું અંતર
રેખાંશ=મક્કર કરેલા વૃત્તથી પૂર્વ-પશ્ચિમ કોઇ જગાનું અંતર
મુકરર=નક્કી
વૃત્ત=લીટી

---

નિયમિત=નિયમ પ્રમાણે
મોન્સુન=મોસમી પવન
ભાષા=બોલી
અરબી=અરબ લોકોની
આંધી=જે પવનથી આકાશ ધૂળ વડે છવાઇ જાય છે તે
વંટોળીઓ=ભમરાની પેઠે કુંડાળા કરતો જોરમાં છૂટેલો પવન

---

નિરંતર=હંમેશાં
કાર્બોનિક એસિડગ્યાસ=એ નામનો ઝેરી વાયુ
ગેરસપ્પા=કાનડા જિલ્લામાં હોનાવર તાલુકામાં ગામ છે. ત્યાંથી ૧૮ મૈલ છેટે કોડકણી ગામ પાસે આ ધોધ છે.
મુરમ=એક જાતના કાંકરા
હિમાલય=( હિમ–બરફ + આલય–ઠેકાણું ) જેના ઉપર સદાકાળ બરફ પડયો રહે છે એવો હિંદુસ્તાનની ઉત્તરે આવેલો પર્વત

ભૂતળ રચના=પૃથ્વીના પોપડાની રચના
ભિન્ન ભિન્ન=જુદી જુદી
સમધાત=મધ્યમસર; ઘણી ગરમ નહિ તેમજ ઘણી ઠંડી નહિ એવી
બુદ્ધિશાળી=બુદ્ધિવડે શોભનારો
શૂરા=બહાદુર

---

આયાત=પરદેશથી માલ આવે તે
ઉથલપાથલ=આપવું અને લેવું તે
નિકાસ=બીજે દેશ માલ જવો તે
સુખરૂપ=વગર અડચણે, સહી સલામત

---

ખનિજ તેલ=જમીનમાંથી નીકળતું તેલ, જેમકે કેરોસીન તેલ
તેજી=માલની આવજા ઘણી થાય તે
સિંકોના=એ નામનું ઝાડ; એની છાલમાંથી કિવનાઇન બને છે

---

પ્રતિનિધિ=બીજા તરફથી કામ કરનાર; મુખત્યાર
હસ્તક=હાથમાં
હાઇકોર્ટ=વડી અદાલત

# કવિતાની સમજુતી.

## પાઠ ૭ મો.

### દ્વારકામાં સુદામા.

સાંદીપનિ ઋષિને ત્યાં કૃષ્ણ અને સુદામા બંને સાથે વિદ્યાભ્યાસ કરતા હોવાથી તેમને નાની ઉંમરથીજ સ્નેહની ગાંઠ બંધાયલી હતી. ગૃહસ્થાશ્રમમાં સુદામાજી અતિશય દરિદ્રાવસ્થામાં આવી પડયા, ત્યારે એક વખત પોતાની સ્ત્રીના અતિ આગ્રહથી સહાય માટે પોતાના બાળસ્નેહી કૃષ્ણ પાસે ગયા હતા. તેને લગતા 'સુદામાચરિત્ર' નામના કાવ્યમાંનો આ ઉતારો છે. કવિ પ્રેમાનંદે પૌરાણિક કથાને આધારે (પૂર્વે શુકદેવ મુનિએ એ કથા પરિક્ષિત રાજાને કહેલી) આ કાવ્ય ગુજરાતીમાં રચેલું છે.

ઋષિ=શુકદેવમુનિ
નરપતિ=હે રાજા; પરિક્ષિત રાજા
દ્વારામતી=દ્વારકા
કનકકોટ=સોનાનો કોટ
મણિમય=મણિ સહિત
કાંગરે=કાંગરા ઉપર
દુર્ગે=કિલ્લા ઉપર
દુંદુભી=ઢોલ, નોબત
ગડગડે=વાગે

ગોમતી સંગમ=ગોમતીનો મેળાપ (જનારને)
ચારે વર્ણ=બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર જાત
ભગવાન=પવિત્ર આચરણવાળા પુરૂષ; ભાગ્યશાળી.
પળે=જાય
જાદવ સ્ત્રી=જાદવોની સ્ત્રીઓ
ધન્ય=ભાગ્યશાળી
નર=પુરૂષ

અપાર=ઘણુંજ; જેનો પાર નહિ
એટલાં
વ્રત=નિયમ
તપ=દેહને કષ્ટ આપવા કઠણ નિ-
યમો પાળવા તે તપ કહેવાય
ભરથાર=ધણી
હાઉ=નાનાં બાળકોને બીવરાવનાર
વિકરાળ=ભયંકર, બીક લાગે તેવો
બાળ=બાળકો; છોકરાં
ચેષ્ટા=મશ્કરી; મજાક
પુંઠણ=પાછળ
સુણી=સાંભળી
ભાખે=બોલે
વજાડે=વગાડે
ઋખી=ઋષિ
ઓળખી=સમજ્યો
સાધુની દૃષ્ટિ=સાધુ પુરુષનો સ્વ-
ભાવ
સમાચાર=ખબર અંતર
કૃપાનાથ=મહેરબાનીના ધણી; બહુ
કૃપા રાખનાર
પુરને=નગર તરફ
મયા=પ્રેમ
પ્રતિઉત્તર=સામો જવાબ

ઋષિજન=ઋષિ, સુદામાજી
કૃષ્ણ દર્શન=કૃષ્ણનાં દર્શન
મન=ઇચ્છા, ભાવ
રાજદ્વાર=રાજમંદિર; કૃષ્ણના મં-
દિરમાં પ્રવેશ કરવાનું દ્વાર—
બારણું
ઋષિરાય=મોટા ઋષિ, સુદામાજી
ઉભા રસ્તે=સીધે રસ્તે, સપાટાબંધ
હાટ=દુકાન
ચૌટાં=બજાર
ચોક=જે ખુલ્લા મેદાનમાં બજાર
ભરાય છે તે જગા. ગુજરી
ભરવાની જગા
છજાં=ઘરની બારીઓની બહાર જે
આગળ પડતો ભાગ કાઢેલો
હોય છે તે
ઝરૂખા=બારી આગળના લાંબા
કઠેરા
ગોખ=માત્ર બારી આગળજ થોડો
ભાગ આગળ વધારેલો હોય
તે; ગોખમાં ઉંચા પ્રકારની
કારીગરી કરવામાં આવે છે
અટારી=ડોકા બારી
જડિત્ર=જડાઉ કામ કરેલા

ઝાકઝમાળ=તેજસ્વી
મિનાકારી=મિનાની કારીગરીવાળું
મિનો=કાચના જેવો એક પદાર્થ; જેને રાતો લીલો વગેરે રંગ આપવામાં આવે છે તે; રામપગલાંમાં મીનો પૂરેલો હોય છે.
અમરાપુરી=અમરો—દેવતાઓનું નગર
ઓવારી=ભુલાવી, ઉતારી
સ્ફટિક=ઉંચી જાતનો તેજસ્વી પત્થર
નાટારંભ=નાટકનો આરંભ
મૃદંગ ઉપંગ અને તાલ=એ વગાડવાનાં વાદ્ય છે.
તાલ=કિડતાલ
રસાળ=રસવાળાં
રમક ઝમક=રૂમઝુમ થતો
હેમતણા=સોનાના
મદ=હાથીના માથામાંથી જે પરસેવાનાં ઝરણ ફુટે છે તે
મદ ગળતા માતંગ=મસ્તીના જોરમાં આવેલા હાથી
ગજશાળા=હાથીખાનું
નવલો=નવાઇ પમાડનારો
રંગ=ઠાઠ; શોભા
અનંત=પાર વગરના, ઘણા
પ્રતિહાર=ચોકીદાર, પહેરાવાળા
શામળીઆનું=શ્રીકૃષ્ણનું
સંકલ્પવિકલ્પ=તર્ક, વિચાર
ગહન=અદ્ભુત; અકળ; નવાઇ જેવી
ગતિ=ખુબી; રચના
પૃથ્વીપતિ=પૃથ્વીનો પતિ; રાજા
રજ=જરાએ
ગોકુળ=ઉત્તર હિંદમાં એ સ્થળ છે
માંકડાં=રાતા મોંનાં વાંદરાં
સિંહાસન=રાજગાદી

ઋષિ (શુકદેવજી) કહે છે કે હે રાજા, (પરિક્ષિત) તું સાંભળ. સુદામાજીએ દ્વારકા નગરી જોઈ. તેનો સોનાનો કોટ ચળકારા કરી રહ્યો હતો, અને તે કોટના કાંગરા ઉપર મણિ તથા રત્નો જડેલાં હતાં. કિલ્લા ઉપર ઘણી ધજાઓ ઉડી રહી હતી, અને ત્યાં મોટી નોબતો વાગી રહી હતી. વળી ત્યાં ગોમતીનો મેળાપ થાય છે તેની અંદર ચારે વર્ણના લોકો આવીને નહાય છે. ૧

સુદામાજીએ સ્નાન કર્યું અને પછી તે પવિત્ર પુરુષ નગરમાં પેઠા. તેમનો દેખાવ જોઇને સૌ લોકો જોવા ભેગા થાય છે, અને બાળકો ખીજવે છે તથા પાછળ પડે છે. વળી જાદવની સ્ત્રીઓ માંહોમાંહે તાળી આપીને હસે છે અને મશ્કરીમાં કહે છે કે જે નગરમાં આવો સુંદર પુરુષ વસતો હશે તેને પણ ધન્ય છે! ૨.

કોઇ કહે છે કે ભયંકર હાઉ આવ્યો. તે છોકરાંને દેખાડો કે જેથી તે રડતાં રહી જશે. આ પ્રમાણે પાછળથી ઘણી ઘણી તરેહની ચેષ્ટા-મજાક થાય છે, પણ તે સાંભળીને સુદામાજી તો હસતા ચાલ્યા જાય છે. ( અર્થાત્ તેમને માઠું લાગતું નથી. ) પાછળ બાળકો કાંકરા નાખે છે પણ સુદામાજી તે તરફ ધ્યાન ન આપતાં મોઢે હરિ હરિ એમ બોલ્યે જાય છે. ( અર્થાત્ છોકરાં ઉપર ન ખીજવાતાં સર્વ સહન કરે છે. ) તેમની પાછળ નાનાં નાનાં બાળકો ફરી વળીને તાળી પાડે છે અને ગાલ વગાડે છે. ૩.

એવામાં કોઇ ઘરડા જાદવે ઋષિને દીઠા અને એ સાધુ પુરુષની દૃષ્ટિ ઓળખી. તેથી તેણે બધાં બાળકોને હાંકી કાઢયાં અને તેમને ઉભા રાખીને સમાચાર પૂછ્યા કે હે કૃપાનાથ! આપ ક્યાંથી પધાર્યા? અને આ નગર ઉપર કેમ કૃપા થઇ? સુદામાજીએ સામો ઉત્તર વાળ્યો કે મને શ્રીકૃષ્ણનાં દર્શનની ઇચ્છા છે. ૪.

તે વૃદ્ધ જાદવે ઉપકાર કર્યો અને રાજમહેલનો માર્ગ બતાવ્યો. પછી સુદામાજી ( તે જાદવે બતાવેલે રસ્તે ) કૃષ્ણ મંદિર આગળ આવ્યા. પણ જોવાનું એટલું બધું છે કે સીધે રસ્તે સપાટાબંધ ચાલ્યું જવાતું નથી. દુકાનો, બજાર અને ખુલ્લા ચોકમાં ભરાએલાં બજાર શોભી રહ્યાં છે; અને છજાં, ઝરૂખા, બારી, ગોખ, અટારી, જાળીઓ મેડી, માળ, જડિત્ર કઠેરા વગેરે પ્રકાશી રહ્યું છે. ૫.

દેવતાની નગરીને પણ ભુલાવી નાખે, એવું મિનાની કારીગરી-વાળું કામ ચળકી રહ્યું છે, સભાની અંદર સ્ફટિકમણિના થાંભલા પ્રકાશી રહ્યા છે, અને વળી ત્યાં નાટકનો આરંભ થઈ રહ્યો છે. મૃદંગ, ઉપંગ અને મીઠાં તાળ વાગે છે, અને તેની સાથે ગુણવાન માણસો રસિક ગીત ગાય છે, તથા ઘુઘરીઓ રૂમઝુમ થાય છે—આ સઘળું સુદામાજી જોતા જોતા જાય છે. ૬.

ઘોડાઓ મહાલતા મહાલતા હીંડે છે, અને તેમને સોનાના અછોડા બાંધ્યા છે, વળી મસ્ત હાથીઓ આનંદમાં આવી ડોલે છે અને તેથી હાથીખાનાની ખુબી નવાઇ પમાડનારી લાગે છે. અસંખ્ય યોદ્ધાઓ ચોકીદાર તરીકે શ્રીકૃષ્ણ પરમાત્માનું આંગણું સાચવે છે. ત્યાં આવીને સુદામાજી આઘાપાછા થાય છે, અને મનમાં અનેક તર્કવિતર્ક કરે છે. ૭.

અહા! કર્મની ખુબી ગહન—વિચિત્ર છે; અમે બે એકજ ગુરુના વિદ્યાર્થી હતા, તોપણ એ પૃથ્વીપતિ થઇ બેઠો છે અને મારા ઘરમાં જરા પણ ખાવાનુંએ નથી! ગોકુળમાં માંકડાં રમાડતો અને ગુરુને ઘેર લાકડાં લાવતો તે આજે ગાદી ઉપર ચઢી બેઠો છે, અને મારા નશીબમાં આ તુંબડી અને લાકડીજ રહી!

## પ્રશ્નો.

પ્ર૦ સુદામાજી દ્વારકામાં શા માટે ગયા હતા?

પ્ર૦ દ્વારકામાં તેમનો વેષ જોઇને જાદવસ્ત્રીઓએ અને અજ્ઞાન બાળકોએ તેમની શી ચેષ્ટા કરી હતી?

પ્ર૦ કોઇ સમજુ વૃદ્ધ જાદવ સાથે તેમને શી વાતચીત થઈ?

પ્ર૦ દ્વારકામાં તેમણે શું શું જોયું?

પ્ર૦ કૃષ્ણના દ્વાર આગળ આવી શા વિચારમાં પડી ગયા?

## બોધ.

કોઇપણ માણસની શારીરિક કે બીજી કોઇપણ ખામી જોઇને તેની ચેષ્ટા કરવી એ પ્રભુનું અપમાન કર્યા બરાબર છે, અને તે એક રીતે આપણી સારી સ્થિતિનું અભિમાન કર્યા સમાન છે માટે કદાપિ કોઇએ ગમે તેવા હલકા માણસને પણ માઠું લાગે તેમ કરવું નહિ; તે અજાણ્યો હોય તો પણ તેની સાથે વિવેક ભરી રીતે બોલી તેના કામમાં બની શકે તેટલી સહાયતા આપવી એ દરેક સત્પુરુષનું કર્તવ્ય છે. એ પ્રમાણે વર્તવું એજ ખરેખરી કુલીનતા છે. કેટલાક માણસો ઓળખીતા કે લાગતા વળગતાઓ સાથે વિવેકથી વર્તે છે, પરંતુ અજાણ્યા અને હલકા દરજ્જાના માણસો સાથે ઉચ્છૃંખલપણે વર્તી પોતાની હલકાઇ બતાવે છે, એ ખરેખરી મૂર્ખાઈ અને એક તરેહની લુચ્ચાઇ છે. એવા કૃત્રિમ સારા વર્તનથી કુલીનતા પ્રાપ્ત થતી નથી, એ ધ્યાનમાં રાખવું.

બીજી બાબત એ સમજવાની છે કે કોઈ નવે સ્થળે જઇ ચઢીએ તો ત્યાંની સર્વ વસ્તુઓનું અને સઘળા બનાવોનું કાળજી પૂર્વક બારીકાઇથી અવલોકન કરી પોતાના જ્ઞાનમાં વધારો કરવો.

---

## પાઠ ૧૨ મો.

### બકરીનું બચ્ચું.

| | |
|---|---|
| બકરીકેરૂં=બકરીનું | ગિરિ=પર્વત |
| બાળ=બાળક, બચ્ચું | શૃંગ=શિખર |
| માડી=મા | શિલા=પત્થર |
| વિખુટું=છુટું | શ્યામ=કાળી |

કરૂણું=દયા ઉપજાવે તેવો
રવ=અવાજ
મંદ=ધીમો
સહજ=કુદરતી, સ્વાભાવિક
નિજ=પોતાનો
પડઘા=બોલેલા બોલ બીજી ગુફાઓમાં અથડાઇ પાછા આવે તે.
સુણી=સાંભળી
મોરી=મારી
અધિક=બહુ
અકળાય=મુંઝાય
ઉંચો=મોટો
યાદ=સંભારવું તે
ચોગમ=ચારે બાજુ
ધવળ=ઉજળી, સફેદ, ધોળી
ગાઢ=ખીચોખીચ
ઘોર=બિહામણી
સાવજ=વાઘ
શોર=ગર્જના, અવાજ
શું=કેવું, કેટલું બધું
સુણી=સાંભળી
માડી સોડ=માના પાસા-પડખામાં
તત્કાળ=ઝટ, હમણાંજ
સહેલ=ઝટ, સહેલાઇથી
ગોદ=ખોળો
અજબાળ=બકરીનું બચ્ચું
કીધલાં=કીધાં
પર્વતવાટ=પર્વતનો રસ્તો
મીઠું=સુંદર, વહાલું લાગે તેવું
અજશાવ=(અજ - બકરી + શાવ-બચ્ચું
ભાવ=પ્રીતિ
તૃપ્ત=પુરેપુરૂં ધરાઇને
થાતાં=થયું એટલે
દેહ=શરીર
શિશુ=બાળક
ઉછરંગ=ઉમંગ
મુજ=મારૂં
સંગ=સાથે

પેલું બકરીનું બચ્ચું આ વખતે તેની માથી વિખુટું પડીને પર્વતના ઉંચા શિખર ઉપર ઉભું છે, અને એની સાથે કોઇજ નથી. ૧

તે બરફના જેવું ઉજળું દેખાય છે અને તેની પાછળ કાળો

પત્થર જણાય છે. તે પોતાનો કુદરતી આનંદ ભૂલી જઈને દયા ઉ-પજાવે તેવો કંઈક ધીમો અવાજ કરે છે. ૨

પર્વતની અંદર તેના અવાજના પડઘા થાય છે તે સાંભળીને તે ભૂલાવામાં પડી છેતરાય છે કે જાણે મારી માતા બોલી પણ વળી માને દેખતું નથી તેથી બહુ મુંઝાય છે. ૩

બહુ ઉંચો અવાજ કરે છે, અને માતાને યાદ કરે છે. તે બચ્ચું ચારે બાજુ જુએ છે તેથી તેની વાંકી અને ધોળી ડોક શોભે છે.૪

તે શૃંગની નીચે ખીચોખીચ અને ભયંકર ઝાડી છે તેમાં વા-ઘોની ગર્જના થાય છે તે સાંભળીને બચ્ચું કેટલું ગભરાય છે! અરે અહીં માતાની સોડમાં શી રીતે લપાઈ જાય! ૫

"હે વહાલા બાળક! ધીરજ રાખ, હું ઝટ આવું છું," એમ બોલીને મેં તે વખતે સહેલાઈથી ટેકરીની ટોચ ઉપર જઈને–૬

બકરીનું બચ્ચું ખોળામાં લીધું અને દશબાર બચ્ચીઓ કરી. પછી પર્વતનો કઠણ રસ્તો ઉતરીને તેને જ્યાં તેની માતા હતી ત્યાં મુકયું. ૭

મને વહાલું લાગતું તે બકરીનું બચ્ચું પછી તરતજ ધાવવા લાગ્યું ને તે બચ્ચું નદીમાં પણ ભાવ ધરીને માતાને કેવું ધાવે છે! ૮

તે ધરાતાં તેની માતાથી છુટયું—જુદું થયું. હવે તેની ઉજળી દેહ અગાઉનાથી અધિક શોભવા લાગી. મનમાં ઉમંગ લાવીને બાળક નાચ્યું તેની સાથે મારૂં હૃદય પણ નાચ્યું. ૯

## પ્રશ્નો.

પ્ર૦ બકરીના બચ્ચા વિષે આ કવિતા કોણે રચી છે?

પ્ર૦ બકરીના બચ્ચાને કેવી સ્થિતિમાં જોવાથી કવિના મનમાં કવિતા રચવાનો ભાવ પ્રકટ થયો ?

પ્ર૦ કવિના હૃદયમાં દયાના અંકુરો પ્રગટે છે તે દર્શાવનારી લીટીઓ બોલો.

પ્ર૦ કવિતાની કઇ લીટીઓ સર્વને બોધ આપનારી છે ?

પ્ર૦ આ કવિતામાં કયા કયા નવા શબ્દો શીખ્યા ?

---

## પાઠ ૧૯ મો.

### હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપ.

હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુના સંબંધમાં કથા નીચે પ્રમાણેછે. વિષ્ણુ પરમાત્માના દરબારમાં જય અને વિજય નામના બે દ્વારપાળ હતા, તેમણે એક પ્રસંગે સનકાદિક ઋષિઓને વિષ્ણુમંદિરમાં જતાં રોકયા. આ અવિનયથી ક્રોધે ભરાઈ ઋષિઓએ શાપ આપ્યો કે સાત જન્મ મૃત્યુલોકમાં અવતરો. શાપથી ત્રાસ પામેલા તે બંને પોળીઆ વિષ્ણુ તેમજ ઋષિઓને અનેક પ્રકારે વિનવવા લાગ્યા. ત્યારે તેમના શાપનું નિવારણ એવું કર્યું કે " જો તમે અવતરીને વિષ્ણુ સાથે વેરભાવે રહેશો તો ત્રણ જન્મમાં તમે શાપમુકત થશો, અને પ્રેમભાવે રહેશો તો સાત જન્મ ભોગવવા પડશે." પ્રભુના ચરણુથી છુટા પડવું એ તેમને મન મોટો ત્રાસ હતો તેથી " વેર-ભાવે વિષ્ણુ " મેળવવાનો માર્ગ ગ્રહણ કર્યો. આથી તેઓ રાક્ષસ યોનિમાં અવતર્યા. પૂર્ણ વૈરભાવ રાખી શકે તેથી પ્રભુકૃપાથી પોતાની મૂળ સ્થિતિનું તેમને વિસ્મરણ થયું.

તેમનો પહેલો અવતાર હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુને નામે થયો, તેમાં રાક્ષસીબુદ્ધિ ચલાવી વિષ્ણુ પરમાત્માને હાથે નાશ પામ્યા.

( પ્રલ્હાદાખ્યાનની કથા શિક્ષકે કહેવી. ) બીજા અવતારમાં રાવણ અને કુંભકરણરૂપે અવતરી રામ સાથે ( સીતા હરવારૂપ ) વેર કરી તેમને હાથે નાશ પામ્યા; અને ત્રીજા અવતારમાં દંતવક્ર અને શિશુપાળ રૂપે અવતર્યા. શ્રીકૃષ્ણરૂપે તેમનો મદ ઉતારી પ્રભૂએ તેમનો ઉદ્ધાર કર્યો.

કશ્યપ=એક ઋષિનું એ નામ છે.
ક્રૂરરૂપે=ઘાતકી રૂપે
નીરધાર=નક્કી
બળવંત=બળવાળા
અનુમાન=આશરે
સાહી=પકડી
સહિત=સાથે
આભ=આકાશ
ત્રાસ=ભય, બીક
કરે=હાથમાં
નીરખતાં=જોતાં
દિગ્પાળ=દિશાઓનું રક્ષણ કરનાર દેવતાઓ
પર્વતશૃંગ=પર્વતનાં શિખર
ભોમ=ભૂમિ, પૃથ્વી
ખળભળાટ=અકળાતા, હાલી ઉઠતા
નવખંડ=શાસ્ત્રમાં પૃથ્વીના નવ ખંડ ગણેલા છે.
( ઈલાવૃત્ત, કેતુમાલ, હિરણ્ય, કુરુ, રમ્ય, ભદ્રાશ્વ, ભરત, કિંનર હરિવર્ષ. )
બાળપણ=નાનપણ
મહી=પૃથ્વી
દાનવ=દૈત્ય, રાક્ષસ
પ્રૌઢા=મોટા
થરથરે=કંપે; ધ્રુજે
બ્રહ્માંડ=આખું વિશ્વ; સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ સઘળું.
પરવરે=જાય
દ્વેષ=વેર; ઝેર
પન્નગ=શેષનાગ; સાપ
શેષ=જેના ઉપર પૃથ્વી રહેલી છે તે
વરૂણ=જળદેવ
અઘોર=ઉંચે
નીર કેરા નાથ=પાણીના દેવ; વરૂણ
અસુર=દૈત્ય; રાક્ષસ
ભોગ=બલિદાનમાંનો હિસ્સો
અમર=દેવતાઓ

સબળો=બળવાળા
ક્રોધ=ગુસ્સો
જગન=યજ્ઞ; દેવતાઓની તૃપ્તિને અર્થે અગ્નિમાં આહુતિ આપવાની ક્રિયાવાળું ધાર્મિક કાર્ય.
પ્રબોધ=જ્ઞાન
અદાવત=વેર, દુશ્મનાવટ
સુરશું=દેવતા સાથે
ભુવન=જગત, લોક. લોક ચૌદ કહેવાય છે, સાત ઉપલા અને સાત નીચલા
ગ્રહીને=પકડીને
રોક=રોકડા
વાજ આણ્યું=હેરાન કર્યું
વિશ્વ=જગત
ત્રાહેત્રાહે=ખૂબ કંટાળી ગયું
ત્રૈલોક=સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ
ગજ=હાથી
વારી=રોકી
ક્રીડા=રમત
ઉત્પાત=તોફાન; ગરબડ
દુર્મતિ=નઠારી બુદ્ધિવાળો
મહાદુષ્ટ=ઘણોજ નઠારો
વાધીઆ=વધ્યા
પુષ્ટ=જબરા
અચળ=પર્વત
અલવે=પુષ્કળ
પરહરીને=તજીને, છોડીને
આચરે=કરે

(એ બંને) કશ્યપમુનિને ત્યાં ક્રૂરરૂપે અવતર્યા, તે કુમારો બહુ બળવાન હતા. નક્કી તેમનાં નામ હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ પાડ્યાં. ૧

આશરે એક વર્ષના થતાં આંગણામાં આવી પીડવા લાગ્યા, અને આકાશમાંથી સુરજ સાથે તેનું વિમાન પકડી લાવતા. ૨

ઉડીને આકાશને વળગે અને તારાને ત્રાસ પમાડે વળી ચંદ્રમાને હાથમાં પકડે ને ઉંચે આકાશમાં ફરે. ૩

તેમને જોતાં દિગ્પાલો ધ્રૂજવા લાગ્યા. તેઓ પર્વતના શિખરો

તોડી પાડે છે. આ પ્રમાણે થવાથી પૃથ્વી ઉપર (તેમનાં અઘટિત કાર્યોથી) ભાર વધી પડયો, અને નવે ખંડ ખળભળી ઉઠયા. ૪

બાળપણમાંજ એમનું એવું બળ હતું કે જેથી પૃથ્વી પણ પોતાનું માન મૂકવા લાગી. તેવા એ દાનવો મોટા થયા અને તેમનાથી આખું વિશ્વ કંપવા લાગ્યું. ૫

એ રાક્ષસો પાતાળમાં પેસે છે, અને સર્પ જોડે ઝેર વધારે છે. સાપનું પુછડું તાણે છે, અને એમ કરીને શેષનાગને સુતેલો જગાડે છે. ૬

સમુદ્રમાંના જળને ખુબ ઉંચે ઉછાળે છે અને એ રીતે વરૂણ સાથે વઢવાનાં છીંડાં ખોળે છે. વળી વરૂણની પાસે એ રાક્ષસો બળિદાન માગે છે. ૭

દેવતાઓની સાથે આથડે છે, અને તે બળવાનો અતિશય ક્રોધ કરે છે. વળી તે યજ્ઞમાં ભાગ માગે છે, અને બીજા રાક્ષસોને પણ તેમ કરવાનું શીખવે છે. ૮

કુબેર ઉપર ક્રોધે ભરાઈને રોકડાં રત્ન માગે છે. એમ આખા વિશ્વને હેરાન કરી મૂકયું તેથી ત્રણે લોક ત્રાહ્ય ત્રાહ્ય પોકારવા લાગ્યું. ૯

દિશાઓનું રક્ષણ કરનારા દેવતાઓના હાથીઓનાં દાંત પકડે છે, અને તેની સુંઢ પકડીને ફેરવે છે, પણ એમ કરતાં તેમને કોઈ રોકી શકતું નથી. ૧૦

સમુદ્રમાં રમત રમે છે અને માંહોમાંહે લાતાલાત કરી મૂકે છે. સાતે સાગરને (પુરાણમાં ઘૃતોદ, દધિમંડોદ, ક્ષીરોદ, મિષ્ટોદ, ઇક્ષોદ, ક્ષારોદ અને શુદ્ધોદ એવા સાત સમુદ્ર ગણાવેલા છે.) ભેગા કરે છે, અને સઘળે ઘોટાળો થાય છે. ૧૧

એ નઠારી બુદ્ધિવાળા મહા દુષ્ટો ઋષિઓની સાથે પણ દુશ્મના-

વટ રાખે છે. તે બ્રહ્માંડ જેટલા ઉંચા વધ્યા, અને જબરા તથા રૂષ્ટપુષ્ટ થયા. ૧૨

મોટા મોટા પર્વતો ઉંચા કરે છે, અને ચારે બાજુ તેને ચલાવે છે; અને જેમ ઉંટ ઝાડને વળગે તેમ જીભ વડે આકાશને ચાટે છે. ૧૩

મનમાં જરા પણ બીક રાખતા નથી અને પોતાનાં બહુ વખાણ કરે છે. પોતે ધર્મનો માર્ગ તજીને પાપકર્મો કરે છે. ૧૪

## પ્રશ્નો.

પ્ર૦ કશ્યપમુનિને ઘેર કયા રાક્ષસો અવતર્યા ?

પ્ર૦ હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ એ બંનેનો પૂર્વ વૃત્તાંત કહો.

પ્ર૦ નાનપણમાં એમનું બળ કેટલું હતું ?

પ્ર૦ તેમણે કયા કયા દેવતાઓને કેવી રીતે ત્રાસ આપ્યો ?

પ્ર૦ તેઓ કશ્યપઋષિના પુત્રો હોવા છતાં 'દાનવ' કેમ ગણાયા ?

પ્ર૦ એ રાક્ષસો એટલા બધા ઉચ્છૃંખલ બન્યા તેનું કારણ શું ?

પ્ર૦ આપણે એમના વર્ણનથી શો બોધ લેવો જોઈએ ?

## બોધ.

દૈવવશાત્ આપણે શારીરિક કે આર્થિક સંપત્તિ સારી પ્રાપ્ત થઈ હોય તોપણ તેનો દુરુપયોગ કરવો ઈષ્ટ નથી. અસામાન્ય રૂપ, નવયૌવન, અખુટ રાજલક્ષ્મી અને સત્તા એ વાસ્તવિક રીતે એક મોટી અનર્થ પરંપરા છે. એમાંની પ્રત્યેક આત્માની અવનતિ કરનાર છે; પણ તેનાથી ઉચ્છૃંખલ ન બનતાં પરાર્થે તેનો સદુપયોગ કરનારનું તે ઐહિક અને પારલૌકિક કલ્યાણ સાધે છે, એ ધ્યાનમાં રાખી શાંતિભર્યું ધાર્મિક જીવન ગાળવું એ સજ્જનનું કર્તવ્ય છે.

---

## પાઠ ૨૪ મો.

### આબુનું વર્ણન.

દૂરથી=વેગળેથી; આઘેથી
દીલ=મન (ડીલ=શરીર)
ભાવ્યો=ગમ્યો
મેહ=વરસાદ
વીજ=વીજળી
ગિરિરાજ=પર્વતોનો રાજા; સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ
ટાણે=વખતે
સોમ=ચંદ્ર
દીપે=શોભે
ઝૂકી=નમી રહી
મહાસ્વાદુ=મહા સ્વાદિષ્ટ; બહુ સ્વાદવાળો
મિષ્ટ=મીઠો
હર્ણાં=હરણો
ઝરે=નીકળે
નિર્મળાં=સ્વચ્છ પાણીવાળાં
નીર=પાણી
શીળો=ઠંડો
સુગંધી=સુગંધવાળો
વહે=વાય
અગાડી=આગળ
વડાં=મોટાં
બજાર=ચૌટાં
રોજગારી=ધંધાદારી
પરાં=વેગળેનાં
જુક્તિ=ઉપાય
ટેવો=ધારો
સ્થાન=દેવાલયો
છંદ=કવિતાની કડીઓ

દૂરથી જોતાં આકાશમાં જેમ વરસાદ ચઢી આવ્યો હોય તેવો મનને સારો ગમે છે. (તેના ઉપર આવી રહેલા) કુંડામાંનો દેવતા વીજળી માફક ચળકે છે. એવો પર્વતોનો રાજા આબુ આજ જોયો. ૧

પુનમની તિથિએ સાંજને વખતે સૂર્ય અને ચંદ્ર એ બે જાણે શોભિતા ઘંટ ન હોય એમ દેખાય છે. (એને જોઇને) કોઈ કહે છે કે દેવનો હાથી કેવો દીપી રહ્યો છે! એવો પર્વતોનો રાજા.—૨.

કોઈક વખત ઉપર જઇને ઝાડના જથાની પુષ્કળ ઝુકી રહેલી ઝાડી આંખ ફાડીને અર્થાત્ બરાબર રીતે જુઓ. ત્યાં મહા સ્વાદિષ્ટ મીઠા મેવા જોઇએ તેટલો મળે છે. એવો પર્વતોનો રાજા.—૩.

તેને વિષે વાઘ, વાંદરાં, સિંહ અને હરણું વસે છે. તથા ચોકખા જળનાં ઝરણો હંમેશાં વહે છે. વળી ઠંડો અને સુગંધીદાર વાયુ વાય છે. એવો પર્વતોનો રાજા.—૪.

ત્યાં સુંદર ફૂલોની ફૂલવાડી ખીલી રહી છે. તેમજ ત્યાં કુવા, વાવ અને કુંડ શોભી રહ્યા છે. વળી તેને વિષે આવેલાં મોટાં દેવળોમાં દેવોનો વાસ રહેલો છે; એવો પર્વતોનો રાજા.—૫.

તેને વિષે બંગલા બન્યા છે, અને ત્યાં બજારો પણ બન્યાં છે. વળી ધંધાદારી લોકો ત્યાં સારા ધંધા કરે છે આથી માલ લેનારને જે લેવો હોય તે માલ ત્યાં મળે છે, એવો પર્વતોનો રાજા.—૬.

ત્યાં તેર ગાઉના ઘેરાવાવાળું તળાવ છે તેમાં પાણી પીવા માટે આસપાસના અગ્યાર ગામના લોકો આવે છે. (અનુભવીઓથી અજાણ્યું નહિજ. હોય કે ત્યાં માત્ર બે ત્રણ માઇલનાજ વિસ્તારનું તળાવ છે, અને પર્વતને વિષે અગીઆર ગામજ વસેલાં નથી. કેવળ પ્રાસ મેળવવા એ લીટી લખાઈ છે. એનો ભાવાર્થ એજ સમજવો કે ઘણા વિસ્તારનું તળાવ છે, અને આસપાસ છુટાં છુવાયાં વસેલાં ગામડાના લોકો ત્યાં આવે છે, પરંતુ લોકોને ઘણે દૂરથી પાણી લેવા ત્યાં આવવાની જરૂર નથી—ઠામ ઠામ ઝરણો છે.) જ્યાં જેઠ માસમાં પણ પરસેવો જોવામાં આવતો નથી એવો પર્વતોનો રાજા.—૭

અસાડ મહીનામાં દૂરનાં વાદળાં પાસે આવે છે, અને ત્યાં જતાંની સાથેજ જોવાની મઝા જણાય છે. તમે એ વાદળાંને જરૂર ધુણીનો ગોટોજ ધારો. એવો પર્વતોનો રાજા.—૮.

જેને વિષે જૈન અને હિંદુઓનાં જુનાં સ્થાન છે. તેમજ બહુ વખણાએલાં અર્બુદાદેવી પણ એમાં છે. એ જાણવા લાયક હકીકત ખાસ જાણવા માટે કહી છે. દલપતરામ કવિએ આ સારા છંદ બનાવ્યા છે. એવો પર્વતોનો રાજા.-૯.

## પ્રશ્નો.

પ્ર૦ આબુને દૂરથી નિહાળતાં કેવો દેખાય છે?

પ્ર૦ એને હાથીની ઉપમા શી રીતે આપી શકાય?

પ્ર૦ આબુ ઉપર જોવા જેવું શું શું છે?

પ્ર૦ કવિતાની કઈ કડી વડે કવિના અવલોકનની ખામી માલમ પડે છે?

## બોધ.

નદી, પર્વત, જંગલ, ધોધ, ઝરણુ, ચંદ્રિકા વગેરે ઈશ્વરની અપાર શક્તિનું ભાન કરાવનારી સૃષ્ટિઓના અવલોકનથી પ્રભુ પ્રત્યે ભક્તિભાવ ઉદ્ભવે છે. માટે એવી વસ્તુઓ બહુ બારીકાઇથી, પ્રીતિથી અને શાંતિથી નિહાળવી અને કુદરતનો મહીમા ગાવામાં ચિત્ત પરોવવું એ દરેકની ફરજ છે.

---

# પાઠ ૩૦ મો.

## સપુત વિષે.

| | |
|---|---|
| સપુત=સારો છોકરો; સદ્ગુણી છોકરો | સ્વજન=પોતાનાં માણુસ |
| અધર્મ=ધર્મ વિરૂદ્ધ આચરણ | દીન=ગરીબ (દિન=દિવસ) |
| ટાળે=દૂર કરે | અરચીઆ=પૂજ્યા |
| | દામ=પૈસા |

પરમારથ=પરોપકારમાં
જોડે=ભેગા કરે, મેળવે
ગર્થ=પૈસો
હરિ અર્થ=હરિને લેખે; પ્રભુની પ્રીતિ માટે; સ્વાર્થ વગર
ચાડી=કોઈની ખાનગી બાબત જાણીને કહી દેવી તે
અપયશ=બેઆબરૂ
સદ્‌ગુણ=ઊંચા ગુણ; સાર ગુણ
અવનિ=પૃથ્વી
ધન્ય=સફળ

જે સીધે રસ્તે ચાલતો હોય એટલે નીતિથી વર્તતો હોય તેજ સપુત કહેવાય; જે અધર્મને દૂર કાઢતો હોય તે સપુત કહેવાય; જે પોતાનાં માણસને (કુટુંબીઓને—સગાં વહાલાંને) સુખ આપતો હોય તે સપુત કહેવાય; ગરીબનાં દુઃખ મટાડતો હોય તે સપુત કહેવાય; વળી જે પરમેશ્વરને પ્રીતિથી પૂજે તે સપુત કહેવાય; શામળ કવિ કહે છે કે જેણે પરોપકારને અર્થે પૈસા ખરચ્યા તેજ સપુત કહેવાય.

વેપાર વડે પૈસા કમાય તે સપુત કહેવાય; સ્વાર્થની આશા વગર પુણ્ય કરે તે સપુત કહેવાય; ચોરી કે ચાડી કરતો નથી તે સપુત કહેવાય; અપયશ થવાથી (લોકોમાં ખોટું કહેવાય એનાથી) જે ડરતો રહે છે તે સપુત કહેવાય; એમ જેનામાં અતિશય સદ્‌ગુણ જોવામાં આવે છે એવા સપુતને સ્વર્ગમાં પણ સુખ છે. શામળ કવિ કહે છે કે જગતમાં એવા પુરૂષોના અવતારજ સફળ છે. ૨.

## ગણિત શમશ્યા.

ગણિત શમસ્યા=ગણિતને લગતી શમશ્યા એટલે છુપા અર્થવાળો સવાલ
ગોરી=સ્ત્રી
ગોખ=ઝરૂખો
નદીકેરૂં=નદીનું
નીર=પાણી
કામની=સ્ત્રી
કર=હાથ
છત=શિલક
પ્રશ્ન=સવાલ
ઉત્તર=જવાબ

**પ્રશ્ન**—એક સ્ત્રી ઝરૂખામાં બેઠી હતી. તેની (ઝરૂખાની) તળે નદીનું પાણી હતું. હવે તે સ્ત્રીનો મોતીનો હાર તૂટયો તે નદીના કાંઠા ઉપર જઈ પડયો. તેનાં અર્ધા મોતી ક્ષણવારમાં પાણીમાં જઇ પડયાં, ચોથા ભાગના સવાયા જેટલાં અર્ધાં કચરામાં જઇ પડયાં, વળી છઠ્ઠા ભાગ જેટલાં ગબડી ગબડીને સેવાળમાં ગયાં, છેવટે સ્ત્રીના હાથમાં બે મોતી રહ્યાં. ત્યારે કહો, એ કેટલાં મોતી હશે?

**ઉત્તર**—શીલકમાં છન્નું મોતી હતાં; તેના ચોથા ભાગનાં સવાગણાં ત્રીસ, છઠ્ઠા ભાગનાં સોળ અને બે હાથમાંની મળી અડતાળીસ.

**સવાલ**—પંખીનાં બે ટોળાં ઉડીને આકાશમાં આવ્યાં. ચંપાના વનને વિષે તે સૌને મનમાં સારાં ગમી ગયાં. તેમાંનું એક ટોળું બોલ્યું કે તમારામાંથી એક આવો તો આપણ બેઉ સરખાં થઇએ, અને સૌનાં મનમાં સારાં લાગીએ. ત્યારે બીજું ટોળું બોલ્યું કે તમે એક પક્ષી આપો તો અમે તમારાથી બમણાં થઇએ—ત્યારે અમે પૂછીએ છીએ કે ગણો, એ પક્ષીઓ કેટલાં હશે?

**ઉત્તર**—એમાં વહેમ જેવું શું છે? ગણિતશાસ્ત્ર સાક્ષી પૂરે છે, કે બધાં થઇને બાર પક્ષી હતાં. એકમાં સાત અને બીજામાં પાંચ.

## પ્રશ્નો.

પ્ર૦ સપુત કોને કહેવાય?
પ્ર૦ કોનું જીવ્યું સફળ ગણાય?
પ્ર૦ 'મોતી' સંબંધી શી શમસ્યા છે?
પ્ર૦ 'પક્ષી'ના ટોળાવાળી શમસ્યા કહો.
પ્ર૦ એ શમસ્યાઓ શા માટે મૂકી છે?
પ્ર૦ બંને શમસ્યાના જવાબ આપો.

## બોધ.

સીધે માર્ગે ચાલવું, કોઇપણ કાર્યમાં અધર્મ કરવો નહિ, કુટુંબીઓને સુખ આપવું, ગરીબને સહાય આપવી એ વગેરે જે સપુતના સદ્‌ગુણ ગણાવ્યા છે તે પ્રમાણે બરાબર વર્તવું જોઇએ. એ સદ્‌ગુણો ગ્રહણ કરી વર્તવાથીજ માબાપ સંતોષ પામે છે, કુટુંબ–કુળની શોભા વધે છે, આપણી કીર્તિ પ્રસરે છે, અને આલોકનું તેમજ પરલોકનું હિત સધાય છે એ વિચાર ધ્યાનમાં રાખી સદૈવ નીતિમાન અને પવિત્ર જીવન ગાળવું જોઇએ.

---

## પાઠ ૩૪ મો.

### ઇશ્વર સ્તુતિ.

અરજ=વિનતિ
સૂણો=સાંભળો
અવિનાશી=જેનો નાશ નથી એવા; પરમેશ્વર
બાળક=ઓછી સમજણવાળા
આશ=આશા
લેશ=લગાર
ઉદાશ=દીલગીર
નિરાશ=આશાભંગ
લેશ=લગાર
કચાશ=ખામી
શુભમતિ=સારી અક્કલ
સદ્‌ગુણ=સારા ગુણ
સમાસ=ભેગાં રહેવું તે
નિર્મળ=ચોકખા
નિશદિન=રાત દિવસ
પસરે=ફેલાય
સુવાસ=સારી વાસ
હૈયામાં=મનમાં
હામ=હીંમત
લેશ=લગાર
કુધારો=નઠારો રિવાજ

હે અવિનાશી પ્રભુ! અમારી વિનતિ સાંભળો. આપ દયાળુ છો, અને અમે સર્વ બાળક છીએ તેથી અમારી એક આશા છે કે અમારી અરજ સાંભળો.

બાળક તો બહુએ વાંક કરે પણ તેથી (આપ) ઉદાશ થશો નહિ. અમારી.

અમે સઘળાં વિદ્યા ભણવા માટે ભેગાં થઇએ છીએ, માટે અમને તેમાં નિરાશ કરશો નહિ. અમારી.

અમે બધા સમજીને સારા ગુણો લઇએ કે જેથી અમારામાં લગાર પણ કચાશ રહે નહિ. અમારી.

અમને સારી બુદ્ધિ સાથે ઉંચા ગુણો આપો, કે જેથી સૌમાં અમારો સમાસ થાય. અમારી.

રાત દહાડો અમે મનમાં પવિત્ર રહીએ કે જેથી અમારી સુવાસ—સારી આબરૂ ફેલાય. અમારી.

અમે મોંઢેથી એવું માગી લઇએ છીએ કે અમારાં મનમાં જ્ઞાન રૂપી સૂર્ય વડે ઉજાસ થાય કે જેથી અજ્ઞાનરૂપી અંધકાર નાશ પામે. અમારી.

આપનો આધાર મળવાથી અમારા મનમાં હીંમત છે. અમારી.

છેવટે માગીએ છીએ કે અમારામાં લગાર પણ નઠારો રિવાજ રહે નહિ અને કોઈપણ દિવસ સુખનો નાશ થાય નહિ. અમારી.

### પદ ધન્યાશ્રી.

દયાનિધિ=દયાના ભંડાર
આધાર=આશરો, ટેકો
અશરણશરણ=જેને કોઇનો આધાર નથી તેમના આધાર
અશરણ=શરણ વગરનો
વહાર=સહાય
અપાર=પાર વગરની
લીલા=ખુબી

અકળ=કળી ન શકાય તેવું
ગતિ=રચના
જરલોભ=પૈસાનો લોભ
સકળ=બધી.
વિકળતા=ગભરામણ.
વીખવિષય=ઝેરરૂપ દુનીઆની મઝાઓ.
ખાનું=નામનો મહીમા.
ખાનાની પત=નામની મોટાઇની આબરૂ.

પ્રીતે=પ્રીતિથી; સ્નેહથી.
પતિતોદ્ધાર=પતિતને-પાપીને ઉદ્ધારનાર-બચાવનાર.
અભય=ભય વગરનું.
અચળ=ખસે નહિ તેવું.
યાચ્યું=માગ્યું.
ન્યાયી=ન્યાયવાળો.
વિસ્તાર=આત્માનું મોટાપણું, વિશાળપણું

હે દયાના ભંડાર! તુંજ એક મારો આધાર છે. તારૂં નામ અશરણના પણ શરણ એવું શુભ છે. માટે તું મારી વહાર કર. અર્થાત્ જેને કોઇનો પણ આધાર ન હોય એવાનો તું આધાર છે માટે હું નિરાધાર હોવાથી મને પણ સહાય કર. દયાનિધિ૦.

જ્યાં જોઉં છું ત્યાં તારી રચના પાર વગરની છે, અને તે આકારમાં-તે રચનામાં તારી બુદ્ધિનો મહીમા ન સમજી શકાય એવો છે. દયાનિધિ૦.

આ જગના લોકોનો પ્યાર તો રૂપથી, રંગથી કે પૈસાના લોભને લીધેજ છે. દયાનિધિ૦.

બધી ગભરામણ મટાડી દઇને વિષરૂપી આ દુનીઆના વિષયોથી મને બચાવ. દયાનિધિ૦.

પાપીઓનો ઉદ્ધાર કરનારા હે ધણી! તું તારા મોટાઈવાળા નામની આબરૂ પ્રીતિથી રાખ. દયાનિધિ૦.

ભય વગરનું અને કોઈ દિવસ ખસે નહિ તેવું તારૂં સારૂં પદ હું વારંવાર માગું છું. દયાનિધિ૦

તું ન્યાય પ્રમાણેજ વર્તનારો છે તો પણ મને માફી આપીને આ દુઃખથી ભરેલા સંસારમાંથી તારીને પાર ઉતાર. દયાનિધિ૦

કહાનદાસ કહે છે કે તને ગમતાં કાર્યો કરીને મારા આત્માનું વિશાળપણું ઈચ્છું છું. દયાનિધિ૦

પરેશા=મોટા ઇશ્વર; પરમેશ્વર
વિશ્વેશા=વિશ્વના સ્વામી
અકલિત=સમજાય નહિ તેવી
કૃતિ=રચના, કામ
મતિ=ખુબી
રચ્યું=બનાવ્યું
હિતાર્થે=હિતને માટે
જગપતિ=જગતના ધણી
કૃતિ=કામ
નિરખી=જોઇ
જળનિધિ=પાણીનો ભંડાર; સમુદ્ર
તરંગો=મોજાં
મધુર=મીઠાં
સૂર=અવાજ
અલાપતો=ગાતો
પ્રભુપ્રતિ=પ્રભુ તરફ
રમણાં=સુંદર
દર્શાવે=બતાવે
મણા=ખામી
વ્યાઘ્ર=વાઘ
ગરજન=બૂમરાણ, ગર્જના
ભયભીત=ભય ઉત્પન્ન કરનારા
વિરાજિત=જંતુ
દીપ=દીવો
તરૂવર=મોટાં ઝાડ

વિશ્વના સ્વામી હે પરમેશ્વર! તારાં કાર્યોની ખુબી સમજી ન શકાય તેવી છે. હે દુનીઆના ધણી! આ સઘળું તેં માણસોના કલ્યાણને માટે બનાવ્યું છે. તારાં ભારે ભારે કામો જોઇને માણસો મથી મથીને (સમજવા પ્રયત્ન કરીને—ન સમજાવાથી) દૂર ખસે છે. તારા ગુણો ગાવા માટે માણસોની બુદ્ધિ લગાર પણ ચાલતી નથી. ૧

અહા ! મહા નૃત્ય—નાચ કરતો આ સમુદ્ર કેવો દેખાય છે. તે જાણે મોજાં ઉછાળીને મીઠા અવાજ ગાતો ન હોય ! બગીચામાં અને વાડીઓમાં ફળ અને ફૂલને લીધે ડાળીઓ અતિશય નમી રહી છે તે વાયુના સપાટાથી નમીને જાણે પરમેશ્વર તરફ નમન કરતી ન હોય ! ૨

ફરી ફરીને મીઠે અવાજે ગાઈને સુંદર પક્ષીઓ કલોલ કરે છે, તે પ્રભુ કળી ન શકાય તેવી રચનામાં ખામી નથી એમ બતાવે છે. વળી વાઘ અને સિંહો ભયંકર ગર્જના કરીને ફરે છે અને તેથી પાસેના પર્વતો ફરીને ભય ઉત્પન્ન કરે એવા શબ્દો કરે છે. (વાઘ અને સિંહના શબ્દો પર્વતોમાં અથડાઇને પાછા આવે છે તેથી તે શબ્દો ભયભીત લાગે છે.)

સંધ્યાકાળને વખતે જોતાં ગણી ન શકાય એટલાં જંતુઓ ઉડતાં જણાય છે, અને ઝીણાં ઝીણાં જંતુઓ વૃક્ષ ઉપર દીવાની માફક સળગતાં-પ્રકાશતાં જણાય છે. તેના વડે આખું વૃક્ષ—ઝાડ જાણે હીરાથી મઢી લીધું હોય તેવું ઝગે છે-પ્રકાશે છે. (આ સર્વ નીરખીને ) માણસો પોકાર કરીને કહે છે કે આહા ! પરમેશ્વરની આ કેવી ( અદ્‌ભુત ) રચના છે ?

### પ્રશ્નો.

પ્ર૦ આ પાઠમાં કઇ કઇ ત્રણ ઇશ્વરસ્તુતિઓ છે ?

પ્ર૦ કોની કોની બનાવેલી છે અને દરેક કયા રાગની છે ?

પ્ર૦ ઇશ્વરે શું શું બનાવ્યું છે ?

પ્ર૦ ઇશ્વર પાસે આપણી માગણી શી હોવી જોઇએ ?

પ્ર૦ પરમેશ્વરના ગુણો ગાવામાં આપણી બુદ્ધિ કેમ ચાલતી નથી ?

## બોધ.

ઇશ્વર અપાર શક્તિવાળો છે, દયાળુ છે, અને પ્રાણિમાત્રને ઉત્પન્ન કરનારો તથા તેમનું કલ્યાણ કરનારો છે માટે તે સમર્થ સરજનહારનો દરરોજ અંતઃકરણથી આપણે ઉપકાર માનવો જોઇએ તથા તેની ભક્તિ કરવામાં લગાર પણ આળસ કરવું ન જોઇએ, એના અનેક ઉપકારોનો બદલો મનુષ્યો કોઇ પણ રીતે વાળી શકે તેમ નથી, એને માટે નિરંતર તેની ભક્તિ કરવાથી તે ખુશ થાય છે, અને તેમ કરવાથી આપણી બુદ્ધિમાં, સંપત્તિમાં, સુખમાં વધારો થાય છે. ટુંકામાં, આત્માનું કલ્યાણ થાય છે એમ નિશ્ચયપૂર્વક માનવું.

---

## પાઠ ૩૮ મો.

### પંચવટી.

પંચવટી=પાંચ વડનું જુથ. આ સ્થળ ગોદાવરીને કાંઠે છે.
શ્રી=શોભાયમાન; સુંદર.
પ્રભાવ=શક્તિવાળા
રઘુવીર=રામચંદ્રજી; રઘુકુળને શોભાવનાર
વિરાજતા=શોભતા
સંગ=સાથે
કુળનો=બાપદાદાએ પાળેલો
ધર્મ=રીતરિવાજ; આચારવિચાર
લીલા=આનંદ ભરેલી રમત ગમત
નિત્ય નિત્ય=હંમેશાં
નૌતમ=નવા નવા; સુંદર
નિર્મળ=ચોકખું.
મઠ=ઋષિ લોકોને રહેવાની જગા
છાઇ=શોભી
મુનિ=તપસ્વી
ધીર=શાંતિ ભરેલું જીવન ગાળનારા
પર્ણકુટી=પાંદડાં વગેરેથી બાંધેલી ઝુંપડી
તુલસીકેરાં=તુળસીનાં
વૃંદ=જથો; સમૂહ

ખટપદ=ભમરા; મધમાખી વગેરે જંતુ (ખટ–છ+પદ–પગ)
ગુંજે=આનંદથી અવાજ કરે
મધુ=મધ; મીઠો
મકરંદ=ફુલનો રસ
ચંપક=ચંપો
કરેણી=આંબાની જાત
આંબાશાખ=આંબા ઉપર પાકવા આવેલી કેરી
કદળી=કેળ
મંડપ=માંડવો
લચકે=લચી પડે
લૂમી=લૂમો; ઝુમખાં
નારિકેળ=નાળિએરી
જંબીર=જાંબુડો.
ફોફલી=સોપારીનું ઝાડ
શતપત્રી=એક સળી ઉપર સો પાન થાય એવું ઝાડ,
કુંદ=આંબળાનું ઝાડ
મસમસતો=મહેકતો
સોહમણા=સુંદર, પ્રીય
બક=બગલો
પારાવત=કબુતર
કપોલ=હોલો
આદે=વગેરે
લલિત=સુંદર
વિહંગ=પક્ષી
કળા=મોર પોતાનાં પીંછાં પ્રસારે છે તે
ખગ=પક્ષી
મૃગ=પશુ
ભાવે=પ્રીતિથી
જૂથ=ટોળાં
મૃગ=હરણ
સૌમિત્રી=સુમિત્રાનો પુત્ર; લક્ષ્મણ
આરોગાવી=જમાડી
ગ્રાસ=ખાવું તે

પંચવટીમાં શ્રી રામચંદ્રજી શોભી રહ્યા હતા. લક્ષ્મણ અને સીતા બંને સાથે તેમની સેવા કરતાં હતાં. એ બધાં પોતાના કુળનો ધર્મ પાળતાં હતાં, અને હંમેશાં જુદા જુદા પ્રકારની લીલા–રમત-ગમત કરતાં હતાં. તેમની પંચવટી પાસે ચોકખાં જળવાળી ગોદા-વરી વહે છે, અને ઠેકાણે ઠેકાણે મોટા તપસ્વીઓના મઠ શોભી રહ્યા છે. પંચવટીમાં—

પર્ણકુટી પાસે સીતાજીએ વાડી કરી છે, અને તેની અંદર તુલસીનાં જુથ વાવ્યાં છે. વળી તેમાં જાઇ, જુઇ, મકંદ, મરવો અને મોગરો છે. તેમાંથી જંતુઓ આનંદપૂર્વક મીઠા ફૂલનો રસ લેતાં. પંચવટીમાં૦—

તેમાં ગુલાબ, ચંપો, ડમરો, ચંપેલી, માલતી છે, અને કરેણી આંબાની સાખો હીંડોળા ખાય છે. વળી જામફળી, દાડમડી, નારંગી અને કેળા છે તથા માંડવા ઉપર દ્રાક્ષની લુમો લચકી રહી છે. પંચવટીમાં૦—

નાળિએરી, જાંબુડા, ફણસ, સોપારી, સીતાફળી, શતપત્રી, કુંદ અને કલ્હાર છે. તથા ચારે બાજુ બહેક બહેક કરતો કેવડો મેંકે છે, અને જુદી જુદી જાતનાં પાર વગરનાં ફુલો ખીલી રહ્યાં છે. પંચવટીમાં૦—

ઝાડપર પક્ષીઓ સુંદર શબ્દો કરે છે. બગલા, કબુતર, ચકવા અને ચકલીનાં જોડાં, હંસ, કારંડવ, ચકોર, ચાતક, કોકિલા, હોલા, ખંજન વગેરે સુંદર પક્ષીઓ છે. પંચવટીમાં૦—

જમીન ઉપર કળા કરીને મોર નાચે છે, અને મેના તથા પોપટો "જય જય રામ" એવા શબ્દો બોલે છે. તેમજ રસિક લાગે તેવા સુંદર શબ્દો બોલે છે. એવાં પક્ષીઓ અને પશુઓને જોઇને સીતા મનમાં સુખ પામતાં હતાં. પંચવટીમાં૦—

શ્રી રામચંદ્રજી પંચવટીમાં રહ્યા છે ત્યાં તેમના દિવસો આનંદમાં જાય છે. ત્યાં લક્ષ્મણ અને સીતા ભાવથી રામચંદ્રજીની સેવા કરે છે.

ભીલડીઓનાં ટોળાં મળીને સીતાને જોવા માટે આવે છે, અને જુદી જુદી જાતનાં વનફળો પડીઆ ભરી ભરીને લાવે છે.

સીતાની વાડીમાં પશુઓનાં ટોળાં ચરવા માટે આવે છે. તે સીતાજીનું રૂપ જોઇને બધાં નવાઈ પામે છે.

હંમેશાં લક્ષ્મણ ફળ લાવીને સીતાની પાસે મૂકે છે. શ્રી રામચંદ્રજીને જમાડીને પોતે ફળનો આહાર કરે છે.

## પ્રશ્નો.

પ્ર૦ પંચવટી સંબંધી શું જાણો છો?

પ્ર૦ રામ, લક્ષ્મણ અને જાનકીને વનવાસ કેમ જવું પડ્યું?

પ્ર૦ સીતાજીએ પોતાની વાડીમાં શાના છોડ ઉછેર્યા હતા?

પ્ર૦ ગોદાવરીને કાંઠે કયાં કયાં પ્રાણીઓ જોવામાં આવતાં?

પ્ર૦ એ સ્થળ રમ્ય—સુંદર કેમ લાગતું?

પ્ર૦ લક્ષ્મણ પોતાના વડિલ બંધુની શી સેવા કરતો?

## બોધ.

રામ, લક્ષ્મણ અને જાનકી વનવાસ રહીને પણ અર્થાત અસહ્ય વેઠવા છતાં પણ પોતાનો કુળ ધર્મ પાળતાં તે પ્રમાણે માણસે ગમે તે સ્થળે, ગમે તે સમયે અને ગમે તેવી સ્થિતિમાં પણ પોતાના કુળનો આચારવિચાર કદાપિ (પ્રાણાંતે પણ) તજવો નહિ. બીજી બાબત એ સમજવાની છે કે પોતાના વડિલ બન્ધુ રામની લક્ષ્મણે જેવા ઉંચા અને અપૂર્વ પ્રેમભાવથી સેવા કરી છે તેવા ઉંચા બન્ધુભાવથી વર્તવામાંજ ખરી કુલીનતા, ખરો ધર્મ અને શાશ્વત કલ્યાણ સમાયલું છે, એ ખૂબ ધ્યાનમાં રાખવું.



## પાઠ ૪૪ મો.

## હિતનાં વચનો.

હિત=કલ્યાણ; ભલુ
સૂણો=સાંભળો
બધિર=બહેરો
સરખો=જેવો
સ્વાધીન=તાબે; વશ
ક્રોધ=ગુસ્સો
સમ=જેવો; બરાબર
સારૂં=જેવું જોઇએ તેવું.
ગૂંગ=મુંગો
સારૂં માઠું=ખરૂંખોટું
ઉપકારી=પારકાનું ભલું કરનારો
ધીર=ડાહ્યો, શૂરવીર, બહાદુર
રણ=રણભૂમિમાં; લડાઇમાં
નિર્ભય=બીક વગર
ભારી=મોટો; નિડર
ઉંમર=વય
શાણો=ડાહ્યો
સ્વાર્થ=મતલબ
નિંદે=વાંકુ બોલે, વગોવે
પીઠ પાછળ=ગેરહાજરીમાં; બીજાઓને મોંઢે
હલકા=ઓછી સમજણવાળા

સ્તુતિ=તારીફ; વખાણ
ખતા=ચૂક; ભૂલ; ઠોકર
અનાદર=તિરસ્કાર
કાળે=સમયે; વખતે
દશા=સ્થિતિ
સહી=નક્કી; નિશ્ચય
હિતુ=સ્નેહી; હિતેચ્છુ
શીખ=શિખામણ
કટુ=કડવું; દુઃખ લાગે તેવું.
ભાષણ=વચન; વાણી
હિતકારી=ફાયદો કરનારૂ
વેર=દુશ્મનાવટ
છાની=ગુપ્ત; બીજાને નહિ કહેવાની
સાચ=સાચો
આમદાની=આવક જાવક
સાવધ=સાવચેત, હોશિઆર
વહેવારે=લેવડ દેવડમાં
શરમ=લાજ
હાનિ=નુકસાન
હરીલે=ખમીલે; વેઠે
ઘરમેળે=માંહોમાંહે
કાજી=ન્યાયાધીશ
કો=કોઇ

પતે=નિકાલ થાય; પતી જાય, મટે
સર્વથા=બધે ઠેકાણે
ઉઘાડો=ખુલ્લી કરો
કથા=મર્મ; વાત
મનનો સુખી=સંતોષી
વૈરભાવ=દુશ્મનાવટ
ડોકી બહાર ન કાઢવી=આગેવાન થવું નહિ
હાથ ઘાલવો=શરૂ કરવું
વિચાર=મત; અભિપ્રાય

જે માણુસ હિતનાં વચનો સાંભળે નહિ તે બહેરા જેવો જાણુવો; અને જે માણુસ ક્રોધને તાબે થાય તેને આંધળા જેવો જાણુવો. ૧

જે માણુસ સારી રીતે બોલી જાણુતો નથી તેને મુંગા જેવો જાણુવો; અને જે માણુસ સારૂં ખોટું સમજતો નથી તેને પશું ગણી કાઢવો. ૨

જે હંમેશાં પારકાનું ભલું કરે છે તેને મોટો માણુસ ધારવો, અને જે રણભૂમિમાં બીક રાખતો નથી તેને ખરો બહાદુર જાણુવો. ૩

ધન, જુવાની અને ઉંમર ઉપર જે માણુસ વિશ્વાસ રાખતો નથી, તેનેજ ચતુર, ડાહ્યો અને સંતોષી જાણુવો કારણુ કે એ વસ્તુઓ નાશ પામનારી છે. ૪

આપણાં વખાણુ સાંભળીને ભૂલાવામાં પડી ખતા ખાવા નહિ. પોતાની મતલબને માટે લુચ્ચા લોકો વધારે જુઠું બોલે છે. ૫

આપણું કોઇ ભુંડું બોલે તોપણુ તેની સાથે વઢવું નહિ, મુર્ખ માણુસો પછવાડે બુરૂં બોલે છે. ૬

ગરીબ માણુસને જોઇને તેનો તિરસ્કાર કરવો નહિ, (કેમકે) અરે! કોઇક વખતે આપણી પણુ એવી દશા નક્કી થશે. ૭

સ્નેહી માણુસની શિખામણુનું વચન કડવું હોય છે, તોપણુ તે ભલું કરનાર સાથે દુશ્મનાવટ શા માટે કરવી?

આપણી છાની વાતો વિશ્વાસ રાખીને કોઇને કહેવી નહિ, પણ આપણો ખરેખરો સ્નેહી હોય તો તેના ભરોસા ઉપર કહેવી. ૯

આવક જાવક (ઉપજખર્ચ) નો હિસાબ રાખવાથી માણસો સાવચેત રહે છે. અર્થાત્ એમને દ્રવ્ય તરફનું સંકટ આવી પડતું નથી, વહેવારમાં (લેવડ દેવડની બાબતમાં) શરમ રાખવાથી નુકસાન ભોગવવું પડે છે.

નાની ઉંમરના પાસેથી પણ ડહાપણની વાતો હોય તો સાંભળી-ગ્રહણ કરી લેવી, અને જો ઘરમેળે તકરાર પતી જતી હોય તો ન્યાયાધીશ પાસે જવું નહિ. ૧૧

મરી ગએલા માણસનું કોઇ દિવસ કોઇપણ ઠેકાણે ભુંડું બોલવું નહિ. કોઇની સાથે દુશ્મનાવટ રાખવી નહિ અને કોઇની છાની વાત ખુલ્લી કરવી નહિ. ૧૨

મીઠું મીઠું ખાવાની જીભને ટેવ પાડી દેવી નહિ, પારકો તકરાર પોતાને માથે વહોરી લેવાની આગેવાની કરવી નહિ. ૧૩

એક કામ પુરૂં થયા પછી બીજા કામનો આરંભ કરવો. બે જણ છાની વાત કરતા હોય તેમાં ત્રીજા માણસે પોતાનો મત આપવો નહિ. ૧૪

### પ્રશ્નો.

પ્ર૦ હિતના વચનો કડવાં કેમ લાગે છે

પ્ર૦ કેવાં વચનોથી માણસ છેતરાઈ જાય ?

પ્ર૦ કઇ બાબતમાં બહુ સાવધ રહેવું ?

પ્ર૦ કઈ કઈ ટેવો ન પડવા દેવી ?

પ્ર૦ ગુંગ, પીઠ, આમદાની, અનાદર, બધિર, હાનિ, હોરી લેવું એના અર્થ સમજાવો.

### બોધ.

આ પાઠમાં આપેલાં સઘળાં હિતવચનોનું ધ્યાનપૂર્વક સેવન કરવું દરેકને ઉપયોગી થઇ પડશે. પાઠમાં તમે જે જે નીતિનાં વચનો ભણી જાઓ તેને બરાબર રીતે આચારમાં મૂકતાં શીખશો અર્થાત્ તે પ્રમાણે તમે વર્તવાની ટેવ પાડશો તોજ તમારૂં કલ્યાણ સધાશે. માત્ર પોપટીઆ જ્ઞાનથી લાભ નથી. નીતિએ ચાલનારને, વિવેકથી વર્તનારને શરૂઆતમાં કેટલીક મુશીબત પડતી જણાય છે. તથા સ્વાર્થનો ભોગ આપવો પડે છે, પરંતુ અંતે એ પ્રમાણે વર્તનાર માણસ યશસ્વી નીવડી પુજાય છે એ ભૂલવું નહિ. જેમ કવીનાઇન કડવું લાગે છે તથાપિ જ્વર-તાવ હણે છે, તેમ હિત વચન કડવું લાગે છે તથાપિ જિંદગીનું કલ્યાણ કરે છે.

## પાઠ ૪૮ મો. પ્રભાત વિષે.

પ્રભાત=પરોઢીઉં; વહાણું
કાક=કાગડા
પપૈયા=ચાતક પક્ષી; દેવતરસ્યો; એમ કહેવાય છે કે એના કંઠ ઉપર એક કાણું હોય છે તેથી પાણી પીધેલું નીકળી જાય છે તેથી સદા તરસ્યુંજ રહે છે, વરસાદની ઋતુમાં તે ચાંચ પહોળી કરી ઉંચી કરી રાખે છે તેથી અંદર છાંટા પડે છે ત્યારે તૃપ્તિ થાય છે
પીયુ પીયુ=પાણી પાણી
ઝંખે=રટણ કરે
કોકો=કોલાહળ
શાખા=ડાળી
ટોકાર=ટહુકાર; મધુર અવાજ.
કળા=મોર પોતાનાં પીછાં પસારી ગોળાકારમાં રાખે છે તે.
ઢેલ=મોરની માદા
વીણે=ચાટે; ઝીલે
પલાશ=ખાખરાનું ઝાડ
સ્વર-રાગ
શીતળ=ઠંડા
મંદ=ધીમો

સુવાસિત=સારી વાસ; ગંધવાળો
ડોલે=ઉડાડે
ટાણે=સમે
અક્રુર=કૃષ્ણના પરમ ભક્ત; કૃષ્ણ-
ના કાકા
ભોર=સવાર પરોઢીઉં
નરસંઇઆનો સ્વામી=શ્રી કૃષ્ણ
ભગવાન
વીણ=વગર, વિના
સોર=સાદ, નાદ, અવાજ
જાહેર=જ્યારે
ખટ=છ (સં ષટ્)
નિદ્રા=ઉંઘ. ('નિંદ્રા' શબ્દ અ-
શુદ્ધ)
પરહરી=છોડી; તજી
સમરવા=યાદ કરવા.
શ્રીહરિ=પ્રભુ
તજવા=છોડવા, મૂકવા
વિચારવા=મનન કરવા
સદ્‌ગ્રંથ=સારાં પુસ્તક, જ્ઞાનથી
ભરેલાં પુસ્તક, કલ્યાણ કર-
નારા ગ્રંથ
દાતાર=આપનાર
પતિવ્રતા=પતિસેવા એજ જેનો
નિયમ છે એવી સ્ત્રી, ધ-
ણીની દરેક આજ્ઞા બરાબર
પાળનારી નીતિમાન સ્ત્રી
જોગીઆ=ઈશ્વર સાથે મન જોડવા
વાળા સાધુ પુરૂષો
ભોગ=મોજશોખ; વિલાસ; મોજ
સ્ત્રી સાથે ક્રીડા-વિલાસ ક-
રવો તે.
કંથ=સ્વામી; પતિ; ધણી
કર્મ=નશીબ; ભાગ્ય
મર્મ=ભેદ, ઉંડો અર્થ.
અવતરે=જન્મે
સ્નેહ=ભાવ, પ્રીતિ
સુકવિ=સારા-મોટા કવિ
વેદીઆ=વેદ ભણનારા, વેદ જાણનાર

વહાણું વાયુ એમ જાણીને પક્ષીઓ જાગ્યાં, કાગડાઓ કાકા કરે છે. પપૈયા પાણી પાણી એમ ઝંખે છે, અને વડની ડાળો ઉપર સુડાઓ કોલાહલ કરે છે.

મોર ટૌકાર-આનંદકારક અવાજ કરે તે, અને (આનંદમાં

આવીને ) સુંદર કળા રચે છે. તથા ઢેલ તેનાં આંસુ ઝીલે છે. ( એમ કહેવાય છે કે મોરનાં આંસુ ઝીલવાથી ઢેલ ગર્ભ ધારણ કરે છે. અર્થાત્ તેને મિથુનક્રિયા નથી. ) ખાખરા ઉપર રૂડા પોપટો બોલે છે, અને કોયલો ઝીણે સ્વરે ટહુકે છે. એમ પ્રભાત•—

વાછરડાં ભાં ભાં શબ્દ બોલે છે, ગાયો બાં બાં શબ્દ બોલે છે, ઠંડો તેમજ ધીમો સુગંધીદાર પવન વાઈને વસ્ત્ર ઉડાડે છે. પ્રભાત•—

તે સમયે જાણે મળસ્કું થઈ ગયું એમ જાણીને અક્રૂરજી જાગ્યા; પણ શ્રીકૃષ્ણ વિના કોઈ જાણતું નથી કે આ તો ( મળસ્કું થયું નથી પણ ) ગોપીઓનો કોલાહલ છે. ( અને તેને લીધેજ પક્ષીઓ જાગી ઉઠયાં છે. )

---

જ્યારે પાછલી છ ઘડી રાત રહે ત્યારે સાધુ પુરુષે સૂઈ ન રહેતાં જાગવું, અને ઉંઘને તજી દઈ પરમેશ્વરને સંભારવા તથા તું એકજ છે, તું એકજ છે એમ બોલવું. ૧

ત્યાગી હોય તેણે ઇશ્વર સાથે ચિત્ત જોડવું અને ભોગી હોય તેણે ભોગ તજી દેવા. ૨

વેદીઆ ( વેદ ભણનારાઓએ ) હોય તેમણે વેદનું મનન કરવું, અને જે વિષ્ણુ ધર્મના હોય તેમણે કૃષ્ણને યાદ કરવા. ૩

સારા કવિ હોય તેણે સારાં પુસ્તકો બનાવવાં, અને જે દાતાર હોય તેણે દાન કરવું. પતિવ્રતા સ્ત્રીએ પોતાના સ્વામીને ( શું શું જમવાનું કરવું તથા બીજું શું શું કામ કરવું તે ) પૂછવું અને તે કહે તે ધ્યાનમાં રાખવું. ૪

આપણે આપણી ફરજો બજાવવી, અને કર્મના ભેદનો વિચાર કરવો. અર્થાત્ એ બધાં કર્મો શા માટે કરવામાં આવે છે તેનો

વિચાર કરવો. જે નરસીના સ્વામીને ( શ્રીકૃષ્ણને ) પ્રીતિથી ભજે તો પુરુષ કે સ્ત્રીને ફરીથી અવતાર લેવો પડે નહિ. અર્થાત્ દૃઢ ભક્તિ હોય તો મોક્ષ પામે.

### પ્રશ્નો.

પ્ર૦ પ્રભાતમાં ક્યાં ક્યાં પક્ષીઓ આપણું ચિત્ત આકર્ષે છે ?
પ્ર૦ પ્રભાતમાં પવન કેવો હોય છે ?
પ્ર૦ અક્રૂર કોણ ?
પ્ર૦ નરસિંહ કોણ ?
પ્ર૦ ગોપીઓ કોણ હતી ?
પ્ર૦ જાગૃત થવાને માટે શો નિયમ છે ?
પ્ર૦ પતિવ્રતા સ્ત્રીનો શો ધર્મ છે ?
પ્ર૦ આપણે સવારમાં શું કાર્ય કરવું જોઇએ ?

### બોધ.

આ કવિતામાં પાછલી ૭ ઘડી રાત રહે ત્યારે જાગૃત થવાનો બોધ કરેલો છે તે બહુ યથાર્થ અને કલ્યાણ કરનારો છે. પ્રાતઃકાળની મજા અનુભવી નથી તેની જિંદગી શુષ્ક છે. સવારના પહોરમાં વહેલા ઊઠી સ્નાન વગેરેથી પરવારી ઇશ્વરસ્તવન કરી પોતાનાં દિવસનાં કાર્યોમાં પ્રભુસહાય યાચવી એ આપણું પરમ કર્તવ્ય છે, એ ધ્યાનમાં રાખવું.

---

## પાઠ ૫૪ મો.
## નિર્દોષ પંખીડાં.

| | |
|---|---|
| નિર્દોષ=દોષ વગરનાં; અપરાધ વગરનાં | ફેંકતાં=અજાણતાં; રમતમાં |
| | દીલ=શરીર પર |

તરૂ=ઝાડ
હસ્ત=હાથ
કયાંથી=શી રીતે
જખમ=ઘા
ક્રૂર=ઘાતકી; પાપી
કુમળું=દુઃખ સહી ન શકે એવું
ઉગરશે=બચશે
મધુર=મીઠાં
ચણજો=ખાજો; વીણી ખાજો.
વા=અથવા
હાનિ=નુકસાન; અડચણ
ઉપવનુ=બાગ; બગીચો; વાડી
સદા=હંમેશ
ખુલ્લું=ઉઘાડું; સર્વને ફરવાની છૂ-
ટવાળું
કુદર ી=ઇશ્વર તરફથી
ક્ષેમ=કલ્યાણ; કુશળતા
માની=સમજી
કુદરત=ઇશ્વર
સામ્ય=સમાનતા; સરખાપણું
તમ પર=તમારા ઉપર
જનો=માણસો
ક્રૂર=ઘાતકી

તે પંખી ઉપર પથરો નાખતાં તો નાખી દીધો ( અજાણતાં નાખ્યો. ) પણ તે છુટયો અને અરર ! હૈયામાં ધ્રાસકો પડયો. અરે ! તે ( પંખીના ) શરીર ઉપર લાગ્યો અને શ્વાસ રૂંધાઇ જવાથી તથા પાંખ ઢીલી પડવાથી ઝાડ ઉપરથી નીચે આવી પડયું. ૧

અરે ! મેં જેને પાળ્યું હતું તેજ મારે હાથે તરફડી મરે છે. ધડકતે હ્રદયે પાણી છાંટયું તો પણ ઉડી શકયું નહિ. અરે ! એ કયાંથી ઉઠે ? આ પાપી હાથે કારી જખમ કરેલો છે; અને અહો ! તેનું હ્રદય છેક કોમળું છે તો પછી શી રીતે ઉઠે ? ૨

અહા ! જો જો, તેને કળ ઉતરી—આરામ થયો અને તેની પાંખ ઉઘડી પણ તેનું મૃત્યુ થાશે કે જીવ બચશે તે કોણ જાણી શકે ? અહા ! એ મનને ગમતાં મીઠાં ગીત ફરીને ગાવા માટે અને આ વાડીનાં મીઠાં ફળ ફરીને ચાખવા માટે જીવ્યું ! ૩

અરે પંખીઓ ! સુખથી-કોઇ પણ જાતના ડર વગર દાણાં વીણી ખાજો અથવા મધુરાં ગીતો ગાજો. શામાટે મારાથી બીહીને આવી રમત ગમત છોડીને ઉડી જાઓ છો ? તમારી પાસે જેવી ગાય ચરતી હતી તેવોજ ( હરકત ન કરૂં તેવો ) હું છું. ખરેખર તમારા શરીરને કોઇ પણ દિવસ હું હરકત કરીશ નહિ. ૪

તમારા તરફ કંઈપણ ફેંકવા મેં માળીને પણ ના કહ્યું છે. મારી આ વાડી સર્વ પંખીઓને માટે હંમેશ ખુલ્લી છે. અરે ! તો પણ (તમને) માણસોને બીહીવાની ટેવ કુદરતી રીતેજ મળેલી છે તો એમાંજ ( બીહીવામાંજ ) કલ્યાણ છે એમ સમજીને તે બધાં મારાથી પણ ભલે બીહીતાં. ૫

જો ઉડશો તો નક્કી કોઈક પાપી હાથનો તમને ડર છે. કેમકે તમારા તરફ પથરો ફેંકે એ તો માણસોના ખેલ છે. હું દીલગીર છું કે કુદરતના સરખાપણાનું ભાન ભૂલી જઇને માણસો તમારા તરફ આવી ક્રૂર સત્તા ભોગવે છે. ૬

## પ્રશ્નો.

પ્ર૦ શાના સંબંધમાં આ કવિતા છે ?

પ્ર૦ નિર્દોષ પંખીડાં એટલે શું ?

પ્ર૦ માણસો તેમના તરફ કેવી ક્રૂરતા કરે છે ?

પ્ર૦ કુદરતનો નિયમ શો છે ?

પ્ર૦ આ કવિતાનો સાર કહો.

## બોધ.

પશુ, પક્ષી એ સર્વ ઇશ્વરનીજ સૃષ્ટિ છે, એ ધ્યાનમાં રાખીને તેમના પ્રત્યે દયાભાવ રાખવો. આ દુનીઆમાં સર્વ પ્રાણીઓના સરખા અધિકાર છે એ વીસરી જતું નહિ. અવાચક બિચારાં નિર્દોષ

પ્રાણીઓ ઉપર ક્રૂરતા કરવી એ અધમતા છે. તેમના ઉપર ખોટી રીતે સત્તા ભોગવી ઇશ્વરે આપણને આપેલી બુદ્ધિ—શક્તિનો દુરુપયોગ કરવે એ માણસ જાતને શરમાવનારૂં તથા વિનાશ કરનારૂં છે એ ભૂલવું નહિ.

---

# શ્રુતલેખન.

ભાષાનું અતિ અગત્યનું એક અંગ "શુદ્ધ જોડણી" છે. એ વિષયમાં ઉપલાં ધોરણોમાં પણ વિદ્યાર્થીઓ બહુ કાચા આવે છે, અને તેનું નુકસાન તેઓ આગળની પરીક્ષાઓમાં પણ ભોગવે છે; માટે નીચલાં ધોરણોમાંથીજ વિદ્યાર્થીઓએ એ વિષય ઉપર બહુ કાળજી રાખવી. વિદ્યા, વિદ્વાન, દ્વિપકલ્પ, ચિહ્ન, બ્રાહ્મણ, સિદ્ધપુર, મુદ્દલ વગેરેમાં એક અક્ષર બીજાને કેમ જોડવો તે આરંભથીજ બરાબર શીખી લેવું; અને પ્રીતિ, નીતિ, મિતિ, બુદ્ધિ, ઉન્નતિ, ગણિત વગેરેમાં ઇકાર—હ્રસ્વ છે કે દીર્ઘ તે બરાબર ધ્યાનમાં રાખવું. વળી વિષુવવૃત્ત, નૈર્ઋત્ય, વૃત્ત, મૂળતત્ત્વ, મહત્ત્વ, ઉત્પત્તિ, વગેરે શબ્દોની જોડણી ઉપર પૂરતું ધ્યાન આપવાથી શુદ્ધ લખવાનો મહાવરો પડી જશે. અહીં પાડવાર ધ્યાનમાં રાખવા લાયક જોડણીવાળા પાંચ પાંચ શબ્દો નીચે આપ્યા છે તે પુનરાવર્ત્તન વખતે ઉપયોગી થશે.

| | | |
|---|---|---|
| આયુષ્ય | ચાખ્યું | તંદુરસ્તી |
| બ્રહ્મચર્ય | અકસ્માત | ખુલ્લી |
| ઇચ્છા | સ્વસ્થ | સાંભળ્યું |
| મુખ્યત્વે | ગૃહસ્થ | ઉત્પન્ન |
| દુર્ગુણ | ઉગાર્યો | નૈટ્રોજન |

શૂરવીર
જવહલેજ
આયર્લાંડ
પુષ્કળ
લાગ્યા
અમૂલ્ય
કર્તવ્ય
પુસ્તક
જન્મારો
બોલ્યો
ગૃહસ્થ
સદાશિવપંત
સ્મરણ
નીતિ
સ્વચ્છંદી
ખૂશમિજાજ
મધ્યમસર
પરમાત્મા
સૂર્યોદય
મિષ્ટાન્ન
કૃષ્ણ
મુખ્યત્વે
ગૌતમબુદ્ધ
સ્વર્ગ
ઇષ્ટદેવ
વૈરાગ્ય
મેગેસ્થિનીસ
વિદ્વાન
સેલ્યુકસ

વિશ્વાસુ
ચંદ્રગુપ્ત
ભુજયુ
ઋગ્વેદસંહિતા
ફાહ્યાન
બ્રહ્મદેશ
ભૃગુકચ્છ
મૂર્ચ્છના
અમૃત
ભરતઋષિ
ગુસ્સો
નિર્મળ
પ્રયત્ન
જૂજ
હોશિઆર
અણધાર્યું
બુટ્ટી
હાતિમ
ઇશ્વર
નિર્ધન
સ્તબ્ધ
મુસ્કેલ
મુંબઈ
સૂચના
ઉત્સાહ
બુદ્ધિ
અભ્યાસ
માર્ગ
ઉઘરાણી

દ્રવ્ય
શાહુકાર
ગરબડાટ
પ્રામાણિક
મનહરપુરી
વર્ગનો
હીંમતવાન
શીખ્યા
સ્થિતિ
જૂજ
અભિમાન
શિલ્પકામ
નિર્વાણ
વાસીદું
પૂજા
પુસ્તક
સૂર્યોદય
કાલીં
હિંદુસ્તાન
મૂળ
પશ્રિમ
હિંદુશાસ્ત્ર
કવિતા
ઇતિહાસ
શિષ્ય
સંપ્રદાય
બુદ્ધિ
શ્રીમંત
પૂછ્યું

લુચ્ચા
વિશ્વાસઘાત
ચઢાવવું
લૂંટી
વિશ્વાસ
આથમ્યો
પરાક્રમ
ચક્રવર્તી
આશ્ચર્ય
નિમિત્ત
બાળચેષ્ટા
ઋષિકુમાર
સ્પષ્ટ
ઈશ્વરકૃપા
સપ્ટેમ્બર
સ્પેન
હરિશ્ચંદ્ર
વિશ્વામિત્ર
ધર્મિષ્ઠ
સ્તબ્ધ
અગ્નિ
આદિત્યેશ્વર
ગરૂડેશ્વર
શૂલપાણીશ્વર
સદાવ્રત
શક્તિનું
લક્ષ્મણ
પર્ણકુટી
મૃગચર્મ
દુષ્ટ

આર્યપુત્ર
પુષ્કળ
અવસ્થા
ધાસ્તી
રાખ્યું
આગ્રહ
નાસ્તિકપણું
વસ્તુ
કર્તા
વચ્ચે
ધનાઢ્ય
અરબસ્તાન
ખ્રિસ્તી
આફ્રિકા
લિસ્બન
માર્કિવસ
વૂર્સ્ટર
સ્કોટ્લાંડ
સ્ટીવન્સ
નિર્ભય
નિર્ધન
ઉચ્ચર્યો
વિદ્વાન
મેળવ્યું
શિષ્યો
અભ્યાસ
પ્રપૌત્ર
વિચાર્યું
ખુલ્લી
પૂછ્યું

સંસ્કૃત
બુદ્ધિ
પૃથ્વી
આશ્ચર્ય
શક્તિ
દ્વેષ
દુષ્ટ
હૃદય
પ્રફુલ્લતા
કૃત્ય
પૂછ્યું
મીણબત્તી
ઉડ્યું.
ધ્રુજવાથી
દહતા
આશ્વિન
આશ્ચર્યકારક
સ્પર્ધા
ઉત્સવ
ભરતકુળ
હસ્તિનાપુર
ધૃતરાષ્ટ્ર
યુધિષ્ઠિર
દુર્યોધન
નિસ્તેજ
પિશાચ
પાચનક્રિયા
પુષ્ટિ
કુસ્તી
વિદ્વાન

શક્તિ
પુસ્તકશાળા
વસ્તુ
કુમર
પ્રાણિમાત્ર
ક્ષત્રિય
વજ્રપાત
સંસ્કાર
અરુંધતી
મક્કા
અણુબક્રર
ઉજ્જન.
મૃત્યુ
સંવત્સર
રસ્યું
અભિપ્રાય.
નિશ્ચય
પસ્તાવો
સત્ય
શ્રીગોડ
બ્રાહ્મણ
પ્રસિદ્ધ
સ્નેહીઓ
ઊર્મિ
મૂર્ખ
વિદ્યાભ્યાસ
સ્મશાન
શાબ્બાની
પ્રતિષ્ઠા
મૂર્તિપૂજક

પ્રસિદ્ધ
ઇસ્લામ
વ્યવસ્થા
તુર્કસ્તાન
યઝદેઝર્દ
તત્ત્વો
અંકલેશ્વર
દસ્તુર
વિદ્વાન
તુચ્છકારી
પૃથ્વીરાજ
આશ્રિત
શબ્દવેધ
ટક્કર
પ્રખ્યાત
કીર્તિ
દ્રાક્ષ
દસ્તાવેજ
ઇચ્છા
અતિશયોક્તિ
અસ્તવ્યસ્ત
હરદ્વાર
અસંખ્ય
દ્રવ્ય
ફીરસ્તા
દિલ્હી
કીર્તિસ્તંભ
દીર્ઘદૃષ્ટિ
ખ્રિસ્તી
ઇન્સાફ

માનસિંહ
તિરસ્કાર
રણભૂમિ
સ્વામીભક્તિ
ઉન્મત્ત
પ્રયત્ન
પ્રતિનિધિ
જાન્યુઆરિ
રત્નજડિત
ઈંગ્લાંડ
રાજચિન્હ
તખ્ત
ભરગચ્છી
અગિઆર
કિલ્લેદારો
વિષમ
વિષ્ટિ
તિરસ્કાર
ઉત્કંઠા
સુદ્ધાં
નેપ્ચ્યુન
બૃહસ્પતિ
સંગ્રહસ્થાન
પ્રદક્ષિણા
નક્ષત્રો
સપ્તર્ષિ
ગોળાર્દ્ધ
લુબ્ધક
ખિચોખિચ
વિષુવવૃત્ત

| | | |
|---|---|---|
| પશ્ચિમ | સ્નેહી | પ્રકાશિત |
| અક્ષાંશવૃત્ત | પોંડીચરી | બૂચમાં |
| પ્રત્યેક | ફ્રેંચ | સંકોચાય |
| ક્ષિતિજ | શીંગડાં | ઉષ્ણતામાપક |
| ઉત્પન્ન | પહોંચ્યો | થર્મોમીટર |
| નિયમિત | રાજ્યવ્યવસ્થા | સ્પષ્ટ |
| વ્યાપારવાયુ | બ્રિટિશ | સજ્જડ |
| હિંદુસ્તાન | સેક્રેટરિ | ખુલ્લા |
| નૈઋર્ત્ય | લેફ્ટેનન્ટ—ગવર્નર | પ્યાલો |
| કાર્બોનિક ઍસિડ | રેસિડન્ટ | યુક્તિ |
| પત્થર | વાયુશોષક | ચઢ્યું |
| મહારાષ્ટ્ર | પૃથ્વી | વિદ્વાન |
| શૂળપાણિ | પ્રવાહી | પૂછ્યું |
| મહાબળેશ્વર | અવસ્થા | ગૂઢ |
| દુનિયા | ગ્યાસરૂપ | વિદ્યા |
| દુનીઆ | શબ્દની | વનસ્પતિ |
| કન્યાકુમારી | ગુસ્સો | દ્વિદળ |
| ઠીંગણા | મૂર્ખ | વજ્રપત્ર |
| બુદ્ધિશાળી | ક્રોધ. | ફૂલમણી |
| મુખ્યત્વે | ધ્વનિ | મુખ્ય |
| દિલ્હી | ઍંજિન | પુષ્પકોશ |
| લૉર્ડ ડેલહૌસી | વિસ્મય | સ્ત્રીકેસર |
| મછલીપટ્ટણ | ઉત્પન્ન | છિદ્રોવાળું |
| કલકત્તા | પ્રશ્ન | ઉત્પન્ન |
| બ્રહ્મપુત્રા | ઉંદરો | પરિપક્વ |
| પ્રસિદ્ધ | પૂછ્યું | અપુષ્પ |
| રત્નાગીરી | ઉઠ્યા | મિશ્ર |
| પુસ્તક | છિદ્રવાળી | મુખ્યત્વે |
| મુખ્યત્વે | નીકળ્યું | પંક્તિ |
| મિતિ | ચિપીઆ | સ્વાદિષ્ટ |

કલ્પવૃક્ષ
પુષ્કળ
ખૂબસુરત
વસ્તુ
અણીશુદ્ધ
લક્કડકામ
અદ્યાપિ
અસ્તર
પ્રાચીન
પ્રશ્નો
યોગ્ય
શિક્ષકોને
વનસ્પતિ
અવશ્ય
ઉત્પન્ન
પ્રાણીઓ
અનુસરી
જિંદગી
જન્મ
પ્રકાશ
ત્વચા

પૌષ્ટિક
અપારદર્શક
સજ્જડ
મનુષ્ય
હિંદુસ્તાન
વર્ષ
હાડપિંજર
મુખ્યત્વે
અસ્વચ્છ
હૃદય
સ્થિતિસ્થાપક
ઉચ્છ્વાસ
શ્વાસનળી
હુન્નર
શિલ્પશાસ્ત્ર
ઉત્પન્ન
શીખ્યાં
જન્મ્યો
ભાલ્લાં
પલાળ્યો
ખાંડયું

ચઢયાથી
પ્યાજી
અગત્યનું
મજ્જાતંતુ
પુષ્કળ
બુદ્ધિ
જ્ઞાનતંતુ
પહોંચ્યા
હુન્નર
હાંલ્લાં
ફૂલ્યું
ભઠ્ઠી
ઉચ્ચાલન
દબાવ્યા
પત્થર
મધ્યમાં
ખેંચતાં
લગાડયા
મુખ્ય
પ્રકારનું
શીખ્યા



# વ્યાકરણ.

## ૧ કૃદંત અને તેનો ઉપયોગ.

'હું દોડું છું' એમ બોલવાથી અર્થ સમજાય છે; પરંતુ 'હું દોડતો,' 'હું દોડીને,' 'હું દોડેલો,' 'હું દોડવા' એમ બોલવાથી અર્થ સમજાતો નથી. આમાં 'દોડે છે,' 'દોડતો,' 'દોડીને,' 'દોડેલો,' 'દોડવા' એ સઘળાનું મૂળ 'દોડ' છે. પરંતુ 'દોડું છું' વડે વાક્ય પૂર્ણ થાય છે; અને 'દોડતો, 'દોડીને' વગેરે શબ્દો વડે વાક્ય પૂર્ણ થતું નથી, એ શબ્દો 'દોડ' મૂળ (ધાતુ) ઉપર જુદા જુદા તો, ઇને, એલો, વા, વગેરે પ્રત્યય લાગીને બનેલા છે. એવા શબ્દોને કૃદંત કહેવામાં આવે છે. તેજ પ્રમાણે 'લખ' ધાતુ ઉપરથી લખતો, લખેલો, લખીને, લખનારો, વગેરે, તેમજ 'વાંચ' ઉપરથી વાંચતો, વાંચેલો, વાંચવો, વાંચીને વગેરે કૃદંતો બને છે.

**ધાતુ ઉપર પ્રત્યય લાગીને જે શબ્દો બને છે તેમને કૃદંત કહેવામાં આવે છે.** ધાતુને લાગતા તો–તી–તું, યો–યી–યું, એલો–એલી–એલું, વો–વી–વું, વાનો–વાની–વાનું, ઈ–ઈને વગેરે પ્રત્યયોને **કૃત્ પ્રત્યયો** કહેવામાં આવે છે.

'દોડતો ઘોડો સુંદર દેખાય છે,' 'મેં મરેલો સાપ જોયો,' આમાંના પહેલા વાક્યમાં 'દોડતો' અને બીજા વાક્યમાં 'મરેલો' એ બંને કૃદંતનાં પદો તેમની પછીના નામનો ગુણ બતાવી તેના અર્થમાં વધારો કરે છે. એવાં કૃદંતોને કૃદંતવિશેષણ કહેવામાં આવે છે.

'હું લખીને આવીશ,' તે 'દોડતાં પડી ગયો' એ વાક્યોનું પૃથક્કરણ કરતાં જણાય છે કે 'લખીને' અને 'દોડતાં' એ વિષય

**વર્ધક** છે. એ પદો વિકાર પામી શકતાં નથી. અર્થાત્ અવ્યય તરીકે વપરાયાં છે. માટે એમને **કૃદંતઅવ્યય** કહેવામાં આવે છે.

'તરવું સહેલું છે,' 'રંગનારો આવે છે' એમાં 'તરવું' અને 'રંગનારો' નામ તરીકે વપરાયલાં પદો વાકયમાં ઉદ્દેશ્યનું કામ કરે છે. એમને **કૃદંતનામ** કહેવામાં આવે છે.

કૃદંતો નામ, વિશેષણ અને અવ્યયનું કામ કરે છે તે પ્રમાણે તેમને અનુક્રમે **કૃદંતનામ, કૃદંતવિશેષણ અને કૃંદતઅવ્યય** કહેવામાં આવે છે.

## ૨ વાકયપૃથક્કરણ.

પાછળ આપણે જોઈ ગયા કે વાકયના 'કોને વિષે કહ્યું' અને 'શું કહ્યું' એવા બે ભાગ હોય છે. 'ડાહી રોટલી વણે છે' એ વાકયમાં 'ડાહી' વિષે કહેવામાં આવ્યું છે અને તેને માટે 'રોટલી વણે છે' એમ કહ્યું છે. તેમજ 'ગાય ઘાસ ખાય છે' એ વાકયમાં 'ગાય' વિષે વાત કરી છે અને તેના સંબંધી 'ઘાસ ખાય છે' એમ કહ્યું છે; આમ વાકયમાં જેને ઉદ્દેશીને—મનમાં લાવીને વાત કરીએ તે **ઉદ્દેશ્ય** કહેવાય, અને ઉદ્દેશ્ય સંબંધી જે કંઇ વિધાન કરવામાં એટલે કહેવામાં આવે તેને **વિધેય** કહેવાય. ઉપરનાં વાકયોમાં 'ડાહી' અને 'ગાય' ઉદ્દેશ્ય છે, અને 'રોટલી વણે છે, અને 'ઘાસ ખાય છે,' એ વિધેય છે.

'ડાહ્યો છોકરો પાઠ શીખે છે, 'રાતી ગાય આવે છે,' 'રાજાનો કુંવર જાય છે, એ વાકયોમાં 'છોકરો,' 'ગાય' અને 'કુંવર' એ પદો ઉદ્દેશ્યનાં છે; અને 'ડાહ્યો' તથા 'રાતી' એ ગુણવાચક વિશેષણનાં પદો 'છોકરો' અને 'ગાય' ના અ-

ર્થમાં વધારો કરે છે; તેમજ રાજાનો શબ્દ ( છઠ્ઠી વિભક્તિવાળી નામ વિશેષણના અર્થમાં વપરાય છે.) 'કુંવર' સાથે સંબંધ રાખી તેના અર્થમાં વધારો કરે છે. આ પ્રમાણે **ઉદ્દેશ્યનો વધારો કરનારા શબ્દો ઉદ્દેશ્યવર્ધક કહેવાય.** અહીં ' ડાહ્યો ', ' રાતી ' અને ' રાજાનો ' એ ઉદ્દેશ્ય અને તેના વધારાના શબ્દો મળી ઉદ્દેશ્ય પક્ષ કહેવાય છે. માટે ' ડાહ્યો છોકરો ' ' રાતી ગાય ' અને ' રાજાનો કુંવર ' એ ઉદ્દેશ્યપક્ષ કહેવાય.

' ચુનીલાલ ધીમે ધીમે આવે છે; ' ગયે વર્ષે દુકાળ પડયો હતો ', ' છાપરા ઉપર ચોર બેઠો છે,' એ વાકયોમાં ' આવે છે ', 'પડયો હતો' અને ' બેઠો છે ' એ વિધેય છે. પ્રથમના વાકયમાં ' ધીમે ધીમે ' ચાલવાની રીત બતાવીને તેના અર્થમાં વધારો કરે છે; બીજા વાકયમાં ' ગયે વર્ષે ' દુકાળ પડવાનો સમય નક્કી કરી વિધેયના અર્થમાં વધારો કરે છે; અને ત્રીજા વાકયમાં ' છાપરા ઉપર ' વડે ' બેઠો છે ' વિધેયનું સ્થળ નક્કી થાય છે. **આમ જે શબ્દો વિધેયના અર્થમાં વધારો કરે છે તે વિધેયવર્ધક કહેવાય** છે, વિધેયવર્ધક વડે ક્રિયા કયાં થાય છે, કયારે થાય છે, કેવી રીતે થાય છે, વગેરે સમજવામાં આવે છે.

વિધેય અને વિધેયવર્ધક મળીને **વિધેયપક્ષ** કહેવાય છે. ઉપરનાં વાકયોમાં ' ધીમે ધીમે આવે છે, ' ' ગયે વર્ષે પડયો હતો ' અને 'છાપરા ઉપર બેઠો છે,' એ વિધેય પક્ષ છે.

ક્રિયાપૂરકવાળાં વાકયોમાં કહેવાની મતલબ ક્રિયાપૂરક વગર અધુરી રહે છે. અર્થાત્ એવાં વાકયોમાં ક્રિયાપૂરક અને ક્રિયા બંને મળીને વિધેય—કહેવાની બાબત પૂર્ણ થાય છે. માટે વિધેયના **ક્રિયાપૂરક** અને **ક્રિયાપદ** એવા બે ભાગ પડે છે.

આ પ્રમાણે વાક્યના ઉદ્દેશ્યપક્ષ અને વિધેયપક્ષ એવા બે મુખ્ય ભાગો પડે છે; અને ઉદ્દેશ્યપક્ષના ઉદ્દેશ્ય અને ઉદ્દેશ્યવર્ધક, વિધેયના અને વિધેયવર્ધક તથા વિધેયના ક્રિયા અને પૂરક એવા પેટા ભાગો પાડતાં એકંદર પાંચ ભાગો થાય છે. **વાક્યમાં વપરાયલાં પદોનો એક બીજા સાથેનો સંબંધ જણાવીને વાક્યના ભાગો પાડી બતાવવા તેને વાકયનું પૃથક્કરણ ( પૃથક્–જુદું જુદું + કરણ–કરવું તે. ) કરવું કહે છે.** વાક્યના એ ભાગો કયા ક્રમે પાડવા તે નીચેના કોઠા ઉપરથી સમજાશે.




**વાકયપૃથક્કરણના નમુના.**

( ૧ ) હું હાથીના જેવો મદાંધ હતો.

( ૨ ) મોતીલાલનો ( છોકરો ) ચુનીલાલ ઘણી ઝડપથી સ્ટેશન ઉપર જતો હતો.

( ૩ ) નરસિંહ મહેતા અને મીરાંબાઈની કવિતા સાદી, મીઠી અને ભાવથી ભરેલી છે.
( ૪ ) નળ, જનક, યુધિષ્ઠિર અને જનાર્દન કે વિષ્ણુ એ ચાર પુરુષો પુણ્યશ્લોક ગણાય છે.
( ૫ ) મેં સો રૂપીઆ ઝડપથી ગણ્યા.
( ૬ ) વાદળાંની ગર્જના સંભળાય છે.
( ૭ ) મારાથી દાખલા ગણાશે નહિ.
( ૮ ) ઔરંગઝેબને દક્ષિણ ઉપર સ્વારી કરવી પડી.
( ૯ ) પરમ કૃપાળુ ના. પાંચમાં જ્યોર્જ તા. ૧૨ મી ડીસેમ્બર સને ૧૯૧૧ ને રોજ દિલ્હીની ગાદીએ બેઠા.
(૧૦) મોતીલાલ નામનો છોકરો હતો.
(૧૧) મારે લાડુ જોઇએ.
(૧૨) હિંદના ઇતિહાસમાં પરિણામે બહુધા પરદેશી પ્રજાનોજ જય શા કારણથી જોવામાં આવે છે ?

| વાક્ય. | ઉદ્દેશ્યપક્ષ. | | વિધેયપક્ષ. | | |
|---|---|---|---|---|---|
| | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્યવર્ધક. | વિધેય. | | વિધેયવર્ધક. |
| | | | ક્રિયા. | પૂરક. | |
| ૧ હું...હતો. | હું | | હતો | હાથીના જેવો મદાંધ | |
| ૨ મોતીલાલનો... ...જતો હતો. | ચુનીલાલ | મોતીલાલનો | જતો હતો | | ઘણી ઝડપથી ( રીતવાચક ) સ્ટેશન ઉપર ( સ્થળવાચક ) |
| ૩ નરસિંહ...... ...ભરેલી છે. | કવિતા | નરસિંહ મહેતા અને મીરાંબાઇની | છે. | સાદી, મીઠી અને ભાવથી ભરેલી | |
| ૪ નળ... ... ... ...ગણાય છે. | પુરુષો | નળ, જનક, યુધિષ્ઠિર અને જનાર્દન કે વિષ્ણુ એ ચાર | ગણાય છે. | પુણ્યશ્લોક | |
| ૫ મેં... ... ... ...ગણ્યા. | મેં | | ગણ્યા | સો રૂપીઆ | ઝડપથી ( રીતવાચક ) |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬ વાદળાંની ... ...સંભળાય છે | ગર્જના | વાદળાંની | સંભળાય છે | | |
| ૭ મારાથી... ... ...ગણાશે નહિ | દાખલા | | ગણાશે નહિ (નકારવાચક) | | મારાથી (ક્રીયાનાસાધનરૂપે) |
| ૮ ઔરંગઝેબને... ...કરવી પડી | ઔરંગઝેબને | | કરવી પડી | સ્વારી. | દક્ષિણ ઉપર ( સ્થળવાચક ) |
| ૯ પરમ ... ... ... બેઠા | જર્યોર્જ | ૧ ના. પાંચમાં (અનુક્રમવાચક) ૨ પરમ કૃપાળુ (ગુણવાચક) | બેઠા | દિલ્હીની ગાદીએ | તા. ૧૧મી ડીસેં-બર સને ૧૯૧૧ ને રોજ ( કાળવાચક ) |
| ૧૦ મોતીલાલ ... ...હતો. | છોકરો. | મોતીલાલ નામનો | હતો | | |
| ૧૧ મારે ... ... ...જોઇએ | લાડુ | | જોઇએ | મારે | |
| ૧૨ હિંદના...... જોવામાં આવેછે? | જય | પરદેશી પ્રજાનો | જોવામાં આવે છે ? | | હિંદના ઇતિહાસમાં (અધિકરણવાચક) પરિણામે (કાળવાચક) બહુધા. ( રીતવાચક ) શા કારણથી ( કરણાર્થે ) |

## ૩. ક્રિયાપદના પ્રકાર.

'છોકરો જાય છે' 'પક્ષી ઉડે છે' એ વાક્યોમાં 'જવાની' અને 'ઉડવાની' ક્રિયા કર્ત્તા ઉપરજ લાગુ પડે છે; પરંતુ 'છોકરી ચોપડી વાંચે છે.' 'પક્ષી ચારો શોધે છે' એ વાક્યોમાં 'વાંચવાની' અને 'શોધવાની' ક્રિયાઓ 'ચોપડી' અને 'ચારો' એ પદો ઉપર લાગુ પડે છે. અર્થાત્ એ પદો કર્મ છે. પહેલાં બે વાક્યોમાં કર્મ નથી એટલે કર્ત્તાની ક્રિયાના પરિણામ રૂપે 'ચોપડી' અને 'ચારો' વસ્તુઓ છે. આમ **જે જે ક્રિયાપદને કર્મ નથી હોતું તે અકર્મક ( અ+કર્મન્+ક=કર્મ નથી જેને એવું ) અને જેને કમ હોય છે તે સકર્મક ( સ+કર્મન્+ક=કર્મ સાથેનું-કર્મવાળું ) ક્રિયાપદ કહેવાય છે.**

'મજુર ચીરે છે' એમ કહેવાથી ચીરવાની વસ્તુ બતાવનાર શબ્દ અધ્યાહાર રહેલો સમજાય છે. તેથી 'ચીરે છે' ક્રિયાપદ સાથે કર્મ વપરાયલું નથી, પરંતુ તેને કર્મની અપેક્ષા છે માટે તે સકર્મક ક્રિયાપદ કહેવાય.

**માટે જે ક્રિયાપદને કર્મની અપેક્ષા ( ઇચ્છા—જરૂર ) નથી તે અકર્મક અને જે ક્રિયાપદને કર્મની અપેક્ષા છે, તે સકર્મક ક્રિયાપદ સમજવું.**

'નદી વહે છે' 'મજુર ભાર વહે છે' એ વાક્યો તપાસતાં માલમ પડે છે કે પ્રથમ વાક્યમાં ક્રિયાપદ અકર્મક અને દ્વિતીય વાક્યમાં સકર્મક છે. આમ 'રમે છે', 'ભણે છે', 'મળે છે', વગેરે ક્રિયાપદો કેટલીક વખત કર્મ સહિત વપરાય છે. એવાં સઘળાં ક્રિયાપદોને **ઉભયવર્ણી** કહેવામાં આવે છે.

**ક્રિયાપદ કયા પ્રકારનું છે તે ઓળખવાની રીત**–ક્રિયાપદની પૂર્વે કોણે અથવા કોણ મૂકી સવાલ પૂછવાથી કર્તા અને શું મૂકી-સવાલ પૂછવાથી કર્મ જડી આવે છે; આથી જો બંનેના જવાબ જુદા જુદા આવે તો ક્રિયાપદ સકર્મક અને બંનેના જવાબ એક આવે તો ક્રિયાપદ અકર્મક સમજવું. જેમકે—'મગન ચોપડી વાંચે છે,' એમાં કોણ વાંચે છે? મગન (કર્તા); અને શું વાંચે છે? ચોપડી (કર્મ). બંને જવાબ જુદા આવે છે માટે ક્રિયાપદ સકર્મક સમજવું, 'મોહન જાય છે' એમાં કોણ જાય છે? મોહન (કર્તા); અને શું જાય છે? મોહન (કર્તા). બંનેના જવાબ એક આવે છે માટે 'જાય છે' ક્રિયાપદ સકર્મક સમજવું.

કેટલીક વખત ક્રિયાપદને બે કર્મ લાગેલાં હોય છે, ત્યારે તે ક્રિયાપદ **દ્વિકર્મક–બે કર્મવાળાં** કહેવાય છે. જેમકે—'બ્રાહ્મણને દક્ષિણા આપી, એમાં 'બ્રાહ્મણને' અને 'દક્ષિણા' એવાં બે કર્મો હોવાથી 'આપી' ક્રિયાપદ દ્વિકર્મક છે.

## નીચેનાં વાકયોમાં ક્રિયાપદના પ્રકાર તપાસો.

(૧) છોકરો ચોપડી વાંચે છે. (સકર્મક)
(૨) ગાય નાસે છે. (અકર્મક)
(૩) છોકરૂં રમે છે. (અકર્મક)
(૪) છોકરો ગેડીદડા રમે છે. (સકર્મક)
(૫) મગન હજુ ભણે છે. (અકર્મક)
(૬) મગન સંસ્કૃત ભાષા ભણે છે. (સકર્મક)
(૭) રાજાએ સરદારોને ઇનામ આપ્યાં. (દ્વિકર્મક)
(૮) મેં તેને બોલાવ્યો. (સકર્મક)
(૯) હસ્તે મુખ રસ્તામાં વેર્યાં, ફુલ નશીબે ગુલાબ ફેરાં (સકર્મક)
(૧૦) વીસરૂં નહિ પ્રભુ નામ. (સકર્મક)

## ૪. સર્વનામના પ્રકાર.

### પુરુષવાચક સર્વનામ.

૧. હું આજે અમદાવાદ જવા ધારૂં છું.

૨. કેમ તું આવશે કે નહિ?

૩. તે આવે તો તેડતો આવજે.

૪. ચુનીલાલના મનમાં શું હશે તે હું જાણુતો નથી.

ઉપરનાં વાકયમાંના પહેલા વાકયમાં બોલનાર માણુસે પોતાને માટે 'હું', બીજા વાકયમાં સાંભળનાર માણુસની જગ્યાએ 'તું' અને ત્રીજા વાકયમાં જેના સંબંધી વાત કરે છે તેને માટે 'તે' પદ વાપરવામાં આવ્યું છે. વળી ચોથા વાકયમાં વપરાયલું 'તે' પદ કોઈ બાબતને માટે વપરાયું છે. **આ પ્રમાણે બોલનાર, સાંભળનાર કે જેને ( જે પ્રાણી, પદાર્થ કે બાબત ) વિષે વાત કરતા હોઇએ તેને માટે જે સર્વનામના શબ્દો વપરાય છે, તે શબ્દો પુરુષવાચક સર્વનામના કહેવાય છે.**

બોલનાર માણુસ **પહેલો પુરુષ** કહેવાય છે, અને તે પોતાને માટે કંઇ બોલે ત્યારે હું, અમે, અમો, મારે (કોઈક વખત આપણે) વગેરે શબ્દો વાપરે છે. માટે એ બધા પહેલા પુષરુ સર્વનામના શબ્દો કહેવાય. સાંભળનાર માણુસ **બીજો પુરુષ** કહેવાય છે, અને તેને માટે તું, તમે, તમો, તમારૂં, ( કોઇક વખત માન આપીને બોલતાં આપ, પોતે, ) વગેરે શબ્દો વપરાય છે, એ બધા શબ્દો પુરુષ સર્વનામના છે. તેમ જ જેને વિષે વાત કરીએ તે **ત્રીજો પુરુષ** ( બોલનાર કે સાંભળનાર નહિ તે ) ગણાય છે. અને તેને માટે તે, તેઓ, વગેરે શબ્દો ત્રીજા પુરુષ સર્વનામના છે.

કેટલીક વખત બોલનાર અને સાંભળનાર બંનેને માટે 'આપણે' કે 'આપણુ' શબ્દ વપરાય છે. એવે પ્રસંગે એ પદવડે પહેલો અને બીજો એ બંને પુરુષનું ભાન થાય છે. માટે એવે સ્થળે એ **પહેલો બીજો પુરુષ સર્વનામ કહેવાય.'** સાંભળનારને માટે માનને અર્થે 'આપ' સર્વનામ વપરાય છે. 'આપ' વડે બીજા પુરુષનું ભાન થાય છે. માટે એ બીજો પુરુષ સર્વનામ છે.

**આ પ્રમાણે પુરુષવાચક સર્વનામ જે પુરુષનું અભિધાન કરે તે પ્રમાણે તેનો પ્રકાર નક્કી થાય છે. પહેલા પુરુષનું અભિધાન થતું હોય તો પહેલો પુરુષ, બીજા પુરુષનું અભિધાન થતું હોય તો બીજો પુરુષ, અને ત્રીજા પુરુષનું અભિધાન થતું હોય તો ત્રીજો પુરુષ સર્વનામ કહેવાય.**

## પ્રશ્નવાચક સર્વનામ.

'કોણ આવે છે'? 'શું બોલો છો?' 'કયો ગડબડ કરે છે'? આ વાકયોમાં 'કોણ' 'શું' અને 'કયો' એ સર્વનામો પ્રશ્ન પૂછવામાં વપરાયાં છે. માટે એ બધાં **પ્રશ્નવાચક** સર્વનામો કહેવાય. આવી રીતે પ્રશ્ન પૂછવામાં કોણે કોણ, કોની, કયો, કયી, કયું, કયાં, શો, શી, શું, શાં વગેરે સર્વનામો વપરાય છે.

## સ્વવાચક સર્વનામ.

'હું પોતે જઇશ,' 'તે પોતે પધારનાર છે' 'તે પોતે ન્યાય આપે છે' આ ત્રણે વાકયોમાં 'પોતે' સર્વનામ પુરુષવાચક સર્વનામ અર્થે વપરાએલું છે. 'રાજા પોતે ન્યાય આપે છે' એમાં 'પોતે' સર્વનામ નામની સાથે વપરાયું છે. કેટલીક વખત 'પોતે' ને બદલે 'જાતે' પણ વપરાય છે. **આમ જે સર્વનામ પુરુષવાચક**

**સર્વનામ કે કોઈ નામની સાથે વપરાઇ તેનેજ ઓળખાવે ત્યારે તેને સ્વવાચક સર્વનામ કહેવામાં આવે છે. સ્વવાચક** ( સ્વ–પોતે+વાચક–કહેનારૂં ) પોતાને ઓળખાવનારૂં.

## દર્શક સર્વનામ.

'તમે જેને શોધતા હતા તે પેલો આવે.' 'ઓલ્યો કોણ જણાય છે.', 'મેં એ જોએલું છે.' આ વાકયોમાં ' પેલો ' 'ઓલ્યો' 'એ' સર્વનામથી કોઇક તરફ ખાસ દૃષ્ટિ કરીને–બતાવીને બોલતા હોઇએ એમ જણાય છે. પાસેની વસ્તુ બતાવવા માટે 'આ' અને દૂરની વસ્તુ બતાવવા સારૂ 'પેલો' 'પેલી,' 'પેલું' વગેરે સર્વનામો વપરાય છે. **આવી રીતે પાસેની કે દૂરની વસ્તુ બતાવવા માટે જે સર્વનામ વપરાય છે તે બધાં દર્શક–દેખાડનારાં સર્વનામ કહેવાય છે.** આમ વસ્તુ બતાવવા સારૂ આ, એ, ઓલ્યો, પેલો, પેલી, પેલું, ફલાણો, ફલાણી, ફલાણું, વગેરે સર્વનામો વપરાય છે. કેટલીક વખત 'એ'ને બદલે 'તે' પણ વપરાય છે.

## અનિશ્ચિત સર્વનામ.

' હજુ સુધી એ સંબંધી કંઈ જાણવામાં આવ્યું નથી. ' 'એમાંના કોઇએ જવાબ આપ્યો નહિ.' 'હરકોઈ સીધી લીટી વર્તુળમાં તેના મધ્યબિંદુમાં થઇને પસાર થાય અને જેના બે છેડા પરીધ ઉપર આવી મળે તેને વર્તુળનો વ્યાસ કહે છે.' ' અમુક માણસ ઉપર મને શંકા છે.' આ વાકયોમાં વપરાએલા કંઈ, કોઇ, હરકોઇ, અમુક વગેરે સર્વનામથી ચોકસ વસ્તુ કે માણસનું ભાન થતું નથી. **આ પ્રમાણે જે સર્વનામો વડે કંઇ ચોકસ પ્રાણી કે પદાર્થનું જ્ઞાન થતું નથી તેવાં સર્વનામોને અનિશ્ચિત સર્વનામ કહે-**

વામાં આવે છે. મોઘમ પ્રાણી કે પદાર્થ ઓળખવા સારૂ કોઇ, કોઈ, કંઈ, હરકોઇ, હરકંઇ, અમુક, કેટલુંક, કેટલાક, કેટલીક વગેરે સર્વનામો વપરાય છે.

## સંબંધી સર્વનામ.

'જે ગયો તે આવવાનો નથી.' 'જે ખાડો ખોદે તે પડે' એ બંને વાકયોમાં વપરાએલા 'જે'નો 'તે' સાથે સંબંધ છે. 'તે'ના સંબંધ વગર એકલું 'જે' પદ વપરાતું નથી. આમ એક બીજા સાથે સંબંધ રાખનારાં સર્વનામને સંબંધી સર્વનામ કહે છે. કોઇ વાક્ય 'જે'થી આરંભાયું હોય તે વાક્ય સાથે સંબંધ રાખનાર બીજા વાક્યને આરંભે અવશ્ય 'તે' પદ વપરાય છે. માટે એ 'જે' અને 'તે' એક બીજાનાં સંબંધી હોવાથી સંબંધી સર્વનામ કહેવાય છે.

વાક્યના પહેલા ભાગને આરંભે 'જે' પદ વાપરવાથી 'તે' પદની અપેક્ષા–જરૂર રહે છે. માટે 'જે'ને તત્પદાપેક્ષક સર્વનામ કહેવામાં આવે છે. તત્પદાપેક્ષક એટલેજ ( તત્–તે+પદ–શબ્દ+અપેક્ષક–ઇચ્છનાર ) = તે પદની અપેક્ષા–ઇચ્છા રાખનાર. 'જે' પદ આ પ્રમાણે 'તે' પદની અપેક્ષા રાખે છે, અને 'તે' પદ 'જે'ને ઓળખાવે છે— બતાવે છે માટે 'જે' તત્પદાપેક્ષક અને 'તે' દર્શક સર્વનામ કહેવાય.

'પેલો માણસ,' 'તે માણસ'. 'કંઇ વસ્તુ.' આમાં વપરાએલા 'પેલો,' 'તે' અને 'કંઇ' સર્વનામનાં પદો, સાથે વપરાએલાં નામના વિશેષણનું કામ કરે છે. આમ સર્વનામ સાથે નામ વાપરવામાં આવ્યું હોય ત્યારે તે સર્વનામ વિશેષણ કહેવાય છે.

## ૫. કર્ત્તા અને ઉદ્દેશ્ય.

'ઘોડો દોડે છે,' 'છોકરૂં રમે છે,' 'કાશી રૂમાલ ગુંથે છે,' એ વાક્યોમાં 'ઘોડો,' 'છોકરૂં' અને 'કાશી' ક્રિયાનાં કરનાર એટલે

કર્ત્તા છે. વળી એ વાક્યોમાં 'ઘોડો,' 'છોકરૂં' અને 'કાશી' એમને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે માટે તે ઉદ્દેશ્ય પણ છે; પરંતુ 'મારાથી ચોપડી લખાઈ,' 'છોકરાથી રમત રમાય છે,' 'કાશીથી રૂમાલ ગુંથાયો' એ વાક્યોમાં 'ચોપડી,' 'રમત' અને 'રૂમાલ' એ ક્રિયાનાં કરનાર એટલે કર્ત્તા નથી, તોપણ તેમને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે, માટે તે ઉદ્દેશ્ય તો છેજ આ ઉપરથી જણાય છે કે કર્ત્તાનાં પદો (પાંચમી વિભક્તિમાં કર્ત્તા હોય ત્યારે નહિ ) ઉદ્દેશ્ય થાય છે; પરંતુ દરેક ઉદ્દેશ્ય કર્ત્તા હોતો નથી.

કર્ત્તા પાંચમી વિભક્તિમાં હોય છે એટલે કારણ રૂપે વપરાય છે ત્યારે તેમાં કર્મ આગળ પડતું હોય છે. અર્થાત્ કર્મનો વિચાર ક્રિયાપદ ઉપરથી પહેલો આવે છે માટે કર્મ ઉદ્દેશ્ય થાય છે અને કર્તા ક્રિયા થવાના સાધન રૂપે વપરાય છે. ક્રિયાપદ જ્યારે અકર્મક હોય છે, અને કર્ત્તા પાંચમી વિભક્તિમાં આવી ક્રિયાના સાધન રૂપે વપરાય છે ત્યારે ક્રિયાનો ભાવ ઉદ્દેશ્ય થાય છે. જેમકે—'મારાથી જવાય છે' એટલે 'મારાથી જવું--જવાનું થાય છે' એમ સમજાય છે. એમાં 'જવું' કે 'જવાનું' એ ક્રિયાનો ભાવ ઉદ્દેશ્ય છે અને મારાથી ક્રિયાસિદ્ધિના પ્રકૃષ્ટતમ સાધનરૂપે હોવાથી વિધેયવર્દ્ધક છે*.

## ૬. કર્મ અને ક્રિયાપૂરક.

'ડાહી રૂમાલ ગુંથે છે,' 'મગનલાલ દાખલા ગણે છે,' 'હું તેને બોલાવું છું,' એ વાક્યોમાં 'રૂમાલ,' 'દાખલા' અને 'તેને' એ 'ગુંથે છે,' અને 'બોલાવું છું' ક્રિયાપદનાં કર્મ છે. વળી એ પદો વડેજ

---

* કર્ત્તરિ રચનામાં હંમેશાં કર્ત્તા ઉદ્દેસ્ય હોય છે, અને કર્મણિ રચનામાં કર્મ અથવા ક્રિયાપદનો ભાવ ઉદ્દેસ્ય હોય છે.

ક્રિયા પૂરી થાય છે માટે ક્રિયાપૂરક પણ છે. 'રાજા બ્રાહ્મણને દક્ષિણા આપે છે' એ વાક્યમાં, 'બ્રાહ્મણને' અને 'દક્ષિણા' એવાં બે કર્મ છે, અને તે ક્રિયાપૂરક છે. આમ દરેક કર્મ ક્રિયાપૂરક હોય છે. 'ચુનીલાલ ઘરમાં છે' એ વાક્યોમાં 'ઘરમાં' એ 'છે' ક્રિયાપદનું ક્રિયાપૂરક છે, પરંતુ તે કર્મ નથી. તેમજ 'તે દયાળુ છે' 'ઇશ્વર મોટા છે' 'તે મામલતદાર થયો' એમાં 'દયાળુ' 'મોટા' અને 'મામલતદાર' એ 'છે' 'છે' અને 'થયો' એ ક્રિયાપદનાં ક્રિયાપૂરક છે. કારણકે એ પદો વડેજ ક્રિયાઓ પૂરી થાય છે. પરંતુ એ ક્રિયાપદો અકર્મક હોવાથી તેમાં કર્મ નથી. આ ઉપરથી જણાય છે કે અકર્મક ક્રિયાપદોમાં પણ ક્રિયાપૂરક હોય છે, **દરેક કર્મ ક્રિયાપૂરક છે, પરંતુ દરેક ક્રિયાપૂરક કર્મ થઇ શકે નહિ.**

## ૭. વિભક્તિ.

'રાજા કુંવર,' 'ચુનીલાલ ચોપડી,' 'ચપ્પુ ઘડી,' 'અમદાવાદ નીકળ્યો,' એમ બોલવાથી કંઇ સંબંધ સમજાતો નથી; પરંતુ 'રાજાનો કુંવર', 'ચુનીલાલની ચોપડી,' 'ચપ્પુએ ઘડી' 'અમદાવાદથી નીકળ્યો,' એમ બોલવાથી સંબંધ જાણવામાં આવે છે. આમાં શબ્દો વચ્ચે સંબંધ જણાવવા સારૂ જે પ્રત્યયો વપરાય છે તેને **વિભક્તિના પ્રત્યયો** કહે છે. 'રાજાનો કુંવર' એમાં 'નો' પ્રત્યયથી બે નામ વચ્ચે સંબંધ થયેલો છે. તેમજ 'અમદાવાદથી નીકળ્યો' એમાં પણ નામ અને ક્રિયાપદ વચ્ચે 'થી' પ્રત્યય વડે સંબંધ જણાય છે.

**નામ અને ક્રિયાપદ વચ્ચે અથવા બે નામો વચ્ચેનો સંબંધ જણાવવા સારૂ જે કાંઇ ઉમેરવામાં આવે છે તેમને**

**વિભક્તિના પ્રત્યય કહેવામાં આવે છે; અને પ્રત્યય સાથેના રૂપને નામની વિભક્તિ કહેવામાં આવે છે.**

એ સંબંધ જુદી જુદી જાતના હોય છે. કોઇ શબ્દને પ્રત્યય લાગ્યા સિવાય પણ સંબંધ જણાઇ આવે છે. જેમકેઃ– 'રાજા પધારે છે' એમાં 'રાજા' ને કંઇ પ્રત્યય લાગ્યો નથી, તો પણ 'રાજા' એ પદથી 'પધારે છે' ક્રિયાપદના કર્ત્તાનો સંબંધ સમજાય છે. નામને વિભક્તિના પ્રત્યયો લાગવાથી નામનાં રૂપ થાય છે. વિભક્તિઓ સાત છે–પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છટ્ઠી અને સાતમી. એમને માટે અનુક્રમે પ્રથમા, દ્વિતીયા, તૃતીયા, ચતુર્થી, પંચમી, ષષ્ઠી અને સપ્તમી એવા સંસ્કૃત શબ્દો છે.

## પહેલી વિભક્તિ.

'પક્ષી ઉડે છે' 'ગાય બરાડે છે' એ વાક્યોમાં 'પક્ષી', 'ગાય' એ 'ઉડે છે' અને 'બરાડે છે' એ ક્રિયાપદોના કર્ત્તા છે. એમાં કર્ત્તાને ક્રિયાપદ વચ્ચે સંબંધ રહેલો જણાય છે, પરંતુ તે સંબંધ જણાવનારો કોઇ પ્રત્યય લાગ્યો નથી, અને 'પક્ષી' તથા 'ગાય' એ શબ્દો મૂળ સ્વરૂપે વપરાયલા છે. શબ્દના મૂળ સ્વરૂપને '**પ્રાતિપદિક**' રૂપ કહેવામાં આવે છે. આ પ્રમાણે પ્રાતિપદિક રૂપે વપરાયેલા શબ્દની પહેલી વિભક્તિ કહેવાય છે. પહેલી વિભક્તિનો અર્થ **નિર્દેશ** ('નિર્દેશ' એટલે 'શબ્દ કહેવો તે.' ભાષાનો શબ્દ મૂળસ્વરૂપે–પ્રાતિપદિક રૂપે એટલે પ્રત્યય વગર વાક્યમાં વાપરી બતાવવો તે) છે માટે એ વિભક્તિને **નિર્દેશવાચક પ્રથમા** વિભક્તિ કહેવામાં આવેછે.

## બીજી વિભક્તિ.

'હું ચોપડી વાંચું છું,' 'ડાહી રોટલી વણે છે,' મગન પાઠ શીખે છે; એ વાક્યોમાં વાંચવાની ક્રિયા 'ચોપડી,' ઉપર, વણવાની

ક્રિયા 'રોટલી' ઉપર લાગુ પડે છે તેને ક્રિયાપદનું કર્મ (કર્તાએ સાધેલું કે કરેલું) કહેવામાં આવે છે. 'હું મગનને બોલાવું છું.' 'તે ચાકરને બોલાવે છે,' એ વાકયોમાં 'મગનને' અને 'ચાકરને' એ કર્મનાં પદો છે. ઉપર બતાવેલાં 'રોટલી' 'ચોપડી' અને 'પાઠ' એ કર્મનાં પદોને કોઇ પણ જાતનો પ્રત્યય લાગ્યો નથી, અને 'ચાકરને' અને 'મગનને' એ પદોમાં અંત્યે 'ને' પ્રત્યય લાગેલો છે. **કર્મ એ બીજી વિભક્તિનો અર્થ** છે, માટે એ સઘળાં કર્મનાં પદોની વિભક્તિ **કર્મ અર્થે બીજી** કહેવાય છે.

## ત્રીજી વિભક્તિ.

'રાજાએ પ્રધાનને બોલાવ્યો.' આમાં 'બોલાવ્યો' ક્રિયાપદનો કર્ત્તા જણાવવા સારૂ 'રાજાએ' પદ વાપરેલું છે, અને એ પદને અંત્યે 'એ' પ્રત્યય લાગેલો છે. 'તેમજ છોકરે લાડુ ખાધો' એમાં 'છોકરે' કર્ત્તા છે અને તેમાં અંત્યે 'એ' પ્રત્યય લાગેલો છે. આમ ત્રીજી વિભક્તિનો પ્રત્યય 'એ' છે અને તે કર્ત્તા અર્થે આવે છે.

'ચપ્પુએ કમલ ઘડી' એ વાકયમાં ઘડવાની ક્રિયાના કરણ, સાધન તરીકે 'ચપ્પુ' છે, અને 'ચપ્પુ' પદને 'એ' પ્રત્યય લાગેલો છે. માટે 'ચપ્પુ' એ પદની કરણ અર્થે ત્રીજી વિભક્તિ કહેવાય.

**ત્રીજી વિભક્તિનો 'એ' પ્રત્યય કર્ત્તા અને કરણના અર્થમાં** લાગે છે.

## ચોથી વિભક્તિ.

'રાજાએ બ્રાહ્મણને દક્ષિણા આપી.' આ વાકયમાં 'રાજાએ' એ ત્રીજી વિભક્તિવાળું રૂપ કર્ત્તા અર્થે વપરાયેલું છે, અને 'દક્ષિણા' એ પ્રત્યય વગરનું રૂપ કર્મના અર્થમાં આવવાથી તેની કર્મ અર્થે

બીજી વિભક્તિ ગણાય; પરંતુ 'આપી' ક્રિયાપદ વડેજ 'દક્ષિણા' પદ ઉક્ત થાય છે, માટે તેની નિર્દેશ વાચક પ્રથમા વિભક્તિ ગણવી જોઇએ. હવે એ દક્ષિણા કોને પ્રાપ્ત થઇ તે જણાવવા સારૂ 'બ્રાહ્મણને' પદ વાપરવામાં આવ્યું છે. 'પ્રાપ્ત થવું' એને માટે સંસ્કૃત ભાષામાં 'સંપ્રદાન' શબ્દ છે અને 'સંપ્રદાન' એ ચોથી વિભક્તિનો અર્થ છે. માટે 'બ્રાહ્મણને' એ સંપ્રદાન અર્થે ચોથી વિભક્તિ કહેવાય.

**ચોથી વિભક્તિનો પ્રત્યય 'ને' છે, અને તે સંપ્રદાનના અર્થમાં લાગે છે.**

## પાંચમી વિભક્તિ.

'મગન અમદાવાદથી નીકળ્યો' 'ગાડી મુંબાઇથી ઉપડી,' પહેલા વાક્યમાં 'અમદાવાદથી નીકળ્યો' એટલે નીકળનારનો અને અમદાવાદનો **વિયોગ** એટલે છુટા પડવું થયું તેમજ બીજા વાક્યમાં ગાડી મુંબાઇથી ઉપડી એટલે ગાડીનો અને મુંબાઇનો વિયોગ થયો. વિયોગ બતાવવા માટે 'અમદાવાદ' અને 'મુંબાઇ' ને 'થી' પ્રત્યય લાગેલો છે. 'વિયોગ થવો' એને માટે **'અપાદાન'** શબ્દ છે માટે 'અમદાવાદથી' અને 'મુંબાઇથી' એ પદોની વિભક્તિ અપાદાન અર્થે પાંચમી કહેવાય.

'ચપ્પુથી કલમ ઘડો' 'ગોળીથી વાઘ માર્યો' એ વાક્યોમાં ઘડવાની અને મારવાની ક્રિયાના સાધન તરીકે 'ચપ્પુ' અને 'ગોળી' છે અને તેમને 'થી' પ્રત્યય લાગેલો છે. આમ ત્રીજી વિભક્તિના 'એ' પ્રત્યયને બદલે પાંચમી વિભક્તિનો 'થી' પ્રત્યય પણ લાગી શકે છે. આથી 'ચપ્પુથી' અને 'ગોળીથી' એ પદોની કરણ અર્થે પાંચમી વિભક્તિ કહેવાય.

'ચુનીલાલથી ચોપડી લખાઇ' એમાં લખવાની ક્રિયા કરનાર 'ચુનીલાલથી' એ પાંચમી વિભક્તિનું રૂપ છે આમ કર્ત્તા પણ ક્વચિત પાંચમી વિભક્તિમાં આવે છે.

**પાંચમી વિભક્તિનો મુખ્ય અર્થ અપાદાન છે. કોઇક વખત કરણ અને કર્ત્તાના અર્થમાં પણ પાંચમી વિભક્તિનો 'થી' પ્રત્યય લાગે છે.**

## છઠ્ઠી વિભક્તિ.

'રાજાનો કુંવર', 'કાચનું વાસણ', 'ચીમનની પેન્સિલ', 'લોકોનાં ઘર' એમાં બબ્બે નામો વચ્ચે 'નો' 'નું' 'ની' અને 'નાં' પ્રત્યય વડે સંબંધ થયેલો છે. એ પ્રત્યયો છઠ્ઠી વિભક્તિના છે. વિશેષણ પેઠે આ વિભક્તિવાળો શબ્દ વપરાય છે અને ઘણું કરીને જે શબ્દ સાથે સંબંધ હોય છે તે શબ્દ છઠ્ઠી વિભક્તિવાળા શબ્દની પછી આવે છે. 'આ ઘોડો ચુનીલાલનો છે' એવાં વાકયોમાં 'ચુનીલાલનો' એ છઠ્ઠી વિભક્તિવાળા શબ્દની પહેલાં તેની સાથે સંબંધ રાખનાર ઘોડો' શબ્દ વપરાયેલો છે.

**છઠ્ઠી વિભક્તિનો સંબંધ બે નામો વચ્ચે રહે છે, અને બીજી બધી વિભકિતનો સંબંધ ક્રિયાપદ સાથે રહે છે.**

"છરાતણો છેદ ઉપાય સુઝે" એમાં 'છરા તરા તણો' એટલે 'છરાનો' આમ 'નો' 'ની''નું,' 'નાં' 'ને,' 'બદલે,' 'તણો', 'તણી' 'તણું' 'તણાં,' વગેરે પ્રત્યયો પણ સંબંધ બતાવવાના અર્થમાં લાગે છે.

"પૃથ્વી કેરો રાજીઓ તને શું દુઃખ છે રાજન" એમાં 'પૃથ્વીકેરો' એટલે 'પૃથ્વીનો,' 'કેરો' પ્રત્યય 'નો' ને બદલે લાગેલો છે. 'ચુનીલાલને ગામ' એમાં ચુનીલાલ પદને લાગેલો 'ને' પ્રત્યય 'ગામ' સાથે સંબંધ બતાવનારો છે, માટે 'ને' પ્રત્યય છઠ્ઠી વિભક્તિનો સમજવો.

**છઠ્ઠી વિભક્તિનો અર્થ સંબંધ છે: અને તેના પ્રત્યય- નો, ની, નું, નાં તણો, તણી, તણું, તણા, તણાં, કેરો, કેરી, કેરૂં, કેરા, કેરાં વગેરે છે.**

## સાતમી વિભક્તિ.

'નદીમાં પૂર આવ્યું' 'મગન ઘરમાં છે,' 'ખડીઆમાં સાહી થઇ રહી છે.' આ વાકયોમાં 'નદીમાં' પૂર આવવાની ક્રિયાનું સ્થળ બતાવે છે, 'ઘરમાં' પદ મગનને હોવાનું સ્થળ બતાવે છે, અને 'ખડીઆમાં' પદ સાહી થઇ રહ્યાનું સ્થળ બતાવે છે 'નદીમાં', 'ઘરમાં' અને 'ખડીઆમાં' એ દરેક પદને અંતે 'માં' પ્રત્યય લાગ્યોછે એ પ્રત્યય સાતમી વિભક્તિનો છે. એના વડે ક્રિયાનું સ્થળ નક્કી થાય છે.

'ગયા વર્ષમાં દુકાળ હતો,' '૧૯૧૨ ની સાલમાં કૉલેજનો અભ્યાસ મેં પૂરો કર્યો હતો' એ વાકયોમાં 'વર્ષમાં' અને 'સાલમાં' એ પદો ક્રિયાનો વખત નક્કી કરે છે. આમ સાતમી વિભક્તિ વખત દેખડવાના અર્થમાં પણ વપરાય છે.

'નદીમાં પૂર આવ્યું,' એને સ્થળે પૂર આવ્યું' એમ વપરાય ને 'એ' પ્રત્યય સ્થળ બતાવવામાં વપરાય ત્યારે 'એ' પ્રત્યયવાળા શબ્દની સ્થળ અર્થે સાતમી વિભક્તિ કહેવાય છે તેમજ 'ગયા વર્ષમાં' ને બદલે ગયા વર્ષે એમ 'એ' પ્રત્યય વખત બતાવવા માટે વપરાય ત્યારે તેને વખત અર્થે સાતમી વિભક્તિનો ગણવો.

**સાતમી વિભક્તિના પ્રત્યય 'માં' અને 'એ' છે અને તે સ્થળ અને વખત બતાવવાના અર્થમાં લાગે છે.**

આ ઉપરાંત કોઇને નામ દઇને બોલાવતા હોઈએ ત્યારે પ્રત્યય વગરનું રૂપ વપરાય છે. જેમકે 'હે ઈશ્વર ! અમારૂં રક્ષણ કર.'

હે મૂર્ખ ! તેં આ શું કર્યું ?' 'છોકરાઓ તમે બગીચામાંથી જુદી જુદી વનસ્પતિનાં પાંદડાં તોડી લાવો ' આ વાકયોમાં ' ઈશ્વર ', 'મૂર્ખ' અને 'છોકરાઓ' એ એવાં પ્રત્યય વગરનાં રૂપ છે એ પદોને સંબોધીને દરેકમાં વાત કરવામાં આવી છે માટે તેની **સંબોધન અર્થે પહેલી વિભક્તિ કહેવાય.**

' દરમાંથી સાપ નીકળ્યો ', 'તેઓમાંનાએ આ કાગળ લખ્યો હશે ', 'ઘરમાંનો માણસ હોવો જોઇએ ' આ વાકયોમાં 'દર' 'તેઓ' અને 'ઘર' એ પદોને એકથી વધારે વિભક્તિના પ્રત્યય સામટા લાગ્યા છે. પહેલા વાકયમાં 'સાપ નીકળ્યો એટલે 'દર' અને 'સાપ' નો વિયોગ થયો. બીજા વાકયમાં 'તેઓમાંનાએ' એ પદ 'લખ્યો હશે' ક્રિયાપદનો કર્તા છે તેમજ ત્રીજા વાકયમાં ' ઘરમાંનો માણસ ' એમાં 'ઘર' અને 'માણસ' એ બે શબ્દોનો 'નો' પ્રત્યય વડે સંબંધ થયેલો છે. એમ એકથી વધારે વિભક્તિના પ્રત્યય લાગે છે, ત્યારે છેવટની વિભક્તિનો અર્થ પ્રધાન રહે છે અને પહેલા લાગનારા પ્રત્યયોના અર્થ ગૌણ રહે છે. માટે છેવટે લાગેલી વિભક્તિનો અર્થ અને કયી કયી વિભક્તિઓના પ્રત્યય લાગેલા છે તે કહેવું જોઇએ જેમકે 'દરમાંથી' એની અપાદાન અર્થે સાતમી સાથે પાંચમી, ' તેઓમાંનાએ' કર્તા અર્થે સાતમી અને છઠ્ઠી સાથે ત્રીજી અને 'ઘરમાંનાં' ની સંબંધ અર્થે સાતમી સાથે છઠ્ઠી વિભક્તિ સમજવી.

## ૮ અવ્યયો.

અને, તથા, પણ, પરંતુ, ઝટ, તરત, નક્કી, વાહ, અરે, વગેરે કેટલાક શબ્દો એવા પ્રકારના છે કે જેમને જાતિ, વચન વગેરે કોઇ પણ જાતના પ્રત્યય ન લાગતાં મૂળ સ્વરૂપેજ વપરાય છે. એવા શબ્દોને **અવ્યય (અ—નહિ+વ્યય—ખર્ચ, ફેરફાર) કહેવામાં આવે છે.**

**જે શબ્દના રૂપમાં કોઇ પણ તરેહનો ફેરફાર થતો નથી તેને અવ્યય કહેવામાં આવે છે.**

## ઉભયાન્વયી અવ્યય.

૧ રામચંદ્રને ચૌદ વર્ષ વનવાસ આપો અને મારા ભરતને રાજ આપો.

૨ કૌરવ અને પાંડવો વચ્ચે પાણીપતના મેદાનમાં દારુણ યુદ્ધ થયું.

૩ તું જાય છે પણ તે મળનાર નથી.

૪ શ્રીકૃષ્ણે પાંડવ તરફથી ફક્ત પાંચજ ગામની માગણી કરી, પરંતુ ઉન્મત્ત બનેલા દુર્યોધને તે માગણી સ્વીકારી નહિ

ઉપરનાં વાક્યો તપાસતાં માલમ પડે છે કે પહેલા વાક્યમાં 'અને' અવ્યય બે વાક્યોને જોડે છે, અને બીજા વાક્યમાં 'અને' વડે બે શબ્દો જોડાયા છે. વળી ત્રીજા અને ચોથા વાક્યમાં 'પણ', 'અને' એ અવ્યયો વિરૂદ્ધતા બતાવનારાં બબ્બે વાક્યોને જોડે છે. આમ જે અવ્યયો બે શબ્દ કે બે વાક્યને જોડનારાં છે તેમને ઉભયાન્વયી (ઉભય—બે શબ્દ કે બે વાક્ય+અન્વયી—જોડનારાં) અવ્યય કહેવામાં આવે છે.

અથવા, કે, તથા, તથાપિ, નહિતો, અને, ને, જે, વળી, વા, કિંવા, અગર, પણ, પરંતુ, છતાં, સામું, ઉલટું, કેમકે, વગેરે શબ્દો ઉભયાન્વયી અવ્યય તરીકે વપરાય છે.

## ક્રિયાવિશેષણ અવ્યય.

૧ ચુનીલાલ મોડે ઉંઘે છે.

૨. હું અમદાવાદ જાઉં છું.

૩. મેલ કલાકે ત્રીસ માઇલ ચાલે છે.

૪. સંવત ૧૯૫૬માં મોટો દુકાળ પડયો હતો.

ઉપરનાં વાકયોનું પૃથક્કરણ કરતાં માલમ પડે છે કે 'મેડે ઊંઘે છે', 'અમદાવાદ જાઉં છું', 'કલાકે ત્રીસ માઇલ ચાલે છે' અને 'સંવત ૧૯૫૬માં મોટો દુકાળ પડયો હતો' એ વિધેયપક્ષમાં 'મેડે' અને 'અમદાવાદ' ઊંઘવાની અને જવાની ક્રિયા કયાં થાય છે તે સ્પષ્ટ કરે છે. 'દર કલાકે ત્રીસ માઇલ' એ ચાલવાની ક્રિયાનું માપ બતાવે છે; તેમજ 'સંવત ૧૯૫૬માં' એ દુકાળ પડવાની ક્રિયાનો **સમય** નક્કી કરે છે. આમ ક્રિયાનો વધારો કરનાર શબ્દો વડે—ક્રિયા **કયાં થાય છે, કયારે થાય છે, કેવી રીતે થાય છે,** વગેરે સમજવામાં આવે છે.

ઉપર ક્રિયાના વિશેષણ તરીકે નામના શબ્દો વાપરી બતાવ્યા છે તેવાજ અર્થમાં અવ્યયો પણ વપરાય છે. જેમકે—

૧. ચુનીલાલ ઉપર ઊંઘે છે.

૨. હું ત્યાં જાઉં છું.

૩. મેલ ઉતાવળી ચાલે છે.

૪. અગાઉ દુકાળ પડયો હતો.

આ વાકયોમાં 'ઉપર' અને 'ત્યાં' એ ઊંઘવાની અને જવા-ની ક્રિયાનાં સ્થળ નક્કી કરે છે; 'ઉતાવળી,' ચાલવાની ક્રિયા કેવી રીતે થાય છે તે બતાવે છે, અને તેજ પ્રમાણે 'અગાઉ' ક્રિયાનો સમય નક્કી કરે છે. અહીં ઉપર, ત્યાં, ઉતાવળી અને અગાઉ એ **ક્રિયાવિશેષણ અવ્યયો** છે.

**જે અવ્યયો ક્રિયાના વિશેષણ તરીકે વપરાય છે તેમને ક્રિયાવિશેષણ અવ્યય કહેવામાં આવે છે.**

## ક્રિયાવિશેષણ અવ્યયના પ્રકાર.

### ૧. વખત દેખાડનાર.

ક્યારે, ત્યારે, જ્યારે, અત્યારે, હમણાં, એટલામાં, પછી, પાછળથી, અગાઉ, પૂર્વે, પહેલાં, ઝટપટ, નિત્ય, હમેશ, દરરોજ, પ્રતિદિન, પહોર, વળી, ઓણ, વગેરે.

### ૨. ઠેકાણું બતાવનાર.

અહીં, તહીં, પણે, આગળ, પાછળ, આમ, તેમ, જ્યાં, ત્યાં, ક્યાં, કહીં, તળે, ઉપર, નીચે, દૂર, બહાર, માંહે, મધ્યે, સાથે, હેઠળ, વગેરે.

### ૩. રીત બતાવનાર.

આમ, એમ, કેમ, તેમ, જેમ, હળવે, ધીમે, આસ્તે, ધીમેધીમે, તડાતડ, જલદી વગેરે.

### ૪. નિશ્ચય બતાવનાર.

જ, નક્કી, ખચીત, અચૂક, ખરેખર, અવસ્ય, જરૂર, મુકરર, વગેરે.

### ૫. નિષેધ બતાવનાર.

ન, નહિ, ના, નવ, મા, વગેરે.

### ૬. કારણ બતાવનાર.

માટે, તેથી, જેથી, શામાટે, શાવાસ્તે, શાથી, વગેરે,

### ૭. તૃપ્તિ બતાવનાર.

બસ, એટલું, બરાબર, અસ્તુ.

આ ઉપરાંત ઉપયોગ ઉપર આધાર રાખીને બીજા પણ કેટ-

લાક પ્રકાર ગણવામાં આવે છે. જેમકે—સ્વીકારવાચક ( હા, હાવે, ભલે, વગેરે. ); સંશયવાચક ( કદાચ, કદાચિત્, કદાપિ, કવચિત્, વગેરે ); વગેરે.

સામાન્ય રીતે અવ્યયના સ્વરૂપમાં ફેરફાર થતા નથી તાપણુ અપવાદ તરીકે કેટલાંક ક્રિયાવિશેષણ અવ્યયા વિકાર પામી શકેછે. જેમકે—

છાકરા **ધીમા** ચાલ્યા, છાકરા **ધીમા** ચાલ્યા, છાકરી **ધીમી** ચાલી, છાકરૂં **ધીમું** ચાલ્યું, છાકરાં **ધીમાં** ચાલ્યાં; અહીં ધીમા, ધીમા, ધીમી, ધીમું, ધીમાં, અપવાદ તરીકેજ જાતિ અને વચન પ્રમાણે વિકાર પામેલાં સમજવાં. તેમજ તે **ધીમેથી** બાલ્યા, એટલામાં તા તે બાલી ઉઠયા; એમાં 'ધીમેથી' અને 'એટલામાં' એ ક્રિયાવિશેષણ અવ્યયના શબ્દા અપવાદ તરીકે વિભકત્યન્ત છે.

## નામયાગી અવ્યય.

' તે છાપરા ઉપર ચઢયા ' ' તે મારી અગાઉ આવ્યા હતા,' ચુનીલાલને માટે ટાપી આણા ' એમાં પહેલા વાકયમાં 'છાપરા ઉપર' એ શબ્દસમૂહ ચઢવાની ક્રિયાનું સ્થળ બતાવે છે; બીજા વાકયમાં ' મારી અગાઉ ' એ શબ્દસમૂહ આવવાની ક્રિયાના વખત બતાવે છે. પૃથક્કરણ કરતાં જણાય છે કે એ શબ્દસમૂહા વિધેયવર્ધક તરીકે વપરાયલા છે.

' છાપરા ઉપર હતા' અને 'વરઘાડા ઘર પાછળ છે.' એમાં 'છાપરા ઉપર' અને 'ઘર પાછળ' શબ્દસમૂહા 'હતા' અને 'છે' અપૂર્ણ વિધેયવાચક ક્રિયાપદના ક્રિયાપૂરક છે.

એ શબ્દસમૂહામાં ઉપર અગાઉ, માટે, ઉપર, અને પાછળ, એ ક્રિયાવિશેષણ અવ્યયનાં પદા તેની અગાઉના નામ કે સર્વના-

**મની સાથે જોડાયલાં છે. આવી રીતે નામની સાથે જોડાઇ રહે-નારાં અવ્યયોને નામયોગી કહેવામાં આવે છે.**

ઉપર વાપરી બતાવેલાં નામયોગી અવ્યય તપાસતાં માલમ પડે છે કે નામયોગીથી બનેલો શબ્દસમૂહ વિધેયવર્ધક અથવા ક્રિયાપૂરક તરીકે આવે છે. વળી નામયોગી અવ્યયની અગાઉના નામ અથવા નામની જગાએ વપરાએલા અન્ય પદને છટ્ઠી વિભક્તિનો પ્રત્યય લાગેલો હોય છે અથવા એ પ્રત્યય અધ્યાહાર હોય છે.

'તે પાછળ પડયો' અને 'તે ઘર પાછળ ઉભો છે' એમાં પહેલા વાકયમાં 'પાછળ' ક્રિયાવિશેષણ અવ્યય અને બીજા વાકયમાં 'પાછળ' નામયોગી અવ્યય છે. આમ ક્રિયાવિશેણ અવ્યય જ્યારે કોઈ નામ સાથે જોડાયલું હોય ત્યારે નામયોગી અને એકલું વપ-રાય ત્યારે ક્રિયાવિશેષણ અવ્યય કહેવામાં આવે છે.

'ત્યાં સુધી', 'જ્યાં સુધી', 'અત્યાર સુધી', 'હવે પછી' આ પ્રમાણે ક્રિયાવિશેષણ અવ્યય અને નામયોગી સાથે મળીને સામટું ક્રિયાવિશેષણ તરીકે વપરાય છે.

## કેવળપ્રયોગી અવ્યય.

૧. અહા ! શું સુંદર પક્ષી !

૨ અરે ! સીતા દેવીને શું થયું ?

૩. હાય હાય ! દૈવનો એ વજ્રપાત શો !

૪. અધધ ! આવડો મોટો નાગ !

૫, બાપરે ! આપણાથી ઘરમાં કેમ જવાશે ?

૬. વાહ ! શી એની વાકપટુતા. !

૭. હરિ હરિ ! એ શું બોલ્યા ?

ઉગરનાં વાક્યોમાં અહા, અરે, હાય હાય, અધધ, બાપરે, વાહ, હરિ હરિ, એ પદોનો વાક્યમાં બીજાં પદો સાથે કોઈ તરેહનો સંબંધ નથી એવાં પદોને કેવળપ્રયોગી (**કેવળ–ફક્ત પ્રયોગી–વપરાનારાં–કોઇપણ તરેહના સંબંધ વગર વપરાનારાં**) **અવ્યય કહેવામાં આવે છે.**

હર્ષ, શોક, ગભરાટ, નવાઇ, તિરસ્કાર વગેરે મનોવિકાર દર્શાવવા માટે કેવળપ્રયોગી અવ્યયોનો ઉપયોગ થાય છે. જેમકે—અહા, હાશ, અં, અરે, અરેરે ઓય, હાયહાય, વાહ, વાહવાહ, વાહરેવાહ, અધધ, ઓહોહો, થુઃ, છટ્, ધિક્, ફટ્, હત, ભલે, ધન્ય, ધન્યધન્ય, ખરેખર, ચુપ, જો, પોઇસ, બસે, હે, ઓ, ભલે, સાબાશ, વારૂ, હાઉ, હાં, જય જય, બરાબર વગેરે.

કોઇવાર શોક, દુઃખ આદિ મનોવિકાર થઇ આવવાથી નામ, ક્રિયાપદ વગેરે પણ એવી રીતે બોલાઇ જાય છે. જેમકે—

નામ—રામ રામ, શિવ શિવ, હરિ હરિ, બાપરે, ભાઇરે, અરે બાપ, નસીબ, કીસ્મત, ભોગ, મોકાણ.

વિશેષણ—શું, બેશ, ઠીક, ખબરદાર, બેવકુફ.

ક્રિયાપદ—જો, જોજે, જાણ્યું, છો રહ્યું, સમજ, રો, મેર વગેરે.

કેટલીક વખત એમ મનોવિકાર દર્શાવતાં આખાં વાક્યો બોલાઇ જાય છે; એવે સ્થળે આખા વાક્યને કેવળપ્રયોગી કરવાની જરૂર નથી.

## ૯. મૂળ અને સાધિત ધાતુઓ.

'તે લખે છે', 'ચીમન ચણા ખાય છે' એ વાક્યમાં લખવાની અને ખાવાની ક્રિયા કર્તા જાતે કરે છે; પરંતુ 'તે લખાવે છે', 'ચીમન ખવરાવે છે' એમાં ખાવાની ક્રિયા કરનાર કર્તા નથી,

પણ ક્રિયા કરવા માટે બીજાને પ્રેરણા કરે છે, એવો અર્થ સમાએલો છે. 'લખે છે' અને 'ખાય છે' એ ક્રિયાપદો મૂળરૂપમાં છે, અને લખાવે છે, ખવરાવે છે એ ક્રિયાપદો પ્રેરક કે પ્રયોજ્ય છે. એજ પ્રમાણે બેસ, રડ, નાખ, દોડ, એ મૂળ ધાતુઓ અને બેસાડ, રડાવ, નંખાવ, દોડાવ, એ મૂળ ધાતુ ઉપર 'આવ' કે 'આડ' પ્રત્યય લાગીને સાધિત થએલા ધાતુઓ છે. 'મેં નંગ બેસાડાવ્યું' એ નંગ જાતે બેઠું નથી, મેં બેસાડયું નથી, પણ ત્રીજાજ પાસે (સોની પાસે) બેસાડાવ્યું છે. એ અને એવાં બીજાં લખાવરાવ્યું, ખવરાવરાવ્યું વગેરે દ્વિત્વ (બેવડાયલાં) પ્રેરકરૂપો છે.

જવાય છે, લખાય છે, બેસાય છે, વગેરે ક્રિયાપદોમાં મૂળ ધાતુને 'આય' પ્રત્યય લાગેલો હોય છે. એવાં રૂપ વપરાય છે ત્યારે ક્રિયાનો ભાર કર્મ ઉપર આવે છે. અર્થાત્ એ રૂપોને સાધ્યરૂપ કહેવામાં આવે છે.

## નીચેનાં વાકયોમાં ધાતુનાં રૂપ તપાસો.

૧. ધાર્મિક ભાવનાવાળો માણસ હંમેશ નીતિમાન **હોય છે.** (મૂળ.)
૨. બધા માણસો વિદ્વાન **થઈ શકે** નહિ, પરંતુ ચાહે તો નીતિમાન થઇ શકે. (મૂળ.)
૩. ગુજરાતમાં હાલ નાનાલાલ, નરસિંહરાવ, લલિત, કાન્ત વગેરે મોટા કવિઓ ગણાય છે. (સાધ્ય.)
૪. કડીઆ પાસે ભીંત પડાવાઈ. (દ્વિત્વ પ્રેરક.)
૫. હરદ્વાર દુનીઆનું સ્વર્ગ ગણાય છે. (સાધ્ય.)
૬. મેં કાગળ લખાવ્યો. (પ્રેરક.)

---

## ૧૦. પદચ્છેદના નમુના.

૧. **"કાળિદાસની ઉપમાથી રાજા છક થઇ ગયો".**

'કાળિદાસની' વિશેષનામ, નરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

'ઉપમાથી' ભાવવાચકનામ, નારીજાતિ, કારણાર્થે પાંચમીનું એક વચન.

'ઉપમાથી' ભાવવાચક નામ, નારી જાતિ, કારણાર્થે પાંચમીનું એકવચન.

'રાજા' વિશેષનામ, નર જાતિ, નિર્દેશાર્થે પહેલીનું એક વચન.

(અહીં 'રાજા' પદ 'ભોજ'નું બોધક હોવાથી વિશેષ નામ કરવું જોઈએ.)

'છક' રીત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય ('થઇ ગયો'નું ક્રિયાપૂરક.)

'થઈ ગયો' 'થા' અને 'જા' ધાતુનું સંયુક્ત અકર્મક ક્રિયાપદ, મૂળ-રૂપ, ભૂતકાળ, કર્તા રાજા.

૨. **ચીમનને ચુનીલાલે એક સુંદર ચિત્ર બતાવ્યું.**

'ચીમનને' વિશેષનામ, નરજાતિ, સંપ્રદાનાર્થે ચોથીનું એકવચન.

'ચુનીલાલે' વિશેષનામ, નરજાતિ, કર્તા અર્થે ત્રીજીનું એકવચન.

'એક' સંખ્યાવાચક વિશેષણ, વિશેષ્ય 'ચિત્ર.'

'સુંદર' ગુણવાચક વિશેષણ, વિશેષ્ય 'ચિત્ર.'

'ચિત્ર' ભાવવાચક નામ, નાન્યતરજાતિ કર્માર્થે બીજીનું એકવચન.

'બતાવ્યું' સકર્મક ક્રિયાપદ, 'બતાવ' ધાતું, મૂળરૂપ, ભૂતકાળ, કર્તા 'ચુનીલાલે,' કર્મ 'ચિત્ર'.

૩. **શું ! એમ કહેવાય કે?**

'શું' કેવળપ્રયોગી અવ્યય.

'એમ' ક્રિયાવિશેષણ અવ્યય, 'કરાય' ક્રિયાપદનું રીતદર્શક.

'કરાય' સકર્મક ક્રિયાપદ, 'કર' ધાતુ, સહ્યરૂપ, વર્તમાનકાળ, કર્તા અધ્યાહાર, કર્મ અધ્યાહાર. (કંઇ કરવાનું.) 'કે' અવ્યય.

૪. **મગન ઘણો તોફાની છે.**

'મગન' વિશેષનામ, નરજાત, નિર્દેશાર્થે પહેલીનું એકવચન.

'ઘણો' વિધિવિશેષણનું વિશેષણ, વિશેષ્ય 'તોફાની'.

'તોફાની' 'વિધિવિશેષણ. ('વિધેય'નો પેટાભાગ હોવાથી.)

'છે' અકર્મક ક્રિયાપદ, 'છ' ધાતુ, મૂળરૂપ, વર્તમાનકાળ, કર્તા મગન.

૫. **એ ઇશ્વરી આજ્ઞા છે.**

'એ' દર્શક વિશેષણ, વિશેષ્ય 'આજ્ઞા'.

'ઇશ્વરી' ગુણવાચક વિશેષણ, વિશેષ્ય આજ્ઞા.

---

# ઈતિહાસ.

પ્ર૦ હિંદના પ્રાચીન ઇતિહાસનું ટૂંક વર્ણન કરો.

ઉ૦ હિંદમાં પ્રથમ અનાર્ય લોક રહેતા, તેઓ જંગલી અવસ્થામાં હતા. તેમની પછી મધ્ય એશિઆમાંથી આર્ય પ્રજા આવી, તેણે અનાર્યો પાસેથી મુલક કબજે કરી જંગલો વગેરે કાપી નાખી-જમીન વસવાને લાયક તથા ખેતીના ઉપયોગમાં આવે તેવી બનાવી. આ નવી પ્રજા સુધરેલી હોવાથી વિદ્યા, કળા અને હુન્નર વિજ્ઞાનમાં આગળ વધી. વળી કામની વહેંચણી કરી યોગ્યતા

પ્રમાણે ચાર જ્ઞાતિ બાંધી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર. તેમાં (૧) બ્રાહ્મણોએ વિદ્યાજ્ઞાન મેળવી બીજી કોમને વિદ્યા આપી હોંશીયાર બનાવવાનું તથા ધર્મક્રિયા કરાવવાનું કામ પોતાને માથે રાખ્યું. (૨) ક્ષત્રિય. જેઓ શરીરે બળવાન અને લડવૈયા હતા તેમણે દુશ્મનોથી દેશનું તથા પ્રજાનું રક્ષણ કરવાનું અને બંદોબસ્ત રાખવાનું કામ માથે લીધું. (૩) વૈશ્ય. ખેતી, વેપાર વગેરેથી દ્રવ્યોપાર્જન કરી સર્વનું ભરણપોષણ કરવાનું માથે રાખ્યું. (૪) શુદ્ર. જીતાયલા અને તાબે થએલા અનાર્યોની આ ચોથી જ્ઞાતિ થઈ, તેમને ઉપરની ત્રણે જ્ઞાતિની સેવાચાકરીનું કામ સોંપવામાં આવ્યું. બ્રાહ્મણોએ પોતાની હોશિઆરીથી સર્વ જ્ઞાતિઓમાં શ્રેષ્ઠપણું મેળવી વેદ, ગીતા, ઉપનિષદ, બ્રાહ્મણગ્રંથો વગેરે ધર્મગ્રંથો લખ્યા, તથા રાજા અને પ્રજાએ કેવી રીતે વર્તન રાખવું તે સંબંધી કાયદા બાંધ્યા. ક્ષત્રિઓએ પોતાની ફરજ ઉત્તમ પ્રકારે બજાવી પ્રજાનો સારી રીતે પ્રેમ મેળવ્યો. તે સમયમાં રામ, હરિશ્ચંદ્ર, જનક, યુધિષ્ઠિર, નળ, શ્રીકૃષ્ણ, ચંદ્રગુપ્ત, અશોક, શિલાદિત્ય, વિક્રમ, ભોજ વગેરે રાજાઓએ સારી રીતે રાજ્ય ચલાવી પ્રજાને સંપૂર્ણ સુખ આપ્યું જેથી હજુ પણ પ્રજા તેમનાં યશોગાન કરે છે, પણ આગળ જતાં રજપૂત રાજાઓના માંહોમાંહેના કુસંપને લીધે ઇ. સ. ૧૧૯૩માં પાણીપતના મેદાનમાં પૃથ્વીરાજચોહાણને હરાવી મુસલમાનોના સરદાર શાહબુદ્દીનગોરીએ દિલ્હીનું રાજ્ય લઇ લીધું, અને દિલ્હીનો કારભાર કુતુબુદ્દીન નામના સરદારને સોંપ્યો, પણ તે ઇ. સ. ૧૨૦૬માં મરણ પામ્યો એટલે કુતુબુદ્દીન સ્વતંત્ર થયો અને મુસલમાની રાજ્યની હિંદમાં સ્થાપના કરી,

પ્ર૦ દિલ્હીની ગાદીએ કયા કયા પઠાણ વંશ થયા ?

ઉ૦ ગુલામવંશ, ખીલજીવંશ, તઘલખવંશ, સૈયદવંશ અને લોદી વંશ.

પ્ર૦ ગુલામવંશની જાણવાલાયક ટૂંક હકીકત કહો.

ઉ૦ આ વંશમાં કુતુબુદ્દીન, અલ્તમશ, નાસીરૂદ્દીન, ગ્યાસુદ્દીન અને કૈકુબાદ બાદશાહ થયા. કુતુબુદ્દીને દિલ્હી પાસે કુતુબમિનારો બંધાવ્યો. છેલ્લા બાદશાહ કૈકુબાદને જલાલુદ્દીને મારી આ વંશની આખર આણી. આ વંશ ઇ. સ. ૧૨૦૬થી ઇ. સ. ૧૨૯૦ સુધી ચાલ્યો.

પ્ર૦ ખીલજીવંશની જાણવા લાયક ટુંક હકીકત કહો.

ઉ૦ જલાલુદ્દીન, અલ્લાઉદ્દીનખુની, મુબારક અને ખુશરૂ ઢેડ એટલા બાદશાહ થયા. આ વંશના દરેક બાદશાહે રાજ્યલોભથી એકબીજાને મારી રાજ્ય લીધું. અલ્લાઉદ્દીન બાદશાહે હિંદુ પ્રજાને ઘણું દુઃખ દીધું. છેલ્લો બાદશાહ ખુશરૂ ઢેડ જાતિનો હતો તે વટલીને રાજ્યલોભથી મુસલમાન થયો હતો. પણ તે અંતઃકરણથી મુસલમાનોને ધિક્કારતો હતો. તેથી તેણે મુસલમાની ધર્મનું અપમાન કર્યું. આથી પંજાબના સુબા ગાજીખાંએ ખુશરૂને મારી ખીલજીવંશની આખર આણી. આ વંશ ઇ. સ. ૧૨૯૦થી ૧૩૨૦ સુધી ચાલ્યો.

પ્ર૦ તઘલખવંશની ટૂંક હકીકત કહો.

ઉ૦ આ વંશમાં ગાજીખાં (ગ્યાસુદ્દીન), મહમદગાંડો, ફીરોજશાહ, મહમદબીજો વગેરે બાદશાહ થયા. મહમદગાંડો વિદ્વાન હોવા છતાં પોતાની અક્કલ સીધે રસ્તે વાપરી શકયો નહિ, તેથી તે ગાંડો કહેવાયો. તેના વખતમાં ૧૩૪૭માં બ્રાહ્મણી રાજ્યની સ્થાપના થઇ. તેના જુલમથી પ્રજાને ઘણું દુઃખ વેઠવું પડયું. ફીરોજશા-

હના વખતમાં તેની ઉમદા રાજ્યનીતિને લીધે પ્રજા ઘણી સુખી થઈ. તેથી સર્વ પઠાણ રાજાઓમાં ફીરોજશાહ ઘણો સારો બાદશાહ કહેવાયો. બીજા મહમદના વખતમાં ઇ. સ. ૧૩૯૮માં મોગલ બાદશાહ તૈમુર ચઢી આવ્યો. તેણે ગામ લુટયાં, બાળ્યાં અને પ્રજાની કતલ કરી વાવાઝોડાની માફક તોફાન કરી ચાલ્યો ગયો. આ વંશ ઇ. સ. ૧૩૨૫થી ઇ. સ. ૧૪૧૨ સુધી ચાલ્યો. છેલ્લા બાદશા પાસેથી ઇ. સ. ૧૪૧૪માં ખીજરખાં સૈયદે રાજ્ય લીધું.

પ્ર૦ સૈયદવંશની જાણુવાલાયક હકીકત કહો.

ઉ૦ આ વંશમાં ખીજરખાં, મુબારક અને અલ્લાઉદ્દીન નામના બાદશાહ થયા. છેલ્લા બાદશાહ અલ્લાઉદ્દીનનું રાજ્ય દિલ્હી નજદીક આવી જવાથી બહીલોલખાં લોદીને સોંપી બુદાયુનમાં રહેવા ગયો. આ વંશ ઇ. સ. ૧૪૧૪થી ઇ. સ. ૧૪૫૦ સુધી ચાલ્યો.

પ્ર૦ લોદીવંશની જાણુવા લાયક હકીકતનું વર્ણન કરો.

ઉ૦ બહીલોલખાંએ હોશિઆરીથી રાજ્ય વધાર્યું. તેની પછી તેનો દીકરો સિકંદર બાદશાહ થયો તેણે હિંદુ પ્રજાને દુઃખ દેવાથી ધર્માંધ કહેવાયો. તેના વખતમાં આગ્રામાં ગાદી થઇ, કબીરપંથ નીકળ્યો, અને પોર્ટુગીઝો હિંદમાં આવ્યા. તેના મરણ પછી ઇબ્રાહીમ બાદશાહ થયો તે અવિચારી અને ઉતાવળીઓ હતો, તેથી તેના સરદારો નાખુશ થયા, અને પંજાબના સુબો દોલતખાં લોદી કાબુલથી મોગલ બાદશાહ બાબરને હિંદ જીતવા ઇ. સ. ૧૫૨૬ માં તેડી લાવ્યો તેણે પાણીપતના મેદાનમાં હરાવ્યો, અને લોદી વંશની આખર આણી મોગલવંશની સ્થાપના કરી.

૧૦ મોગલવંશ સ્થાપન થતાં પહેલાં હિંદમાં કયાં જાણુવાલાયક રાજ્ય હતાં?

ઉ૦ બ્રાહ્મણી, ચેરા, ચોલા, પાંડ્ય, વિજયનગર, બંગાળા, માળવા, ગુજરાત, જુવાનપુર, સિંધ, કાસ્મીર અને રજપૂતસંસ્થાન. (મેવાડ, જોધપુર, જયપુર).

**પ્ર૦** ઉપરનાં રાજ્યોનું જાણવા લાયક ટુંક વર્ણન કરો.

ઉ૦ **બ્રાહ્મણીરાજ્ય** ઈ. સ. ૧૩૪૭માં હસનગંગુએ વરંગુળમાં સ્થાપન કર્યું. તેના કુસંપને લીધે પાંચ ફાંટા પડયા (૧) **આદિલશાહી** ૧૪૮૯ માં સ્થાપન થઇ ૧૬૬૮ માં ઔરંગજેબે જીત્યું (૨) **કુતુબશાહી** ૧૫૧૨ માં સ્થાપન થયું તે ઇ. સ. ૧૬૮૮ માં ઔરંગજેબે જીત્યું. (૩) **નિજામશાહી** ૧૪૯૦ માં સ્થાપન થયું તે ૧૫૭૨ માં જોડાઇ ગયું. (૪) **ઇમાદશાહી.** (૫) **બરીદશાહી** ૧૪૯૮ માં સ્થાપન થયું અને ઇ. સ. ૧૬૫૭ માં ઔરંગજેબે જીત્યું. **ચેરારાજ્ય.** ઇ. સ. ૨૮૮ માં સ્થાપન થયું તેની રાજધાની તાલકંદમાં હતી. તે ઇ. સ. ૯૦૦ સુધી ચાલ્યું. **ચોલારાજ્ય** ઇ. સ. પૂ. ૩૫૦ માં સ્થાપન થયું તેની રાજધાની તાંજોરમાં હતી તે ઈ. સ. ૧૪ મા સૈકામાં પડી ભાગ્યું. **પાંડ્ય-રાજ્ય.** ઇ. સ. પૂ. સાતમા સૈકામાં સ્થાપન થયું. તેની રાજધાની મધુરામાં હતી. મલેકકાફુરે ઇ. સ. ૧૩૦૪ માં જીત્યું પણ ફરીથી સ્વતંત્ર થયું, તે ઇ. સ. ૧૮ મા સૈકામાં અંત આવ્યો. **વિજયનગર** ઇ. સ. ૧૧૧૮ માં સ્થાપન થયું તેની રાજધાની વિજયનગરમાં હતી તેનો ઇ. સ. ૧૫૬૫ માં તાલીકોટના સંગ્રામમાં મુસલમાનોએ હરાવી આખર આણી. **બંગાળો** ૧૩૪૦ માં સ્થાપન થયું, એની રાજધાની ગૌડમાં હતી. આ રાજ્ય ફકરૂદ્દીને સ્થાપ્યું તે ૧૫૭૬ માં દાઉદે જીત્યું. **ગુજરાત.**

જાફરખાંએ ઈ. સ. ૧૩૦૩ માં સ્થાપ્યું અને ૧૫૭૩ માં ત્રીજા મુજફ્ફર પાસેથી અકબરે જીત્યું. **માળવા** દિલાવરખાં ગોરીએ ઇ. સ. ૧૪૦૧ માં ધારમાં સ્થાપ્યું, તે ઈ. સ ૧૫૩૧ માં બહાદુરશાહે જીત્યું. **જુવાનપુર** ખાંજહાં લોદીએ ઇ. સ. ૧૩૭૩ માં સ્થાપ્યું. તે બહીલોલખાંએ ઇ. સ. ૧૪૭૮ માં જીત્યું. **સિંધ** એમાં સુમા રજપુતનું રાજ્ય હતું. તે ઇ. સ. ૧૫૯૨ માં અકબરના સરદાર ટોડરમલે જીત્યું. **કાશ્મીર** એમાં સેન્નદેવનું રાજ્ય હતું તે ઈ. સ. ૧૫૯૨ માં ટોડરમલે જીત્યું.

## મોગલ વંશ.

પંદરસો છવીની સાલ, આણ્યો લોદી વંશનો કાળ;
પાણીપત સંગ્રામ કર્યો, લોદી ઇબ્રાહીમને હણ્યો.
**બાબર** બહાદુરે ગાદી લીધી, મોગલ રાજ્યની સ્થાપના કીધી;
સીકરી મેદાને ઝટ સીધાવ્યો, સંગ શૂરાને પાછો હઠાવ્યો.
રાજ્ય **હુમાયુને** દીધું, તેણે ભાગે પડતું લીધું;
પણ શૂરા શેરખાંએ હરાવ્યો, ખોઇ ગાદી ઇરાન સીધાવ્યો.
મદદ માટે સીયા પંથ ધાર્યો, લાવી મદદ આદીલી(ને) માર્યો;
પછી **મહાન અકબર** થયો, ન્યાયનીતિથી સારો કહેવાયો.
પછી મોજીલો **જહાંગીરશાહ**, વળતી **શાહજહાં** બન્યો બાદશાહ;
મયુરાસન તાજ બંધાવી, અખે કીર્તિ જગમાં જમાવી.
થયો બાદશાહ **ઔરંગજેબ**, કરી દીધું કુટુંબને ગેબ;
કેદ કીધો પોતાનો બાપ, રાજ્ય લોભથી લીધું પાપ.
હિંદુ ઉપર જુલમ કીધો, બદલો રજપુત મરેઠાએ લીધો;
**બહાદુર**, **જહાંદાર**, **ફરોકશીર**, થયા નામના શાહ તે વીર.

પછી **મહમદ રંગીલો** થયો, તેને નાદિરશાહે નમાવ્યો,
નિમકહરામ થયા વજીરો, તેથી ખોયું આસન ને હીરો.
**અહમશાહ, આલમગીર, શાહઆલમ** ને **અકબર** વીર,
છેલો **મહમદ બહાદુરશાહ,** બળવામાં ખોયો અધિકાર.

## વંશાવળી.

| | | | |
|---|---|---|---|
| બાબર. | ૧૫૨૬–૧૫૩૦—૪ | જહાંદારશાહ. | ૧૭૧૨–૧૭૧૩—૧ |
| હુમાયુ. | ૧૫૩૦–૧૫૫૬–૨૬ | ફરોકશીર. | ૧૭૧૩–૧૭૧૯—૬ |
| અકબર. | ૧૫૫૬–૧૬૦૫–૪૯ | મહમદશાહ. | ૧૭૧૯–૧૭૪૮–૨૯ |
| જહાંગીર. | ૧૬૦૫–૧૬૨૭–૨૨ | અહમદશાહ. | ૧૭૪૮–૧૭૫૪—૬ |
| શાહજહાં | ૧૬૨૭–૧૬૫૮–૩૧ | શાહઆલમ. | ૧૭૫૯–૧૮૦૬–૪૭ |
| ઔરંગજેબ | ૧૬૫૮–૧૭૦૭–૪૯ | અકબર (૨) | ૧૮૦૬–૧૮૩૭–૩૧ |
| બહાદુરશાહ. | ૧૭૦૭–૧૭૧૨—૫ | મહ.બહાદુરશા. | ૧૮૩૭–૧૮૫૮–૨૧ |

## (૧) બાબર ઈ. સ. ૧૫૨૬–૧૫૩૦.

**પ્ર૦** બાબરની જાણુવા લાયક હકીકત કહો.

**ઉ૦** તે ઇ. સ. ૧૪૮૨માં તાસ્કંદ શહેરમાં જન્મ્યો હતો. તેને બાર વર્ષની ઉમ્મરે ગાદી મળી. પણુ ઉસ્બેડા લોકોએ બંડ કરી તેને ગાદીએથી ઉઠાડી મુકયો, તેથી કંટાળીને ઈ. સ. ૧૫૦૪માં કાબુલમાં ગાદી કરી રાજ્ય કરવા લાગ્યો. તેને હિંદમાં રાજ્ય સ્થાપવાની ઇચ્છા હતી, અને તે હિંદપર સ્વારી કરવાની તૈયારી કરતો હતો તેવામાં પંજાબના સુબા દોલતખાંના તેડાવ્યાથી આવ્યો, અને પાણીપતના મેદાનમાં ઇબ્રાહીમ લોદીને હરાવી દિલ્હીનું રાજ્ય જીતી લીધું.

**પ્ર૦** બાબરને ચિતોડના રાણાસંગ સાથે શા માટે લડાઇ થઇ?

ઉ૦ સંગરાણાની એવી ધારણા હતી કે જંઘીસખાં અને તૈમુરની માફક બાબર લૂંટફાટ કરી પાછો ચાલ્યો જશે, અને દિલ્હીનો બાદશાહ નબળો પડશે, એટલે હું તેનાપર સ્વારી કરી ગાદી લઇશ, પણ બાબરે તો અહીંજ ગાદી સ્થાપી. તેથી મેવાડના સુબા હસનખાં તથા બીજા રજપુત રાજાઓની મદદ લઇ બાબર સામે ઇ. સ. ૧૫૨૭માં ફતેપુરસીકરીના મેદાનમાં લડાઇ જોડી.

પ્ર૦ એ લડાઇનું શું પરિણામ આવ્યું ?

ઉ૦ આ લડાઈમાં સંગરાણાનું લશ્કર ઘણી બહાદુરીથી લડી મોગલોને હરાવવાની તૈયારીમાં હતું તેવામાં સંગરાણાના પક્ષમાંનો મેદનીરાય વિશ્વાસઘાત કરી બાબરને મળી ગયો તેથી હિંદી સૈન્ય હાર્યું. આ લડાઇમાં વિજય મળે તો દારૂ ન પીવો એવી બાબરે પ્રતિજ્ઞા લીધી હતી તેથી તેણે પોતાના વાપર માટે આણેલો દારૂ મીઠું નાખી નકામો બનાવ્યો, તથા તે પીવાને માટે વપરાતાં સોનારૂપાનાં વાસણો તથા હીરાજડીત જામ અમીર ઉમરાવોને આપી દીધાં. ત્યાર પછી બાબરે કોઇ દિવસ દારૂ પીધો નહિ.

પ્ર૦ સંગરાણાના શારીરિક દેખાવનું વર્ણન કરો.

ઉ૦ સંગરાણો એક હાથે ઠુંઠો, એક પગે લંગડો અને એક આંખે કાણો હતો. તેમજ તેના શરીર ઉપર તરવાર તથા ભાલાના મળી ૮૦ ઝખમો ગણી શકાય તેવા હતા. તે લડવામાં ઘણો બહાદુર હતો.

પ્ર૦ ચંદેરીની લડાઈ વિષે શું જાણોછો ?

ઉ૦ ઈ. સ. ૧૫૨૮માં ચંદેરી ઉપર સ્વારી કરી. ત્યાંનો રાજા મેદનીરાય અને બીજા રજપુતો બહાદુરીથી લડયા, પણ તેઓ હાર્યા.

પ્ર૦ બાબરના મરણ વિષે શું જાણો છો?

ઉ૦ બાબરનો મોટો પુત્ર હુમાયુ માંદો પડયો, અને જ્યારે બચવાની આશા ન રહી, ત્યારે તેના મુલ્લાંએ બાબરને કહ્યું, કે તમારી પાસે જે મણિ છે તે ખુદાને અર્પણ કરો તો હુમાયુને આરામ થાય; તે વખતે બાબરે કહ્યું કે મણિ કરતાં મારો જીવ મને વધારે વહાલો છે. એમ કહી હુમાયુના ખાટલાની પ્રદક્ષિણા કરી, ખુદાની બંદગી કરી હુમાયુનો રોગ પોતે માગી લીધો. ત્યારથી હુમાયુ ધીમે ધીમે સાજો થયો, અને બાબર માંદો પડયો. છેવટે ઇ. સ. ૧૫૩૦માં મરણ પામ્યો.

પ્ર૦ બાબરના ગુણ દોષ કહો.

ઉ૦ સંકટમાં ધીરજવાન, લડવામાં બહાદુર અને વિદ્વાન હતો.

પ્ર૦ બાબરના પુત્ર ગણાવો.

ઉ૦ (૧) હુમાયુ, (૨) કામરાન, (૩) હિંદાલ, (૪) મીરજાશ્કરી.

## હુમાયુ ઈ. સ. ૧૫૩૦–૧૫૫૬.

પ્ર૦ હુમાયુના વખતના જાણવા લાયક બનાવ કહો.

ઉ૦ (૧) ભાઇઓ સાથે રાજ્યની વહેંચણી (૨) ગુજરાતના બહાદુરશાહ સાથે લડાઇ. (૩) શિરશાહથી હારી ઇરાન જવું. (૪) આદિલશાહને હરાવી ફરીથી રાજ્ય પ્રાપ્તિ (૫) મરણ.

પ્ર૦ હુમાયુએ ગાદીએ બેસી રાજ્યની કેવી વ્યવસ્થા કરી?

ઉ૦ પોતાના બાપના કહેવા મુજબ પોતાના ભાઇઓને ભાગે પડતું રાજ્ય આપી દિલ્હી અને આગ્રાની આજુબાજુનો મુલક પોતે લઇ રાજ્ય ચલાવવા લાગ્યો.

પ્ર૦ હુમાયુને ગુજરાતના બહાદુરશાહ સાથે શામાટે લડાઈ થઈ?

ઉ૦ ચિતોડના રાણા સંગના મરણ પછી તેની વિધવા સ્ત્રી કરણાવતી

બાળકુંવરની વતી રાજકારભાર ચલવતી હતી. તેના ઉપર બહાદુરશાહે સ્વારી કરી, તેથી કરણાવતીએ હુમાયુને ભાઇ તરીકે ગણી મદદ માગી. આથી હુમાયુ લશ્કર લઇને તેની મદદે ગયો, અને બહાદુરશાહને ઈ. સ. ૧૫૩૫માં મંદેસર આગળ હરાવી ચાંપાનેર જીતી લીધું. બહાદુરશાહ નાશીને પોર્ટુગીઝોને આશ્રમે ગયો ત્યાં તેને પોર્ટુગીઝોએ મારી નાખ્યો.

પ્ર૦ શિરશાહ સાથેની લડાઇ વિષે જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ હુમાયુ બહાદુરશાહ સાથે લડવામાં રોકાયો હતો, તે વખતે સુનારગઢના સુબા શેરખાંએ બંડ ઉઠાવ્યું, તે હુમાયુએ સમાવ્યું, પણ ફરીથી શિરશાહે બંડ કરી બકસર આગળ ઈ. સ. ૧૫૩૯માં અને કનોજ આગળ ૧૫૪૦માં હુમાયુને હરાવ્યો. આથી હુમાયુ ગંગા નદીમાં પડતું મુકી ભીસ્તીની મદદથી બચી સિંધમાં ગયો. ત્યાં ઉમરકોટમાં ઇ. સ. ૧૫૪૨માં હમીદાબેગમને પેટે મહાન્ અકબરનો જન્મ થયો. આ ખુશાલીને પ્રસંગે ભેટ તરીકે વહેંચવાનું દ્રવ્ય હતું નહિ, તેથી તેણે પોતાની પાસે રહેલી કસ્તુરીની શીશી વહેંચી. ત્યાંથી મદદની આશાએ પોતાના ભાઈ કામરાન પાસે ગયો, પણ કામરાને તો તેની બેગમ તથા બાળપુત્રને કેદ કર્યાં, આથી નિરાશ થઇ છેવટે ઇરાનના બાદશાહ શાહતમસ્પ પાસે ગયો. તેણે શીયાપંથ પાળવાની શરતે ૧૪૦૦૦ સ્વારની મદદ આપી.

પ્ર૦ શાહ તમસ્પની મદદથી તેણે શું કર્યું?

ઉ૦ પ્રથમ તે મદદ વડે પોતાના ભાઇ કામરાનને હરાવી આંધળો કર્યો, તથા પોતાની બેગમ અને બાળ પુત્રને છોડાવ્યાં અને

પંજાબ જીત્યો. ત્યાર પછી દિલ્હી આવી પાણીપતના મેદાનમાં સૂરવંશના આદિલશાહના સરદાર હેમુને પોતાના સરદાર બહેરામની મદદથી હરાવી દિલ્હીની ગાદી પાછી મેળવી. ઇ. સ. ૧૫૫૬.

પ્ર૦ હુમાયુના મરણ વિષે શું જાણો છો ?

ઉ૦ નીસરણીએથી પગ ખસી જવાથી ઇ. સ. ૧૫૫૬ માં મરણ પામ્યો.

પ્ર૦ હુમાયુના ગુણ દોષ કહો.

ઉ૦ આ બાદશાહ ઘણો ભલો હતો, પણ લડાઇના કામમાં હોશિયાર નહતો, તેથી શિરશાહથી હારવું પડયું હતું. હિંદુ અને મુસલમાની ધર્મની સભાઓ ભરી વિદ્વાનો પાસે ધર્મચર્ચા કરાવતો.

## સૂરવંશ. ૧૫૪૦–૧૫૫૬–૧૬.

પ્ર૦ સૂરવંશના બાદશાહ ગણાવો.

ઉ૦ શિરશાહ, સલીમશાહ અને આદિલીશાહ.

પ્ર૦ શિરશાહ વિષે જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ સૂર જાતનો મુસલમાન હતો. તેનું અસલ નામ ફરીદખાં હતું. તે જુવાનપુરના રાજાને ત્યાં નોકર રહ્યો હતો, ત્યાં પોતે હોશિઆરીથી ઉંચે હોદ્દે ચઢયો હતો. એક વખતે રાજા સાથે શિકારે ગયો, ત્યાં તેણે એક ઝટકાથી વાઘને માર્યો તેથી તેને શેરખાનનો ઈલકાબ આપ્યો. ત્યાર પછી આગળ જતાં ચુનારગઢનો સુબો નીમાયો અને આગળ જતાં મોગલ બાદશાહ હુમાયુને હરાવી દિલ્હી અને આગ્રા જીતી લઈ રાજ્ય સ્થાપ્યું.

પ્ર૦ શિરશાહની કારકીર્દિનું વર્ણન કરો.

ઉ૦ ૧૫૪૦ માં ગાદીએ બેસી પોતાના તાબાની રૈયતને સુખી કરવા

કુવા, વાવ, તળાવ, ધર્મશાળા અને રસ્તા બંધાવ્યા. તેમજ ખેતીના ઉપયોગ માટે નહેરો બંધાવી. તેણે બીજા પઠાણ પાદશાહોની માફક પોતાની હિંદુ પ્રજા ઉપર ધર્મ બાબત જુલમ નહિ કરતાં સુખી કરવા પ્રયત્ન કર્યો, તેથી ફિરોજશાહની માફક સારો બાદશાહ ગણાયો. ફકત હુમાયુના ઉંઘતા લશ્કરને વિશ્વાસઘાત કરી મારી નાખ્યું, તથા રાયસેનના કિલ્લેદારોને અભયવચન આપી મારી નાખ્યા. આ બે કામ ઘણાં ખોટાં કર્યાં તેનું ફળ તેને કલિંજરના ઘેરા વખતે દારૂખાનું સળગ્યું તેમાં દાઝીને મરણ પામવાથી મળ્યું. ઇ. સ. ૧૫૪૫.

પ્ર૦ સલીમશાહની જાણુવાલાયક હકીકત કહો.

ઉ૦ શિરશાહના મરણ પછી દિલ્હીની પાસે સલીમગઢ બંધાવી સારી રીતે રાજ્ય ચલાવવા લાગ્યા તે ઇ. સ. ૧૫૫૩ માં મરણ પામ્યો.

પ્ર૦ આદિલીશાહ વિષે શું જાણો છો ?

ઉ૦ એણે રાજ્ય લોભથી પોતાના ભત્રીજા ફિરોજશાહને મારી ગાદી લીધી, અને રાજ્યનો કારભાર હેમુ નામના વાણીઆ પ્રધાનને સોંપ્યો, પણ ઇરાનથી હુમાયુ નવી મદદ લઇ આવ્યો અને પાણીપતના મેદાનમાં ૧૫૫૬ માં તેના સરદાર હેમુને હરાવી દિલ્હી જીત્યું તેથી બાદશાહ નાશીને બંગાળા તરફ ગયો, પણ ત્યાં બંડ સમાવતાં મરણ પામ્યો ૧૫૫૫.

પ્ર૦ હેમુ વિષે જાણુવાલાયક ટુંક હકીકત કહો.

ઉ૦ જાતનો ગરીબ વાણીઓ હતો, પણ બાદશાહે તેની હોંશીયારી જોઇ ચઢતે ચઢતે પોતાના પ્રધાનની પદવી આપી. પઠાણ રાજ્યમાં ફક્ત આ એકલોજ હિંદુ પ્રધાનની પદવી મેળવવા ભાગ્યશાળી

થયો હતો. તે ઘણો બહાદુર અને નિમકહલાલ હતો. આદિલી-શાહ હુમાયુ સાથેની લઢાઇમાં નાશી જવા છતાં તેણે બહાદુરીથી લડાઇ ચાલુ રાખી, પણ તેની આંખમાં તીર વાગવાથી તે પક-ડાયો અને છેવટે હુમાયુના સરદાર બહેરામે પકડી અકબરને શિરચ્છેદ કરવા કહ્યું, પણ અકબરને તે વાત પસંદ પડી નહિ. આથી બ-હેરામે પોતાને હાથે તેનો શિરચ્છેદ કર્યો.

## મહાન અકબર ઇ. સ. ૧૫૫૬–૧૬૦૫

પ્ર૦ અકબરના વખતના મુખ્ય બનાવ કહો.

ઉ૦ (૧) બહેરામથી સ્વતંત્ર થવું (૨) સરદારો તથા સ્વતંત્ર સુબા-ઓ પર સત્તા બેસાડવી. (૩) હિંદુ રાજા તથા હિંદુ પ્રજાનાં મન મેળવવાં. (૪) રાજ્યનો વધારો. (૫) સુધારા (૬) મરણ.

પ્ર૦ અકબર અને બહેરામ વચ્ચે અણબનાવ થવાનું શું કારણ?

ઉ૦ બહેરામ હુમાયુના વખતનો જુનો અને અનુભવી તથા નિમક-હલાલ સરદાર અને અકબરનો ફુવો હતો. અકબર તેર વર્ષની નાની ઉમ્મરે ગાદીએ આવ્યો, ત્યારે આ સરદારે હોશીઆરીથી રાજય ચ-લાવ્યું, પણ તે અહંકારી ને ઉદ્ધત હોવાથી તેણે બાદશાહના ધર્મગુરુને દેશપાર કરાવ્યો, તથા દિલ્હીના ઘેરા વખતે ઉપયોગી થઈ પડેલા તારતીબેગને મરાવ્યો. આવી રીતે બીજા પણ કેટલાક અમીર ઉમરા-વોનો નાશ કરાવ્યો તેથી બાદશાહને તેની સાથે અણબનાવ થયો. અને આગ્રેથી દિલ્હી જઇ પોતાના નામની આણ ફેરવી. આમ થવાથી બહેરામે પંજાબમાં જઈ બંડ કર્યું, પણ બાદશાહે આવી હરાવ્યો, અને જીવતો પકડયો. અકબરે પ્રથમના ઉપકારો યાદ કરી તેને જીવતો મુકયો, તથા તેની મરજી મુજબ મક્કે જાત્રા

જવાની રજા આપી, પણ ગુજરાતમાં મુબારકખાં નામના અફ્-ઘાને પોતાના બાપનું વેર લઈ મારી નાખ્યો.

પ્ર૦ કયા કયા સરદારોને વશ કર્યા ?

ઉ૦ ખાનજમાન, રાજબહાદુર, આદમખાં, અબદુલખાં વગેરે સરદારોએ અકબરની સત્તા તોડવા માટે વારાફરતી બંડ કર્યાં, પણ અકબરે તે સર્વને હરાવી તેમનો નાશ ન કરતાં ઉદાર હૃદયથી માફી આપી. જેથી પાછળના વખતમાં તેઓ નિમકહલાલ થઇ રહ્યા.

પ્ર૦ અકબરે કયાં કયાં રાજ્ય જીતી સત્તા વધારી ?

ઉ૦ (૧) ગુજરાત—૧૫૭૩માં ગુજરાતના સૂબા ત્રીજા મુજફ્ફર પાસેથી જીત્યું તે ઇ. સ. ૧૫૯૨માં પુરેપુરૂં તાબે થયું. (૨) બંગાળા. ૧૫૭૨માં હાઉદ સરદારને હરાવી ટોડરમલે જીત્યો. (૩) ૧૫૮૫માં કાબુલ પોતાના ભાઈ મીરજા હકીમના મરણથી મળ્યું. (૪) ૧૫૮૬માં કાશ્મીર મુસલમાનો પાસેથી લીધું. (૫) ૧૫૯૨માં સિંધ મુસલમાન થએલા સુમાજાતના જામ રાજા પાસેથી મેળવ્યું. (૬) ૧૫૯૨માં ઓઢીઆ માનસિંહે જીત્યું. (૭) ૧૫૯૪માં કંદહાર લીધું. (૮) ૧૫૯૪માં વરાડ ચાંદબીબીની સાથે સલાહમાં શાહજાદા મુરાદે મેળવ્યું. (૯) ૧૫૯૯માં અહમદનગર ચાંદબીબીના મરણથી મળ્યું. (૧૦) ઇ. સ. ૧૬૦૦માં સરહદપરના યુસફજી લોકોને વશ કર્યા.

પ્ર૦ અહમદનગરની સ્વારી વિષે શું જાણોછો ?

ઉ૦ અહમદનગરનો હાકેમ બુરહાન મરણ પામવાથી તેની ગાદીને માટે ચાર હકદાર ઊભા થયા તેમાંના એક પક્ષે અકબરની મદદ માગવાથી શાહજાદા મુરાદને મોકલ્યો, પણ મુરાદના આવતા પહેલાં બહાદુર નામના છોકરાંને ગાદીએ બેસાડી તેની ફોઈ ચાંદ-

બીબી કારભાર કરવા લાગી. એ બાઈ વિજાપુરના આદિલશાહની વિધવા હતી. તેણે બહાદુરીથી મુરાદના હલ્લા પાછા વાળ્યા. પણ લડાઈમાં દારૂગોળો ખપી જવાથી પોતાનું ઘરેણું, સિક્કા, જવાહીર વગેરે ગોળાની જગાએ વાપર્યાં અને બહાદુરીથી લડી, પણ છેવટે હારી તેથી વરાડ પ્રાંત આપવાનો કરી મુરાદ સાથે સલાહ કરી. પાછળથી વરાડ પ્રાંતની સરહદ બાબત તકરાર ઉઠતાં અકબર પંડે લડવા આવ્યો, પણ ચાંદબીબીના લશ્કરે દગો કરી તેને મારી નાખી ઇ. સ. ૧૫૯૯.

પ્ર૦ હિંદુ રાજાપ્રજાને કેવી રીતે રાજી કર્યાં ?

ઉ૦ પોતાના તાબાની તમામ રૈયતને ફાવતો ધર્મ પાળવા દીધો. હિંદુ પ્રજા ઉપરનો જજીઆ વેરો, જાત્રા વેરો વગેરે માફ કર્યા. લાયક હિંદુઓને નોકરી આપી. આથી રૈયત ખુશ થઈ. રજપુત રાજાઓની કન્યાઓ લઈ પોતે તથા પોતાના સરદારોને પરણાવ્યા અને તેમની સાથે સગાઇ સંબંધ કર્યો. જયપુરના રાજા બહારમલની કન્યા સાથે પોતે પરણ્યો, અને તેમના સગા વહાલાઓને સરદાર તથા સુબાઓની જગા આપી તેમનાં મન મેળવ્યાં. આ એકસંપીના કામમાં ચિતોડનો રાણો ઉદયસિંહ ભળ્યો નહિ અને મોગલોને કન્યા આપી નહિ. અકબરે ચિતોડ જીતી લીધું ત્યારે પોતે ડુંગરામાં નાસી જઈ ઉદેપુર વસાવી ત્યાં રાજ્ય કરવા લાગ્યો. તેમના મરણ પછી તેનો કુંવર પ્રતાપરાણો થયો, તેણે પણ પોતાના બાપની રાજ્યનીતિ ચાલુ રાખી મોગલોને કન્યા નહિ આપવાનો દૃઢ નિશ્ચય કર્યો તથા મોગલોને કન્યા આપનારનું અપમાન કરવા લાગ્યો. તેથી અકબરે પોતાના સરદાર માનસિંહ તથા શાહજાદા સલીમને મોકલી ઈ. સ. ૧૫૬૮માં હલદી-

ઘાટના મેદાનમાં લડાઈ જોડી. પ્રતાપસિંહ પોતાના બાવીસહજાર માણસના લશ્કરથી બહાદુરીથી લડયો, પણ મોગલ લશ્કર વધારે હોવાથી હાર્યો, તોપણ તાબેદારી કબુલ ન કરતાં જંગલમાં રખડયો, અને અનુકૂળ વખત આવતાં પોતાના પ્રધાન ભામાસાની દ્રવ્ય મદદથી ગયેલું રાજ્ય પાછું મેળવ્યું. અકબરે પણ આવા ટેકીલા રજપુતને વધારે હેરાન ન કરતાં સુખેથી રાજ્ય કરવા દીધું. તે ૧૫૯૮માં મરણ પામ્યો. મુસલમાનોને કન્યા આપી નહિ તેથી હજુ પણ ઉદેપુરના સીસોદીઆ રાણા કૂળવાન ગણાય છે.

પ્ર૦ યુસફ્જી લોકના બંડ વિષે શું જાણોછો ?

ઉ૦ આ લોકોએ નવો ધર્મ ચલાવી પોતાના સરદાર જલાલના ઉપરીપણા નીચે બંડ ઊઠાવ્યું, તેથી અકબરે પોતાના ભાઈ જૈનખાં તથા માનીતા સરદાર બીરબલને મોકલ્યા, પણ તેમના માંહોમાંહેના કુસંપથી બીરબલ મરાયો, અને જૈનખાં હારીને પાછો આવ્યો, તેથી અકબરે ટોડરમલ અને માનસીંગને મોકલ્યા. તેમણે જલાલને મારી યુસફ્જીને વશ કર્યા ઇ. સ. ૧૬૦૦.

પ્ર૦ અકબરની રાજ્યવ્યવસ્થાનું વર્ણન કરો.

ઉ૦ તેણે પોતાના રાજ્યના ૧૫ વિભાગ પાડી દરેક પર દેખરેખ રાખવા માટે સુબા નીમ્યા હતા. તેમને લશ્કરી અને દિવાની સત્તા સોંપી હતી. જાગીરોને બદલે પગાર આપવાનો ઠરાવ કર્યો હતો. ન્યાયખાતાના મુખ્ય અધિકારીને મીર અદલ કહેતા તેના હાથ નીચે કાજીઓ નીમ્યા હતા. શહેરમાં પોલીસખાતાનો ઉપરી કોટવાળ હતો તેને માજીસ્ટ્રેટનો પાવર આપવામાં આવ્યો હતો.

પ્ર૦ અકબરની જમાબંધીની રીત કહો.

ઉ૦ ટોડરમલ નામના વસુલાત ખાતાના ઉપરી કાયસ્થ સરદાર પાસે

જમાબંધની રીત બંધાવી. તેણે બધી જમીન એક સરખા માપથી મપાવી દર વીઘે કેટલો પાક થાય છે તે નક્કી કરાવ્યો. પાકમાંથી ત્રીજો ભાગ સરકારે લેવાનો ઠરાવ કર્યો. આગળ જતાં દાણાને બદલે નાણું લેવાની રીત ચાલુ કરી. દર દશ દશ વર્ષે જમીનનો પાક ફરીથી નક્કી કરવામાં આવતો.

પ્ર૦ અકબરના પ્રધાન અને વિદ્વાનોની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ (૧) અબુલફજલ એ વસુલાતખાતાનો ઉપરી હતો, તેમ વિદ્વાન પણ હતો. તેણે આઈનઅકબરી નામનું પુસ્તક લખ્યું હતું. તેને ૧૬૦૩માં જહાંગીરે મરાવ્યો.

(૨) ફૈજી–અબુલફજલનો ભાઈ વિદ્વાન અને સરદાર હતો. તેણે રામાયણ, મહાભારત, બાઈબલ વગેરેનો ફારસી ભાષામાં તરજુમો કર્યો હતો.

(૩) ટોડરમલ–એ સરદાર અને પ્રધાન કાયસ્થ જાતનો હિંદુ હતો. તેણે જમાબંધીની રીત બાંધી હતી.

(૪) માનસિંહ–લશ્કરી સુબેદાર અને સલાહકાર હતો.

(૫) ભગવાનસિંહ–પંજાબનો સુબો અને સરદાર હતો.

(૬) બીરબલ–હાજર જવાબી અને બાદશાહને આનંદ કરાવનાર સરદાર અને કવિ હતો. તે યુસફજી સાથેની લડાઈમાં મરાયો. જાતે હિંદુ બ્રાહ્મણ હતો.

(૭) ગંગ અને નરહર–પ્રખ્યાત કવિ હતા.

(૮) ખાનખાનાન–વિદ્વાન હતો.

(૯) અજીજકોકા, મીરજાખાં, જૈનખાં વગેરે બહાદુર સરદાર હતા.

(૧૦) તાનસેન–ગવૈયો હતો.

પ્ર૦ અકબરના સુધારા કહો.

ઉ૦ (૧) બાળલગ્ન બંધ કર્યાં. (૨) પુનર્લગ્નની છૂટ આપી. (૩) સતી થવાનો ચાલ બંધ કર્યો. (૪) રૈયતને ફાવતો ધર્મ પાળવા દઈ હિંદુઓને મોટી જગા આપવાનો ધારો કર્યો. (૫) જાત્રાવેરો, જજીઆવેરો બંધ કર્યા. (૬) વેપાર અને વિદ્યાને ઉત્તેજન આપ્યું. (૭) નાક, કાન કાપવાનો તથા કેદીઓને ગુલામ તરીકે વેચવાની બંધી કરી. (૮) નોકરોને જમીનને બદલે પગાર આપવાનો ધારો કર્યો. (૯) ખેતીના સુધારા માટે નહેરો ખોદાવી તથા જમીનની માપણી કરાવી. (૧૧) રાજાની પરવાનગી સિવાય કોઈ પણ અધિકારી દેહાંતદંડ કરે નહિ તેવો ધારો કર્યો.

પ્ર૦ અકબરના ધર્મ વિષે શું જાણોછો ?

ઉ૦ પોતાની રૈયતને ગમે તે ધર્મ પાળવાની છૂટ આપી. પોતે પણ દર શુક્રવારે તમામ ધર્માચાર્યોની સભા ભરી ધર્મચર્ચા કરાવતો. પોતે એકેશ્વરવાદી હોઇ કબીરપંથના સિદ્ધાંતને મળતો થતો. સૂર્યપૂજા જાહેર રીતે કરતો. કોઈ કોઈ વખતે પોતે પેગંબર હોવાનો દાવો કરતો. લોકો પણ તેને પગે લાગી માન આપતા. હિંદુધર્મ પર પ્રેમ બતાવવાને લીધે મુસલમાનો તેને નાસ્તિક ગણતા.

પ્ર૦ અકબરના મરણ વિષે શું જાણોછો ?

ઉ૦ પોતાના બે દીકરા દાનીઆલ અને મુરાદ દારૂના ખરાબ વ્યસનથી મરણ પામ્યા તેની હાયમાં તથા પોતાના માનીતા બીરબલ અને અબુલફજલના શોકને લીધે તેની તબીયત લથડતી ચાલી. તે ઈ. સ. ૧૬૦૫માં મરણ પામ્યો.

પ્ર૦ અકબરના શાહજાદા કહો.

ઉ૦ (૧) સલીમ (૨) દાનીઆલ (૩) મુરાદ. અકબરના મરણ પહેલાં

દાનીઆલને મુરાદ દારૂના ખરાબ વ્યસનથી મરણ પામ્યા હતા, અને સલીમ પણ દારૂડીઓ હોવાથી અકબરને વિશેષ ચિંતા રહેતી. અકબરે મરતી વખતે સલીમને સરદારો સમક્ષ રાજ્ય સોંપ્યું.

## જહાંગીર મોઝીલો. ૧૬૦૫-૧૬૨૭.

પ્ર૦ જહાંગીરને કેવી રીતે રાજ્ય મળ્યું ?

ઉ૦ કેટલાક સરદારોનો વિચાર અકબરના મરણ પછી જહાંગીરના દીકરા ખુશરૂને રાજ્ય આપવાનો હતો, પણ અકબરે પોતાના મરણ સમયે સલીમને પોતાની તરવાર અને રાજ્ય દંડ સોંપ્યો, તેથી સલીમ જહાંગીર નામ ધારણ કરી ગાદી પર આવ્યો.

પ્ર૦ જહાંગીરના વખતના જાણવા લાયક બનાવ કહો.

ઉ૦ (૧) નુરજહાં સાથે લગ્ન, (૨) ઉત્તર અને દક્ષિણ પર સ્વારીઓ, (૩) છોકરા તથા સરદારોના બળવા.

પ્ર૦ નુરજહાં વિષે શું જાણો છો ?

ઉ૦ કોઇ ઇરાની ઉમરાવ દુઃખને લીધે અકબરના દરબારમાં આવી રહ્યો હતો તેને મીર-ઉન્-નિસા નામની રૂપાળી કન્યા હતી. તેનું રૂપ જોઇ જહાંગીરનો તેની સાથે લગ્ન કરવા વિચાર થયો, પણ અકબરને તે વાત ગમી નહિ તેથી તેણે પોતાના શેર અફઘાન નામના ઇરાની સરદાર સાથે લગ્ન કરાવી બંગાળે મોકલી દીધી. અકબરના મરણ પછી જહાંગીરે શેરઅફઘાનનો ઘાત કરાવી તેની સાથે લગ્ન કર્યું અને તેનું નામ નુરમહાલ અને પાછળથી નુરજહાં (દુનીઆનું તેજ) રાખ્યું. આ બાઇએ કેટલોક વખત પોતાના આગલા ધણીનો શોક પાળ્યો. પણ પછીથી જહાંગીર સાથે લગ્ન સંબંધથી જોડાઇ. આગળ જતાં આ બાઇએ રાજકાજમાં

આગળ પડતો ભાગ લઈ જહાંગીરને રાજ ચલાવવામાં મદદ કરી, તથા જહાંગીરના કેટલીક કુટેવો છોડાવી. જહાંગીરે પણ નુરજહાંના બાપ તથા નુરજહાંના ભાઇ અસોફખાંને મોટી પદવી આપી.

પ્ર૦ જહાંગીરે દક્ષિણ પર સ્વારી કરી તે વિષે શું જાણો છો ?

ઉ૦ અહમદનગરમાં મુર્તિજા નિજામ નામે પાદશાહ હતો. તેને મલિકંબર નામનો હબસી વજીર હતો તે ઇ. સ. ૧૬૧૦માં સ્વતંત્ર થયો. તેથી તેને તાબે કરવા ૧૬૧૨ માં પરવીઝ, ખાનજહાં લોદી, અને માનસિંહને મોટી ફોજ આપી મોકલ્યા પણ તે તાબે થયો નહિ. મલિકંબરે ટોડરમલની માફક અહમદનગરના રાજ્યમાં જમાબંધીની રીત બાંધી ઘણો સુધારો કર્યો.

પ્ર૦ ઉત્તર તરફની સ્વારીની હકીકત કહો.

ઉ૦ ઉદેપુરના રાણા પ્રતાપના મરણ પછી તેનો પુત્ર અમરસિંહ ગાદીપર આવ્યો તેને વશ કરવા બાદશાહે શાહજાદા પરવીઝ અને મહોબતખાંને મોકલ્યા પણ તે તાબે થયો નહિ, તેથી શાહજાદા ખુરમને મોકલ્યો તેણે ઇ. સ. ૧૬૧૪ માં અમરસિંહને હરાવ્યો. આથી બાદશાહે ખુશ થઇ તેને શાહજહાંનો ખિતાબ આપ્યો.

પ્ર૦ શાહજાદા ખુશરૂના બંડ વિષે શું જાણો છો ?

ઉ૦ જહાંગીર ગાદીએ બેઠો કે તરત કેટલાક સરદારોની ઉશ્કેરણી ખુશરૂએ બંડ કર્યું, પણ બાદશાહે તેને હરાવી ગ્વાલિયરમાં કેદ કર્યો તથા તેના સાતસેં સાથીઓને રીબાવી રીબાવીને મારી નાખ્યા ખુશરૂ કેદખાનામાંજ ઈ. સ. ૧૬૨૧ માં મરણ પામ્યો.

પ્ર૦ શાહજાદા શાહજહાંના બંડ વિષે જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ નુરજહાંએ પોતાના આગલા ઘરની કુંવરી શાહજાદા શહરીયાર

સાથે પરણાવી હતી, તેથી જહાંગીરના મરણ પછી શહરીયારને ગાદી મળે તેવો વિચાર હતો તેથી શાહજહાંને પકડી કેદ કરવાનો વિચાર કરી હજુરમાં બોલાવ્યો. પણ શાહજહાંને આ વાતની ખબર પડવાથી નહિ આવતાં બંડ કર્યું. તેને પકડવા માટે મહોબતખાં તથા શાહજાદા પરવીઝને મોકલ્યા. શાહજહાં દક્ષિણમાં મલીકંબરના આશ્રયે જઇ રહ્યો હતો, ત્યાંથી પકડી આણ્યો. તેથી તાબે થઇ જહાંગીરની માફી માગી.

પ્ર૦ સરદાર મહોબતખાંના બંડ વિષે શું જાણો છો?

ઉ૦ આ સરદાર બળવાન હતો અને તેની વધતી જતી સત્તા જોઈ નુરજહાંના મનમાં રાજ્ય પચાવી પડવાની ધાસ્તી પેઠી. આથી તેના ઉપર શિલિક ખાઇ ગયાનું તહોમત મુકી હજુરમાં હાજર થવા લખ્યું, પણ તે નહિ ગણકારતાં પોતાના પાંચ હજાર રજપુત સૈન્યથી બંડકરી જહાંગીરને કેદ કર્યો. પાછળથી નુરજહાંએ યુક્તિથી જહાંગીરને છોડાવ્યો. ઇ. સ. ૧૬૨૬. મહોબતખાં નાશીને દક્ષિણમાં જઈ અહમદનગરના રાજ્યમાં રહ્યો. બીજે વરસે એટલે ઈ. સ. ૧૬૨૭માં જહાંગીર કાશ્મીરમાં હવા ખાવા ગયો ત્યાંજ મરણ પામ્યો.

પ્ર૦ સર ટોમસરો વિષે શું જાણો છો ?

ઉ૦ આ અંગ્રેજ સરદાર ઈંગ્લાંડના પહેલા જેમ્સ બાદશાહના મોકલ્યાથી ઈ. સ. ૧૬૧૫ માં વેપારના કોલકરાર કરવા સારૂ જહાંગીરના દરબારમાં આવ્યા હતા. તે જહાંગીરના દરબારમાં ત્રણ વર્ષ રહ્યા તેણે જહાંગીરની કેટલીક રાજ્ય વ્યવસ્થા લખી છે.

પ્ર૦ સરટોમસરોએ જહાંગીરના દરબારનું કરેલું વર્ણન કહો.

ઉ૦ આગ્રામાં ભપકાદાર ગાદી હતી. હીરા, માણેક, મોતી અને

રત્નથી પોતાના મહેલને પણ શણગાર્યો હતો. પોતે રત્નજડીત સિંહાસન ઉપર બેસી ન્યાય આપતો. બાદશાહ ન્યાયી પણ દારૂડીઓ હતો. દરબારના સરદાર અને અમલદારો ખટપટીઆ અને લાંચીઆ હતા. પોતે દારૂ પીતો, પણ પ્રજાને દારૂ પીવાની સખત મના હતી. ન્યાય આપવા માટે મહેલમાં ઘટ બાંધી તેની સાંકળ ભીંત કોરી બહારની બાજુ લટકતી રાખી હતી. તેથી ફરીયાદીઓને ન્યાય મેળવવાની સુગમતા પડતી. ધર્મ બાબતમાં પોતાના બાપની માફક ઉદાર વિચારનો હતો. એના વખતમાં હિંદમાં મકાઈ, બટાટા અને તમાકુ દાખલ થઈ.

**પ્ર૦** તેના શાહજાદાનાં નામ કહો.

ઉ૦ (૧) ખુશરૂ, (૨) ખુરમ (શાહજહાં), (૩) શહરીયાર, (૪) પરવીઝ. જહાંગીરના મરણ સમયે શાહજહાં ને શહરીયાર જીવતા હતા અને ખુશરૂ તથા પરવીઝ મરણ પામ્યા હતા. જહાંગીર પછી શાહજહાં બાદશાહ થયો.

## મહેલો બાંધનાર શાહજહાં ૧૬૨૭–૧૬૫૮.

**પ્ર૦** શાહજહાંએ કેવી રીતે ગાદી મેળવી?

ઉ૦ જહાંગીરના મરણ પછી પોતાના સસરા અસોફખાં તથા સરદાર મહોબતખાંની મદદથી શહરીયાર વગેરે સામા પક્ષના માણસોને મારી નાખી અને નુરજહાંને કેદ કરી ગાદીએ બેઠો.

**પ્ર૦** શાહજહાંના વખતના જાણવા લાયક બનાવ કહો.

ઉ૦ (૧) સરદારો તથા શાહજાદાઓના બળવા (૨) મયુરાસન તથા તાજમહેલ વગેરે ઈમારતો બંધાવી (૩) દક્ષિણ પર સ્વારી.

**પ્ર૦** સરદારોના બળવા વિષે શું જાણોછો?

ઉ૦ (૧) અહમદનગર અને વિજાપુરના બાદશાહોને પક્ષમાં લઈ ખાનજહાં લોદીએ ૧૬૨૯માં બંડ કર્યું તે અશિરૂખાંએ સમાવ્યું (૨) કાબુલના રાજાને હરાવી ૧૬૩૭માં બલ્ખ અને કંદહાર જીત્યાં. (૩) મલીકંબરના પુત્ર ફતેખાંને મુર્તિજા નિજામે માર્યો તેથી ૧૬૩૭માં અહમદનગર જીત્યું. (૪) ૧૬૩૭માં ગોવળકાંડા અને વિજાપુરપર સ્વારી કરી તેમની પાસેથી ખંડણી લેવાની ઠરાવી.

પ્ર૦ શાહજહાંના શાહજાદાનાં નામ કહો.

ઉ૦ (૧) દારા (૨) સુજા (૩) ઔરંગજેબ (૪) મુરાદ.

પ્ર૦ દરેક શાહજાદાના ગુણદોષનું વર્ણન કરો.

ઉ૦ દારા બહાદુર પણ ભોળો હતો, તે શાહજહાં પાસે દિલ્હી રહેતો હતો. સુજા–દારૂડીઓ, વિષયી અને બાયલો હતો. તે બંગાળાનો સુબો હતો. ઔરંગજેબ–કપટી, લોભી, સ્વાર્થી, બહાદુર પણ ધર્માંધ હતો. તે દક્ષિણનો સુબેદાર હતો. મુરાદ ઓછી અક્કલનો દારૂડીઓ હતો તે ગુજરાતનો સુબો હતો.

પ્ર૦ શાહજાદાઓના બળવા વિષે શું જાણોછો ?

ઉ૦ ઈ. સ. ૧૬૫૭માં શાહજહાં માંદો પડયો ત્યારે શાહજાદાઓએ ગાદીને માટે માંહોમાંહે લડવા માંડયું. પ્રથમ દારાએ ઈ. સ. ૧૬૫૭માં કાશી આગળ સુજાને હરાવી આરાકાન તરફ હાંકી કાઢયો. ઔરંગજેબે સમય સાધી યુક્તિ રચી મુરાદને કહાવ્યું કે મારે મક્કા જઈ ખુદાની બંદગી કરી જીંદગી પુરી કરવી છે. રાજ્ય મેળવવાની મને ઈચ્છા નથી, પણ જો તારે રાજ્ય જોઈતું હોયતો તને મદદ કરૂં. મુરાદ ભોળપણને લીધે તેના કપટમાં ફસાયો. પછી ઔરંગજેબ અને મુરાદ બન્નેએ મળી ઉજ્જન આગળ ૧૬૫૭માં દારાના સરદાર જસવંતસિંહને તથા આગ્રા આગળ

તેજ સાલમાં દારાને હરાવ્યો, તેથી દારા નાશીને સિંધમાં ગયો પછી ૧૬૫૮માં ઔરંગજેબે શાહજહાંને ગાદી ઉપરથી ઉઠાડી કેદમાં નાખી ગાદી લીધી. ભોળા મુરાદને પણ કેદખાનામાં નાખ્યો. અને પોતે આલમગીર નામ ધારણ કરી ગાદીપર આવ્યો.

પ્ર૦ શાહજહાંની જાહોજલાલીનું વર્ણન કરો.

ઉ૦ શાહજહાંને મકાન બંધાવવાનો તથા દબદબાભર્યા દરબારો ભરવાનો બહુ શોખ હતો. તેણે પોતાની વહાલી બેગમ મુમતાજમહાલની કબર ઉપર આગ્રામાં જમના નદીને કાંઠે તાજમહેલ નામનો સુંદર રોજો બંધાવ્યો. જેને બંધાવતાં સવાત્રણકરોડ રૂપીઆ ખર્ચ થયું હતું. તે એવું સુંદર અને સંપૂર્ણ છે કે તેના જેવું મકાન દુનિઆમાં એકે નથી. વળી પોતાને બેસવા માટે સાડાછકરોડ રૂપીઆ ખરચી હીરા અને રત્નજડીત મયુરાસન બંધાવ્યું. આ સિવાય દિલ્હીમાં રાજમહેલ, મોતી મસીદ, જુમામસીદ, ખાનગી મુલાકાતનો બંગલો વગેરે સુશોભિત મકાન બંધાવ્યાં. આ મકાન બાંધવામાં મદદ કરનાર અલીમર્દીખાં નામનો કુશળ શિલ્પશાસ્ત્રી હતો. આ બાદશાહના વખતમાં ટેવર્નિઅર નામનો ફ્રાન્સનો ઝવેરી આવ્યો હતો, તેણે બાદશાહની જાહોજલાલીનું વર્ણન ઘણી અસરકારક રીતે લખ્યું છે.

પ્ર૦ શાહજહાંની રાજનીતિ ઉપરથી શી શિખામણ મળે છે?

ઉ૦ શાહજહાંએ જહાંગીર સામે બંડ કરી દીલ દુખાવ્યું હતું તેની અસર તેના કુંવરોમાં આવવાથી શાહજાદાઓએ તેના ઘડપણના વખતમાં ગાદીએથી પદભ્રષ્ટ કરી કેદખાનામાં નાખ્યો અને કેદખાનામાંજ મરણને શરણ થવું પડયું. વળી પોતાના શાહજાદાઓને સુબા નીમી તેમને સ્વતંત્ર સત્તા સોંપી તથા તેમની રહેણી કરણી

પર દેખરેખ રાખી નહિ તેથી તેઓ પોતાની મરજી મુજબ વર્ત્યા અને ઔરંગજેબે જે કુટુંબઘાત કર્યો તે પોતાની નિર્બળતાને લીધે નજરે જોવો પડયો.

## ઔરંગજેબ ૧૬૫૮-૧૭૦૭.

ઔરંગજેબ આલમગીર (દુનીઆ જીતનાર) નામ ધારણ કરી ૧૬૫૮ માં ગાદીએ આવ્યો.

પ્ર૦ ઔરંગજેબે ગાદીએ આવી કયાં કયાં ખોટાં કામ કર્યાં.

ઉ૦ પોતાના ભાઇ દારાને પકડી ૧૬૫૯ માં મારી નાખ્યો. સુજા આરાકાનમાં નાશી ગયો ત્યાં ૧૬૬૦ માં મરણ પામ્યો. મુરાદને ૧૬૬૧ માં ગ્વાલીયરના કેદખાનમાં દારૂડીઓ હોવાનો આરોપ મુકી મારી નંખાવ્યો. આવીજ રીતે દારા તથાં સુજાના પુત્રોને અને બીજા સામા વાળીઆને ક્રૂર રીતે મારી નંખાવ્યા. આવા કમકમાટ ભરેલા કુટુંબઘાતના સમાચાર શાહજહાંને પહોંચતાં તે પણ ૧૬૬૬ માં અફસોસ કરતો મરણ પામ્યો.

પ્ર૦ હિંદુ પ્રજાને કઇ રીતે નારાજ કરી ?

ઉ૦ ઔરંગજેબ ધર્માંધ હોવાથી હિંદુઓને વટાળી મુસલમાન બનાવવા પ્રયત્ન કરવા લાગ્યો. જજીઆવેરો, જાત્રાવેરો વગેરે ફરીથી શરૂ કર્યાં. તેમના ઓચ્છવ, વરઘોડા, જાત્રાઓ વગેરે બંધ કર્યાં. સૂર્ય-વર્ષ બંધ કરી હીજરીસન ચાલુ કર્યો. હિંદુઓને સરકારી નોકરીમાંથી બાતલ કર્યા. આથી તેની હિંદુ પ્રજા ઘણીજ નારાજ થઈ. આવી અન્યાયી વર્તણુકથી બાદશાહ પાસે હિંદુઓ દાદ માગવા ગયા તો તેમની દાદ નહિ સાંભળતાં તેમને હાથીના પગ તળે કચરાવી માર્યા.

પ્ર૦ દક્ષિણપર કરેલી સ્વારીની જાણવા લાયક હકીકત કહો.
ઉ૦ વિજાપુર અને ગોવળકોંડા સાથે પચીસ વરસ લડી ઈ. સ. ૧૬૮૩ માં બન્ને રાજ્યો તાબે કર્યા. ઔરંગજેબે વિજાપુર અને ગોવળકોંડા જીતવાને બદલે પ્રથમ તેમને મેળવી લઇ મરેઠાનું બળ નરમ પાડયું હોત તો આગળ જતાં મરેઠાઓએ મોગલાઇને પડતી સ્થિતિમાં આણી તથા તેને હેરાનગતિ ભોગવવી પડી તે થાત નહિ. આ ઔરંગજેબની ભૂલભરેલી રાજનીતિ હતી. મરેઠી સત્તા તોડયા પછી વિજાપુર ને ગોવળકોંડા સહેલાઇથી જીતી શકત.

પ્ર૦ ઔરંગજેબે આસામ પ્રાંત કેવી રીતે જીત્યો ?
ઉ૦ ઇ. સ. ૧૬૬૨માં પોતાના સરદાર મીરજુમલાને મોકલ્યો, તેણે આસામ પ્રાંત જીતી ત્યાંના રાજાને ખંડીઓ બનાવ્યો, પણ પાછા આવતાં રસ્તામાં મીરજુમલા મરણ પામ્યો.

પ્ર૦ ઔરંગજેબના સમયમાં થએલાં હિંદુઓનાં બંડ વિષે શું જાણોછો ?
ઉ૦ સતરામી પંથના હિંદુવેરાગીઓએ ઇ. સ. ૧૬૭૬માં નારનોલ ગામ આગળ બંડ કર્યું તે બાદશાહે મહા મુશ્કેલીએ સમાવ્યું. રજપુતસંસ્થાનમાં ઉદેપુર, જયપુર અને જોધપુર એ ત્રણ બળવાન રાજ્ય હતાં તેમાં ઔરંગજેબે જયપુર અને જોધપુરવાળાઓને કપટથી મારી નંખાવ્યા, અને પોતાનો રજપુત સેનાપતિ જસવંતસિંહ કાબુલમાં મરણ પામ્યો, તેનાં બૈરાંછોકરાંને કેદ કરવાનો ઔરંગજેબે વિચાર કર્યો, પણ રાઠોડ સરદાર દુર્ગાદાસે કુંવરોને અરવલી તરફ મોકલાવી રક્ષણ કર્યું, અને ઔરંગજેબથી બચવા માટે ઉદેપુરના રાણા રાજસિંહની મદદ માગી. આથી ઔરંગજેબે શાહજાદા અકબરને લશ્કર આપી ઉદેપુર ઉપર મોકલ્યો, પણ રાજસિંહ તથા દુર્ગાદાસે યુક્તિથી તેને પોતાના પક્ષમાં લઇ લીધો. તેથી

ઔરંગજેબ છેક હતાશ થઇ ગયો અને ૧૬૮૧ માં રજપુતો સાથે સલાહ કરી.

પ્ર૦ ઔરંગજેબને મરેઠા સાથે થએલી લડાઇનું વર્ણન કરો.

ઉ૦ મરેઠી રાજ્યના સ્થાપક શિવાજીએ યુક્તિ પ્રયુક્તિથી ઔરંગજેબને ઘણો હેરાન કર્યો. શિવાજીના મરણ પછી શંભાજી રાજા થયો તેને ઔરંગજેબે પકડીને મારી નાખ્યો, પણ તેઓ શાન્ત ન થતાં રાજારામને ગાદીએ બેસાડી મુસલમાનો સાથે લડાઇ ચાલુ રાખી. તેથી ઔરંગજેબે રાજારામને કેદ પકડવા શાહજાદા આજીમને મોકલ્યો. તેણે ૧૬૯૮ માં જીજીનો ગઢ જીતી લીધો, પણ રાજારામ લાંચ આપી નાશી છુટયો. આવી રીતે મરેઠાઓએ તાબે ન થતાં તેની સામેની લડાઇઓ ચાલુ રાખી મરેઠી સત્તા બળવાન કરી.

પ્ર૦ શિવાજીની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ મરેઠી રાજ્ય સ્થાપનાર મહાન પુરુષનો જન્મ ઇ. સ. ૧૬૨૭ માં મરેઠી સરદાર શાહજીને ત્યાં જીજીબાઇને પેટે જુન્નરના કિલ્લામાં થયો હતો. શાહજી વિજાપુરના રાજમાં ઘોડેસ્વાર હતો તેથી શિવાજીની દેખરેખ રાખવાનું કામ દાદાજી કોંડદેવ નામના બ્રાહ્મણને સોંપ્યું હતું. કાંડદેવે તેને વિદ્વાન નહિ બનાવતાં મહાભારત, રામાયણ વગેરે વીરરસ કાવ્યો વાંચી સંભળાવી તેનામાં આર્યધર્મનું અભિમાન મૂકયું. વળી ઘોડે બેસતાં તથા હથિઆર વાપરતાં શીખવ્યું. આવી રીતે નાનપણના સંસ્કારોથી પોતાને આર્યપ્રજાને મુસલમાનોના જુલમમાંથી છોડવવાનું મન થયું. આ કામમાં તેણે પહાડી માવલી લોકોની મદદ લઇ વિજાપુર અને

અહમદનગરના રાજમાં લુંટફાટ કરવી શરૂ કરી. લૂંટની લાલચે વગર પગારે તેની પાસે લશ્કરની ભરતી થઈ. તેની દિનપ્રતિદિન વધતી જતી સત્તા જોઈ વિજાપુરના હાકેમે અફજલખાન નામના સરદારને શિવાજીને પકડવા મોકલ્યો, પણ શિવાજીએ ઈ. સ. ૧૬૫૯ માં એકાંતમાં મળવા બોલાવી તેના પેટમાં વાઘનખ ઘોંચી મારી નાખ્યો, અને તેના અવ્યવસ્થિત લશ્કર પર હલ્લો કરી હથિઆર તથા લશ્કરી સામાન લઇ લીધો. ઔરંગજેબે પોતાના મામા સાઈસ્તખાનને લશ્કર આપી શિવાજીને પકડવા મોકલ્યો, પણ શિવાજીએ તેને પુનામાં જખમી કરી નસાડયો. ત્યાર પછી ૧૬૬૨ માં સુરત લુંટી ૧૬૬૪ માં રાજ્યાભિષેક કરી ગાદીએ બેઠો. આથી ઔરંગજેબે જયપુરના રાજા જયસીંગને શિવાજીને પકડવા મોકલ્યો. તેણે બાંહેધરીથી શિવાજી તથા શંભાજીને ઔરંગજેબના દરબારમાં હાજર કર્યા. ત્યાં ઔરંગજેબે તેમને કપટથી કેદ કર્યા તથા અપમાન કર્યું. પછીથી શિવાજી ને શંભાજી મીઠાઈના ટોપલામાં બેસી નાસી છુટયા, અને ઔરંગજેબની સાથે ખુલ્લી રીતે દુશ્મનાવટ બતાવી. ૧૬૭૦ માં સુરત બીજીવાર લુંટયું અને ૧૬૭૪ માં મોટા ઠાઠમાઠથી રાજ્યાભિષેક કરી પોતાની સત્તા ઘણી વધારી, જીતેલા મુલકનો સારી રીતે રાજ્ય વહીવટ ચલાવી ઇ. સ. ૧૬૮૦ માં મરણ પામ્યો.

પ્ર૦ ઔરંગજેબના મરણ વિષે શું જાણો છો ?

ઉ૦ ઇ. સ. ૧૬૮૧ માં રજપુતો સાથે સંધિ કરી પછીનાં ૨૫ વર્ષ દક્ષિણનાં બંડ સમાવવામાં ગયાં તેણે વિજાપરને ગોવળકાંડા ૧૬૮૭ માં વશ કર્યાં, પણ મરેઠાઓ વશ થયા નહિ અને અથડામણમાં તથા જુવાનીમાં કરેલાં પાપોના પસ્તાવાને લીધે તેની

તબીયત લથડતી ચાલી છેવટે અહમદનગરમાં ઇ. સ. ૧૭૦૭માં ૮૯ વર્ષની ઉમરે મરણ પામ્યો.

પ્ર૦ ઔરંગઝેબના ગુણ દોષ કહો.

ઉ૦ હિંદુઓ ઉપર જુલમ ગુજારવાથી તેના રાજ્યની વેળાસર પડતી થઇ. વળી પોતાના ભાઇ ભત્રીજાઓની કતલ કરેલી હોવાથી તેને ઘડપણમાં ઘણો પસ્તાવો થયો, અને પોતાની પણ તેવીજ દશા થશે એમ ધારી સરદારો તથા પુત્રો તરફ શંકાની નજરથી જોવા લાગ્યો. સરદાર અને લશ્કર પણ તેના હુકમોની અવજ્ઞા કરવા લાગ્યું. ઔરંગઝેબે પોતાનો ઇતિહાસ લખવાની મના કરી હતી; છતાં કાફીખાં નામના સરદારે બાદશાહથી છાનો ઇતિહાસ લખ્યો હતો તેમાં લખે છે કે બાદશાહ વિદ્વાન હતો. ફારસીભાષાપર સારી કાબુ મેળવી હતી. કુરાનનાં વચન યાદ રાખતો. પોતાની જિંદગી સાદાઇથી ગુજારતો. શરીરે મજબુત બાંધાનો હતો. દરેક કામપર જાતે દેખરેખ રાખતો. તેને નાચ અને સંગીત વિદ્યાપર તિરસ્કાર હતો. પોતાના દીકરાઓ તથા સરદારો પર દેખરેખ રાખવા છાના બાતમીદારો રાખ્યા હતા.

પ્ર૦ ઔરંગઝેબની રાજનીતિપરથી શો બોધ મળે છે?

ઉ૦ માણસ જુવાનીના મદમાં રાજ લોભ અગર લક્ષ્મીની લાલસાથી મોટાં મોટાં પાપ કરવા અચકાતા નથી, પણ ઘડપણમાં તેનો પસ્તાવો કરવો પડે છે, તેમજ પોતે પણ તેવા દગાનો ભોગ ન થઈ પડે તેને માટે હમેશાં સાવચેતી રાખવા પ્રયત્ન કરે છે. ચઢતીના વખતમાં સત્તાના દોરથી સર્વ કોઇ ન છુટકે આજ્ઞા માન્ય કરે છે, પણ ઘડપણના વખતમાં તેની આજ્ઞાઓની અવજ્ઞા કરી છોકરાં તેનું અપમાન કરે છે. કુટુંબઘાતને લીધેજ તેના રાજ્યની તેના મરણ

પછી વેળાસર પડતી થઇ. પોતાના બાપને કેદ કરી રાજ્ય લીધું હતું, તેવી રીતે પોતાને પોતાના પુત્રો કેદ કરે નહિ તે બાબત તેને હંમેશ સાવચેત રહેવું પડતું તથા તેમના પર વિશ્વાસુ બાતમીદાર મૂકવા પડતા.

પ્ર૦ ઔરંગજેબના શાહજાદાનાં નામ કહો.

ઉ૦ (૧) મોઆજીમ (૨) આજીમ (૩) કામબક્ષ (૪) મહમદ (૫) અકબર.

## બાહાદુરશાહ (મોઆજીમ) ઇ. સ. ૧૭૦૭–૧૭૧૨.

પ્ર૦ બહાદુરશાહે કેવી રીતે રાજ્ય મેળવ્યું ?

ઉ૦ મોઆજીમે આજીમને આગ્રા આગળ હરાવ્યો. તથા કામબક્ષને હૈદરાબાદ આગળ હરાવી પોતે બહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો, અને જીલ્ફીકારખાનને પ્રધાન નીમ્યો.

પ્ર૦ બહાદુરશાહના વખતના જાણવા લાયક બનાવ કહો.

ઉ૦ ગાદીએ બેસી મરાઠા રાજા શંભાજીના દીકરા શાહુને મિત્ર તરીકે રહેવાની શરતે છોડી મુકયો. રજપુત અને મરેઠાઓની સ્વતંત્રતા કબુલ કરી. એવામાં શીખ લોકોએ બંડ કર્યું તે સમાવવા બાદશાહ ગયો પણ સમ્યું નહિ, અને બાદશાહ ઈ. સ. ૧૭૧૨ માં મરણ પામ્યો.

પ્ર૦ બહાદુરશાહના ગુણ–દોષ કહો.

ઉ૦ લડાઇમાં હોંશીઆર નહોતો, ધર્મ બાબતમાં અકબરના વિચારોને મળતો હતો તેથી લાંબો વખત જીવ્યો હોત તો મોગલાઇને ચઢતી સ્થિતિમાં લાવત.

## જહાંદારશાહ ૧૭૧૨–૧૭૧૩.

પ્ર૦ જહાંદારશાહને કેની રીતે ગાદી મળી? .

ઉ૦ જુલફીકારખાનની મદદથી ભાઇ ભત્રીજાઓનો નાશ કરી ગાદીએ બેઠા.

પ્ર૦ જહાંદારશાહનું મરણ કેની રીતે થયું?

ઉ૦ તેના સપાટામાંથી બચેલો તેનો ભત્રિજો ફરોકશીર સૈયદ હુસેન અને સૈયદ અબદુલાની મદદથી તેની સામો થયો અને જહાંદારશાહ તથા જુલફીકારખાનને ૧૭૧૩માં આગ્રા આગળ મારી ગાદી લીધી.

## ફરોકશીર ૧૭૧૩–૧૭૧૯.

પ્ર૦ ફરોકશીરે ગાદી મેળવી શું કામ કર્યું.

ઉ૦ ગાદીએ બેસી પોતાને મદદ કરનાર સૈયદ અબદુલાને વજીર નીમ્યો, તથા સૈયદ હુસેનને સેનાપતિની જગા આપી.

પ્ર૦ તેના વખતના જાણુવા લાયક બનાવ કહો.

ઉ૦ સૈયદ હુસેનની મદદથી જોધપુરના રાજા અજીતસિંહની કન્યા સાથે લગ્ન કર્યું. શીખ લોકોએ પોતાના સરદાર બંધુની આગેવાની નીચે બંડ કર્યું. તેથી સૈયદ હુસેને તેમને હરાવ્યા, અને તેમના સરદાર બંધુને ક્રુર રીતે મારી નાખ્યો. પછી સૈયદ હુસેન દક્ષિણમાં ગયો, અને નિઝામ ઉલમુલ્ક પાસેથી ચાર્જ સંભાળી મરાઠા સાથે સલાહ કરી.

પ્ર૦ બાદશાહ અને સૈયદ ભાઇઓ વચ્ચે શા કારણથી અણુબનાવ થયો.

ઉ૦ સૈયદ હુસેને મરેઠા સાથે સલાહ કરી હતી કે મરેઠાઓએ કબજે કરેલો મુલક તેમની પાસે રહેવા દેવો, અને દક્ષિણમાં સરદેશ

મુખી તથા ચોથ ઊઘરાવવા દેવી. તેના બદલામાં મરેઠી રાજા શાહુ દરવરસે પંદરલાખ રૂપીઆ ખંડણી ભરે, તથા પંદરહજાર સ્વારોથી બાદશાહની ચાકરી કરવી. આ સરતો ઉપર સહી કરાવવા હુસેન શાહુના પ્રધાન બાલાજીને લઈ બાદશાહ પાસે આવ્યો, પણ બાદશાહે તેના ઉપર સહી ન કરી, તેથી સૈયદભાઈઓએ બાદશાહને મારી નાખ્યો. ઇ. સ. ૧૭૧૯.

પ્ર૦ ફરોકશીરના વખતમાં અંગ્રેજોએ કેવી રીતે લાભ મેળવ્યો?

ઉ૦ બંગાળાના સુબા સામે ફરીયાદ કરવા કેટલાક અંગ્રેજો ફરોકશીરના દરબારમાં ડૉકટર હેમીલ્ટનની સરદારી નીચે આવ્યા હતા. આ વખતે બાદશાહ માંદો હતો. તેનો રોગ ડૉ. હેમીલ્ટને મટાડયો, તેથી ઇનામ બદલ તેની કેટલીક જમીન આપી, અને અંગ્રેજી માલનું હાંસલ માફ કર્યું.

પ્ર૦ સૈયદ ભાઇઓ બાદશાહ બનાવનાર કેમ કહેવાયા?

ઉ૦ ફરોકશીરને મારી નાખી રફીઉદ્દીન જાન અને રફીઉદ્દૌલાને ગાદી આપી, અને તેઓ મરણ પામતાં સૈયદોએ શાહઆલમના પૌત્ર મહમદશાહને ગાદીએ બેસાડયો. આવી રીતે તેઓ પોતાની સત્તાના બળથી મરજી મુજબના માણસોને ગાદી આપતા, અને તેઓની સાથે અણબનાવ થતાં મારી નાખી નવા માણસને ગાદી આપતા તેથી તેઓ બાદશાહ બનાવનાર કહેવાયા.

## મહમદશાહ રંગીલો ૧૭૧૯–૧૭૪૮.

પ્ર૦ મહમદશાહે ગાદીએ બેસી પ્રથમ શું કામ કર્યું?

ઉ૦ પોતાની મા તથા સરદારોની શીખવણીથી ૧૭૧૯માં સૈયદહુસેનને અને ૧૭૨૦માં શાહપુરની લડાઇમાં સૈયદ અબ્દુલાને મરાવી

રાજ્યકારભાર દક્ષિણના સુબા અસોફજા તથા અયોધ્યા સુબા સાદતખાંને સોંપ્યો.

પ્ર૦ મહમદશાહના વખતમાં ક્યાં રાજ્યો સ્વતંત્ર થયાં ?

ઉ૦ બાદશાહનો સ્વભાવ ફાવતો નહિ આવવાથી ૧૭૨૦ માં નિઝામ ઉલમુલ્કે હૈદરાબાદમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. ઈ. સ. ૧૭૩૨માં અયોધ્યાના સુબા સાદતખાંએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું, તેમજ મુર્શીદ કુલીખાને બંગાળામાં અને કર્ણાટકના નવાબે અર્કાટમાં ગાદી કરી સ્વતંત્ર અમલ ચલાવ્યો. વળી મારવાડના રાજા અજીતસિંહે અજમેર જીત્યું, તથા મરેઠાઓએ દક્ષિણમાં ચોથ ઉઘરાવવા માંડી.

પ્ર૦ મહમદશાહના વખતની મરેઠી રાજ્યની સ્થિતિ કહો.

ઉ૦ ૧૭૨૦ માં બાલાજી પેશ્વાના મરણ પછી બાજીરાવ પેશ્વા થયો, તેના હાથ નીચે રાણોજી સિંધિઆ, મલ્હારરાવ હોલ્કર, પિલાજી ગાયકવાડ અને ઉદ્ધવજી પરમાર નામના બહાદુર સરદાર હતા તેમણે ગુજરાત, માળવા, બુંદેલખંડનો કેટલોક ભાગ જીતી મરેઠી સત્તા વધારી. બાજીરાવ હોંશીઆર અને રાજ્યનીતિજ્ઞ હોવાથી મરેઠી રાજ્ય સારી ચઢતી સ્થિતિમાં આવ્યું તે ઇ. સ. ૧૭૪૦માં મરણ પામ્યો. તેના મરણ પછી બાલાજી બીજો પેશ્વા થયો.

પ્ર૦ મહમદશાહના વખતમાં કયા કયા પરદેશી રાજાઓએ સ્વારી કરી ?

ઉ૦ ઇ. સ. ૧૭૩૮ માં ઈરાનના રાજા નાદિરશાહે અને ઇ. સ. ૧૭૪૭ માં અફઘાનિસ્તાનમાં બાદશાહ અહમદશાહ અબ્દાલીએ સ્વારીઓ કરી.

નાદિરશાહની સ્વારી વિષે શું જાણો છો ?

ઉ૦ ઈ. સ. ૧૭૩૮ માં હિંદપર ચઢી આવ્યો તેની સામે બાદશાહે કર્નાલ આગળ યુદ્ધ કર્યું, પણ નિજામ ઉલમુલ્ક અને સાદખાનની ફાટફુટને લીધે મોગલો હાર્યા. પછી નાદિરે દિલ્હી ૫૮ દિવસ સુધી લુંટયું, બાળ્યું અને વીશ હજાર માણસોની કતલ કરી કોહીનૂર, મયૂરાસન તથા જવાહીર અને રોકડનાણું મળી બત્રીસ કરોડની મીલકત લઈ ચાલ્યો ગયો.

પ્ર૦ અહમદદુરાનીની સ્વારીની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ અફઘાનિસ્તાનનો બાદશાહ ઈ. સ. ૧૭૪૭ માં મોગલ રાજ્ય પર ચઢી આવ્યો, પણ શાહજાદા અહમદે તથા કમરૂદ્દીને સરહિંદ આગળ હરાવ્યો. મોગલોનો આ છેલ્લોજ વિજય હતો.

## અહમદશાહ ૧૭૪૮-૧૭૫૪.

પ્ર૦ અહમદશાહના વખતના જાણવા લાયક બનાવ કહો.

ઉ૦ ૧૭૫૨ માં અહમદશાહ અબદલ્લી ફરીથી સ્વારી લાવ્યો, તેને લાહોર આપી પાછો કાઢયો. (૨) મલ્હારરાવ હોલ્કરે દિલ્હી જીતી લીધું. (૩) ૧૭૫૧ માં મરેઠાઓને બંગાળામાંથી ખંડણી લેવાની સનંદ મળી. (૪) રોહીલા લોકોએ બંડ કર્યું તે મરેઠાઓની મદદથી સમાવ્યું. એવામાં નિઝામઉલમુલ્ક ઉર્ફે અસોફજાના દીકરા ગાજીઉદ્દીને બાદશાહને આંધળો કરી ઈ. સ. ૧૭૫૪ માં મારી નાખ્યો.

## આલમગીર (૨) ૧૭૫૪-૧૭૫૯.

પ્ર૦ આલમગીરના સમયનું વર્ણન કરો.

ઉ૦ એને ગાજીઉદ્દીનની મદદથી ગાદી મળી. ગાજીઉદ્દીને અબદલ્લીના સુબાને પંજાબમાંથી કાઢી મૂક્યો. તેથી ૧૭૫૬ માં અબદલ્લી ત્રીજીવાર ચઢી આવ્યો અને મથુરા લુંટી નજીમઉદ્દૌલાને સુબો

ઠરાવી પાછો ગયો. પછી ગાજીઉદ્દીનને બાદશાહ સાથે અણબનાવ થવાથી બાદશાહનું માથું કપાવી નદીમાં નંખાવ્યું, ઇ. સ. ૧૭૫૯ અને એક બાળકને ગાદી આપી. અબદલી ચોથી વખત ૧૭૫૯ માં હિંદપર સ્વારી લાવ્યો પણ પાછો ગયો.

## શાહઆલમ (૨) ૧૭૫૯–૧૮૦૬.

પ્ર૦ શાહઆલમની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ એ નામનોજ બાદશાહ હતો. તેના વખતમાં ૧૭૬૧ માં અહમદદુરાની પાંચમી વાર હિંદપર ચઢી આવ્યો અને પાણીપતના મેદાનમાં મરેઠાને હરાવ્યા. આ બાદશાહને ગુલામકાદરે આંધળો કરી સિંધિઆને સોંપ્યો. સિંધિઆ પાસેથી અંગ્રેજોએ ૧૮૦૩ માં છોડાવ્યો તે ઇ. સ. ૧૮૦૬ માં મરણ પામ્યો.

## અકબર બીજો ૧૮૦૬–૧૮૩૭.

પ્ર૦ અકબરના સમયની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ એ શાહઆલમનો છોકરો હતો. તેનું ભરણપોષણ તથા રક્ષણ અંગ્રેજોએ સારી રીતે કર્યું. તે ઇ સ. ૧૮૩૭ માં મરણ પામ્યો.

## મહમદ બહાદુરશાહ ૧૮૩૭–૧૮૫૮.

પ્ર૦ તેના વખતની કારકીર્દીનું વર્ણન કરો.

ઉ૦ આ ફક્ત નામનો મોગલ વંશનો છેલ્લો બાદશાહ હતો. તેનું રાજ્ય જવાથી હંમેશાં ઉદાસ રહેતો. ક્રોધના આવેશથી ૧૮૫૭ ના બળવામાં સામેલ થયો તેથી ૧૮૫૮ માં અંગ્રેજોએ રંગુનમાં કેદ કર્યો અને તેના બે કુંવરને બળવામાં ભાગ લેવાથી તોપને ગોળે ઉરાડી મુકયા. બાદશાહ રંગુનમાં ૧૮૬૨ માં મરણ પામ્યો.

પ્ર૦ મોગલવંશની સામાન્ય જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ એ વંશ દિલ્હીની ગાદીએ લગભગ સવાત્રણસેં વરસ રહ્યો. પહેલા છ બાદશાહના વખતમાં આ રાજ્યની આબાદાની સારી હતી, પણ ઔરંગજેબના ધર્માંધપણાને લીધે હિંદુપ્રજા તેની દુશ્મન બની એટલુંજ નહિ, પણ મરેઠા અને રજપુતો મળી ઔરંગજેબના મરણ પછી મોગલાઇને તોડી પાડી. મોગલવંશના બાદશાહોમાં અકબર સર્વોત્તમ બાદશાહ હતો. તેણે ધર્મબાબત જુલમ ન કરતાં હિંદુ અને મુસલમાન પ્રજા ઉપર સમાન ભાવથી વર્ત્યો, તેથી રજપુત અને હિંદુપ્રજા તેને મદદગાર બની મોગલાઇની ચઢતી કરવામાં મદદ કરવા લાગી. મુસલમાનો તેને નાસ્તક કહી નિંદતા, પણ હિંદુપ્રજા તેને દેવમાફક પૂજતી.

પ્ર૦ મોગલવંશની પડતીનાં કારણ કહો.

(૧) ઔરંગજેબના ધર્માંધપણાથી હિંદુ પ્રજા દુશ્મન બની. ઔરંગજેબ પછી કોઇપણ બાદશાહ બળવાન થયો નહિ. તેથી તમામ સત્તા સરદારોના હાથમાં રહેતી, અને બાદશાહો પુતળા જેવાજ હતા.

(૨) મરેઠા, રોહિલા, શીખ અને રજપુતોએ બંડ કર્યાં, તથા પ્રાંતોના સુબા સ્વતંત્ર થયા.

(૩) ઔરંગજેબે વિજાપુર, ગોવળકોંડા અને અહમદનગરના રાજ્યોની સત્તા તોડી પાડી, તેથી શિવાજીને રાજ્ય સ્થાપવાનું ફાવતું આવ્યું, કે આગળ જતાં જેના વંશજોએ મોગલાઇનો નાશ કર્યો.

(૪) બાદશાહોએ ભૂગોળવિદ્યાનું જ્ઞાન મેળવ્યું નહિ.

( ૫ ) જજીઆવેરો, જાત્રાવેરો ચાલુ રાખવાથી હિંદુઓ ગુસ્સે થયા.

( ૬ ) કુટુંબ અને ભાઇઓનો રાજ્યલોભથી નાશ કર્યો.

( ૭ ) હિંદુ અને મુસલમાનો વચ્ચે ભેદ રાખી હિંદુઓને નોકરી આપી નહિ.

( ૮ ) લશ્કરને પગાર આપી શકયા નહિ તથા છેવટના ભાગમાં મહેસુલ વસુલ કરી શકયા નહિ.

( ૯ ) લશ્કરની વ્યવસ્થા ખામી ભરેલી થઇ તથા સિપાઇઓ લાંચીઆ, દારૂડીઆ, વિષયી અને આળસુ થયા. સરદારો નિમકહરામ ને વિશ્વાસઘાતી થયા.

(૧૦) લડાઇના ઘોડાઓ ઉપર મોજશોખનો ઘણો સામાન નાખતા તેથી ઘોડાઓને નાસવામાં ઘણી અડચણ પડતી.

પ્ર૦ અકબર અને ઔરંગજેબનો મુકાબલો કરો.

ઉ૦ ( ૧ ) રાજકીય શક્તિ, દઢતા, અને ચંચળાઇમાં બન્ને સરખા હતા.

( ૨ ) અકબર પોતાની અક્કલનો ઉપયોગ કરી સીધે રસ્તે કામ કાઢી લેતો તેથી અકબર પ્રજાપ્રિય બન્યો, પણ ઔરંગજેબ પોતાની અક્કલ આડે રસ્તે વાપરી કામ કાઢી લેતો તેથી પ્રજાનો તેના તરફ તિરસ્કાર ઉત્પન્ન થયો.

( ૩ ) અકબર ઉદાર હૃદયથી શરણે આવેલા શત્રુપર દયા બતાવી ક્ષમા આપતો અને તેનું સન્માન કરતો, ત્યારે ઔરંગજેબ શરણે આવેલા દુશ્મન તરફ નિર્દયતા બતાવી અપમાન કરતો.

( ૪ ) અકબર ઉદાર, ક્ષમાવાન, ને પ્રામાણિક હતો, પણ ઔરંગજેબ કપટી અને પક્ષપાતી હતો.

( ૫ ) અકબરે હિંદુઓપરના જુલમો બંધ કરી નોકરીમાં દાખલ

કર્યા તથા વેરાઓ માફ કરી મન મેળવી લઈ મિત્ર બનાવ્યા, ત્યારે ઓરંગઝેબે ધર્માંધપણાથી હિંદુ પ્રજાપર જુલમ ગુજારી નોકરીમાંથી બાતલ કરીને વેરા ચાલુ કરી દુશ્મન બનાવ્યા.

પ્ર૦ ઓરંગઝેબ અને શિવાજીનો મુકાબલો કરો.

ઉ૦ ( ૧ ) યુદ્ધકળા, રાજ્યનીતિ, દઢતા, ચંચળાઇ અને પ્રપંચ કરવામાં બન્ને સરખા હતા.

( ૨ ) ઓરંગઝેબ કરતાં શિવાજીએ પોતાના લશ્કરમાં ધાર્મિક જુસ્સો વધારે ઉત્પન્ન કર્યો તેથી શિવાજીના મરણ પછી તેનું રાજ્ય બળવાન થયું, પણ ઓરંગઝેબના મરણ પછી મોગલાઈ રાજ્યની પડતી થઈ.

( ૩ ) ઓરંગઝેબ જીતાયલી પ્રજાપર જુલમ કરી અપ્રિય બનતો ત્યારે શિવાજીએ શરણે આવેલી પ્રજાપર પ્રેમ બતાવી સારી રાજ્યવ્યવસ્થા કરી પ્રજાને સંતોષ આપ્યો.

( ૪ ) ઓરંગઝેબને મુસલમાન ધર્મનું અભિમાન હતું, તેજ પ્રમાણે શિવાજીને હિંદુ ધર્મનું અભિમાન હતું.

( ૫ ) શિવાજી પોતાના લશ્કર અને સરદારો ઉપર વિશ્વાસ રાખી તેમને સ્વતંત્ર અધિકારી સોંપતો અને સારૂં કામ કરનારની કદર કરી ઉંચી પાયરીએ ચઢાવી માન મરતબો વધારતો, ત્યારે ઓરંગઝેબ પોતાના સરદાર અને લશ્કર તરફ અવિશ્વાસથી જોઈ તેમના કામની દેખરેખ રાખવા છુપા જાસુસો રાખતો. તથા કોઇ સરદારની વધતી જતી સત્તા સાંખી શકતો નહિ, તેથી સરદારો તેના હુકમનો ન ચાલેજ અમલ કરતા.

( ૬ ) શિવાજીનું લશ્કર ઓછું કસાયલું પણ ઉમંગી, ચાલાક, સ્વદેશાભિમાની, નિમકહલાલ અને પોતાના માલીકની આજ્ઞા માન્ય કરી કામ કરવા તત્પર રહેતું ત્યારે ઔરંગજેબનું લશ્કર કસાયલું પણ આળસુ, મોજશોખી, વિષયી અને નિમકહરામ બની પોતાના સરદારની આજ્ઞાનો અમલ કરવામાં બેદરકાર હતું.

( ૭ ) ઔરંગજેબ કરતાં શિવાજીની રાજ્યનીતિ ને મનુષ્યપરીક્ષા ઉત્તમ પ્રકારની હોવાથી નાના જાગીરદારપરથી વધી મોટો રાજ્યસ્થાપક થયો.

( ૮ ) ઔરંગજેબે રાજ્ય મેળવવા માટે કુટુંબઘાત જેવું મહાન પાપ કર્યું હતું, તેવું પાપ શિવાજીને કરવું પડયું નહિ.

## લડાઇઓ.

| સ્થળ. | સાલ. | પરિણામ. |
|---|---|---|
| પાણીપત (૩) | ૧૫૨૬ | બાબરે ઈબ્રાહીમ લોદીને હરાવ્યો. |
| ફતેપુર સિક્રી | ૧૫૨૭ | બાબરે સંગરાણાને હરાવ્યો. |
| મંદેસર | ૧૫૩૫ | હુમાયુએ બહાદુરશાહને હરાવ્યો. |
| બકસર (૧) | ૧૫૩૯ | શિરશાહે હુમાયુએ હરાવ્યો. |
| કનોજ | ૧૫૪૦ | „ „ |
| પાણીપત (૪) | ૧૫૫૬ | બહેરામે હેમુને હરાવ્યો. |
| તાલીકોટ | ૧૫૬૫ | ગોવળકાંડાના રાજાએ વિજયનગરના હિંદુ રાજ્યની આખર આણી. |
| કાશી | ૧૬૫૭ | દારાએ સુજાને હરાવ્યો. |

| | | |
|---|---|---|
| આગ્રા (૧) | ૧૬૫૭ | ઔરંગજેબે દારાને હરાવ્યો. |
| ઉજ્જન | ૧૬૫૭ | મોરાદ તથા ઔરંગજેબે જસવંતસિંહને હરાવ્યો. |
| આગ્રા (૨) | ૧૭૦૭ | મોઆજીમે આજીમને હરાવ્યો. |
| હેદ્રાબાદ | ૧૭૦૮ | મોઆજીમે કામબક્ષને હરાવ્યો. |
| આગ્રા (૩) | ૧૭૧૩ | ફ્રૂરોકશિરે જહાંદારશાહને હરાવ્યો. |
| શાહપુર | ૧૭૨૦ | નિઝામે સૈયદ અબદુલ્લાને હરાવ્યો. |
| કર્નાલ | ૧૭૩૮ | નાંદિરશાહે મોગલોને હરાવ્યા. |
| સરહિંદ | ૧૭૪૭ | મોગલોએ અહમદ દુરાનને હરાવ્યો. |
| પાણીપત (૫) | ૧૭૬૧ | અહમદ દુરાનીએ મરેઠાને હરાવ્યા. |

## પ્રખ્યાત માણુસોની ટૂંકી હકીકત.

**ચાંદબીબી**—વિજાપુરના આદિલશાહની વિધવા હતી. તેણે બુરહાનના મરણ પછી ગાદીની તકરાર ઊઠતાં બહાદુર નામના પોતાના ભત્રિજાનો પક્ષ લઈ રાજ્યકારભાર ચલાવ્યો. એક પક્ષવાળાએ અકબરની મદદ માગવાથી અકબરે પોતાના પુત્ર મુરાદને મોકલ્યો. આ બાઇએ મુરાદના હલ્લાઓ બહાદુરીથી પાછા હઠાવ્યા, પણ દારૂગોળો ખૂટી જતાં ૧૫૯૪માં વરાડપ્રાંત આપવાની શરતે સલાહ કરી. પછીથી સરહદ માટે તકરાર ઊઠતાં અકબર જાતે લડવા આવ્યો, પણ લશ્કરે દગો કરી ચાંદબીબીને ઈ. સ. ૧૫૯૯માં મારી નાખી. આ બાઇ જુવાનીમાં વિધવા થવા છતાં પોતે નીતિમાન રહી હતી. તે લડવામાં ઘણી બહાદુર અને રાજ્યકારભાર ચલાવવામાં ઘણી કુશળ હતી.

**નુરજહાં**—કોઈ ઈરાની ઉમરાવની કન્યા હતી. તે ઘણી રૂપાળી હતી. તેનો બાપ દુઃખનો માર્યો ઇરાનમાંથી આવી અકબરના

દરબારમાં રહ્યો હતો. તેનું રૂપ જોઈ જહાંગીર મોહ પામી તેની સાથે લગ્ન કરવા ઇચ્છા રાખતો હતો, પણ અકબરે તેને પોતાના ઉમરાવ શેરઅફ્ઘાન સાથે પરણાવી બંગાળે મોકલાવી દીધી. અકબરના મરણ પછી જહાંગીરે શેરઅફ્ઘાનને મારી તેની સાથે લગ્ન કર્યું. આ બાઈ રાજકારભાર ચલાવવામાં હોશિઆર અને બુદ્ધિશાળી હતી. તેણે બાદશાહને વશ કરી કેટલાક દુર્ગુણો છોડાવ્યા હતા. જહાંગીરના મરણ પછી પોતાના જમાઇ શહરીયારને ગાદી મળે તેવી તેને ઇચ્છા હતી, તેથી શાહજહાં ને મહોબતખાને બંડ કર્યું હતું. જહાંગીરના મરણ પછી શાહજહાંએ તેને વર્ષાસન બાંધી આપી નજરકેદ કરી હતી.

**મુમતાજમહાલ**—નુરજહાંના ભાઇ અસોફખાંની દીકરી અને શાહજહાંની માનીતી બેગમ હતી. જ્યારે તે માંદી પડી અને બચ્ચવાની આશા ન રહી ત્યારે શાહજહાંને તેણે પોતાના મરણ પછી બીજી બેગમ નહિ કરવાનું તથા તેની કબર ઉપર સુંદર મકાન બાંધવાની માગણી કરી. જે શાહજહાં બાદશાહે સ્વીકારી, અને તેની કબર ઉપર તાજમહેલ નામનો પ્રખ્યાત રોજો બાંધી તેનું નામ અમર કર્યું.

**સંગ**—એ ચિતોડનો રાણો હતો. તે લડાઇમાં એક આંખે કાણો, એક પગે લંગડો, અને એક હાથે ઠુંઠો થયો હતો. તેના શરીર પર તરવાર તથા ભાલાના મળી ૮૦ ઝખમો ગણી શકાતા હતા. તેણે બાબર સામે દિલ્હીનું રાજ્ય મેળવવા ફતેપુરસિક્રીના મેદાનમાં યુદ્ધ કર્યું હતું, પણ તેમાં તે હાર્યો હતો. તે લડવામાં ઘણો બહાદુર હતો.

**પ્રતાપરાણો**—એ ઉદેસિંહનો કુંવર ઉદેપુરનો રાણો હતો. મોગલોને કન્યા આપવાનું હલકું કામ ન કરતાં રાજ્યપાટ

ખોયું, વનેવન રખડયો અને અસહ્ય સંકટ સહન કર્યાં પણ મોગલોને કન્યા આપી નહિ અને પોતાનો ટેક સાચવ્યો. અને પાછળથી લડાઇઓ લડી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું. અકબરે પણ તેની બહાદુરીની પ્રશંસા કરી પછી તેને વધારે હેરાન કર્યો નહિ. હજુ પણ ઉદેપુરના રાણાઓ મોગલોને કન્યા નહિ આપવાથી કુળવાન ગણાય છે.

**નાદિરશાહ**—ઇરાનનો બાદશાહ હતો. તેણે મોગલ બાદશાહ મહમદશાહના વખતમાં ઇ. સ. ૧૭૩૮માં સ્વારી કરી મોગલોને કર્નાલની લડાઇમાં હરાવ્યા, અને દિલ્હીને બાળ્યું, લુંટયું અને રૈયતની કતલ ચલાવી ૩૦ હજાર માણસના જીવ લીધા. વળી કોહીનુર, મયુરાસન અને જવાહીર મળી ૩૨ કરોડની મિલકત લઇ ચાલ્યો ગયો.

**અહમદદુરાની**—અફઘાનિસ્તાનનો બાદશાહ હતો. તેણે ૧૭૪૭–૫૨–૫૬–૫૯–૬૧ મળી હિંદ ઉપર પાંચ સ્વારીઓ કરી. પહેલી સ્વારીમાં પોતે હાર્યો, પણ બાકીની સ્વારીઓમાં વિજય મેળવ્યો, અને છેલ્લી સ્વારીમાં હિંદની સર્વોપરી સત્તા મેળવવાને તૈયાર થયેલા મરેઠાઓને હરાવી તેમની આશા નિષ્ફળ કરી.

પ્ર૦ મોગલ બાદશાહોની રાજ્યનીતિમાં કઇ કઇ ભૂલ થઇ?

ઉ૦ (૧) હુમાયુએ ઉદાર મનથી પોતાના ભાઇઓને રાજ્ય વહેંચી આપી સ્વતંત્ર સત્તા સોંપી, આથી તેનું લશ્કરની ભરતી કરવાનું સ્થળ બંધ થયું, તથા તેના રાજ્યલોભી ભાઇઓએ આફતને વખતે મદદ કરવાને બદલે નિમકહરામ થઇ તેનાં બૈરાં છોકરાંને કેદ કરી દુઃખ દીધું. લશ્કરની અછતને લીધે શિરશાહથી હારી ઇરાનમાં નાશી જવું પડયું.

(૨) શાહજાદાઓને સુબા નીમી તેમને સ્વતંત્ર સત્તા સોંપી, અને તેમનાં કામ ઉપર દેખરેખ રાખવાને બદલે બે દરકાર બન્યા.

તેથી તેઓ પોતાના બાપ સામે બંડ ઊઠાવવા લાગ્યા, અને છેવટે ઔરંગજેબે તો પોતાના બાપ શાહજહાંને કેદ કરી રાજ્યસત્તા પોતાના હાથમાં લીધી.

(૩) સલીમે (જહાંગીરે) અબુલ્ફજલનું ખુન કરાવી અકબરને માઠું લગાડયું, તો સલીમ ગાદીએ આવ્યો કે તેના સમયમાં શાહજાદા ખુશરૂ અને ખુરમે બંડ કરી જહાંગીરને પજવ્યો અને શાહજહાંના શાહજાદાઓ તો બંડ કરી ન અટકતાં શાહજહાંની રાજ્યસત્તા લઈ લીધી અને કેદખાનામાં નાખ્યો, ઔરંગજેબ જેવા કાબેલ બાદશાહને . પણ આ બાબતનો બહુ ડર રહેતો તેથી શાહજાદાઓના વર્ત્તન ઉપર ઘણી સખત દેખરેખ રાખતો. જેઓ પોતાના માબાપની સામે થઇ માબાપનું સ્હેજ અપમાન કરે છે, તેમને આગળ જતાં પોતાના પુત્રો તરફથી ઘણુંજ અપમાન વેઠવાનો પ્રસંગ આવે છે. તે આ ઉપરથી સમજાશે. માટે સર્વેએ માબાપની આજ્ઞા શિરસાવંદ્ય માન્ય કરી તેઓ પ્રસન્ન રહે તેવું વર્ત્તન રાખવું.

(૪) ઔરંગજેબે વિજાપુર અને ગોવળકાંડાનાં મુસલમાની રાજ્યોનું બળ તોડતા અગાઉ તેમની સાથે મિત્રાચારી કરી મરેઠાઓનું બળ તોડયું હોત તો મરેઠા તરફની આટલી બધી વિપત્તિઓ વેઠવી પડત નહિ. મરેઠા બળ તોડયા પછી વિજાપુરને ગોવાળકાંડા સહેલાઇથી જીતી શકાત.

(૫) મહમદશાહે નિઝામ ઉલમુલ્ક અને સાદતખાં ઉપર વિશ્વાસ ન રાખતાં પોતાની સ્વતંત્ર બુદ્ધિથી ચાલી નાદિરશાહ સાથે યુદ્ધ અગર સલાહ કરી હોત તો રાંક પ્રજાને તે વિપત્તિ વેઠવી પડત નહિ.

# ભૂગોળ.

## એશિઆખંડ.

પ્ર૦ ખંડ કોને કહે છે ?

ઉ૦ પૃથ્વી પરની જમીનના ઘણું ખરૂં કુદરતી રીતે જે ચાર વિભાગ પડેલા છે તેને ખંડ કહે છે.

પ્ર૦ સર્વ ખંડમાં મોટો ખંડ કયો છે ?

ઉ૦ એશિઆ ખંડ.

પ્ર૦ એશિઆખંડ ઘણો અગત્યનો છે તેનાં કારણ ગણાવો.

ઉ૦ સર્વ ખંડ કરતાં વસ્તીને વિસ્તારમાં મોટો છે. પૃથ્વી પરના બીજા ખંડ જ્યારે જંગલી અવસ્થામાં હતા ત્યારે આ ખંડ સુધારાની ટોચ પર હતો. દુનિઆ પર ચાલતા મુખ્ય ધર્મોના સ્થાપકોનો જન્મ આ ખંડમાં થયો હતો.

પ્ર૦ એશિઆખંડની સીમા કહો.

ઉ૦ ઉત્તરે ઉતર મહાસાગર, પૂર્વે પાસિફિક મહાસાગર, દક્ષિણે હિંદી મહાસાગર, પશ્ચિમે બાબલમાંડપની સામુદ્રધુની, રાતો સમુદ્ર, સુવેઝની નહેર, ભૂમધ્ય સમુદ્ર, કાળો સમુદ્ર, કાસ્પિઅન સમુદ્ર, યુરલ પર્વત અને યુરલ નદી છે.

પ્ર૦ બાબલમાંડપ વિષે શું જાણો છો ?

ઉ૦ તેને આંસુનો દરવાજો કહે છે, કારણ કે તેની પાસેના સમુદ્રમાં ઘણા ખડકો આવેલા હતા, તેથી પહેલાં વેપારીઓનાં વહાણ ખડક સાથે અથડાઈને ભાગી જતાં.

પ્ર૦ એશિઆનો વિસ્તાર કહો,

ઉ૦ તે વધારેમાં વધારે ૬૭૦૦ મૈલ લાંબો અને ૫૩૦૦ મૈલ પહોળો હોઈ બધા કટિબંધમાં આવેલો છે. તેણે દુનિઆની જમીનનો ત્રીજો ભાગ રોકેલો છે.

પ્ર૦ એશિઆની કુદરતી રચનાનું વર્ણન કરો.

ઉ૦ તેમાં પૂર્વથી પશ્ચિમ તરફ જનારા પર્વતોની સળંગ હાર ભૂમધ્ય સમુદ્રથી પાસિફિક મહાસાગર સુધી આવેલી છે. બધા પર્વતો પામીરના ઉચ્ચ પ્રદેશમાંથી શરૂ થાય છે. તેથી પામીરને દુનિઆનું છાપરૂં કહે છે.

પ્ર૦ પામીર વિષે શું જાણો છો ?

ઉ૦ દરિઆની સપાટીથી ૧૨૦૦૦ ફૂટ ઉંચાઈએ આવેલો ઉચ્ચ પ્રદેશ છે. એશિઆના પર્વતોની હાર આ સ્થળેથી શરૂ થઈ જુદી જુદી દિશાએ જાય છે, તેથી પામીરને દુનિઆનું છાપરૂં કે પર્વત રચનાનું મધ્યબિંદુ કહે છે.

પ્ર૦ એશિઆખંડના ઉચ્ચ પ્રદેશ કહો.

ઉ૦ **પામીર** (૧૨૦૦૦), **તિબેટ** (૧૫૦૦૦), **ગોબીતુંરણ, ઇરાન, અરબસ્તાન,** અને હિંદુસ્તાનનો દક્ષિણ ભાગ.

પ્ર૦ એશિઆનાં મેદાન કહો.

ઉ૦ **સૈબીરિઆ** સપાટ મેદાન હોઈ તેનો ઢોળાવ ઉત્તર તરફનો છે. **ચીન** અને **હિંદુસ્તાન** વિસ્તીર્ણ મેદાનનો ફળદ્રુપ પ્રદેશ છે.

પ્ર૦ એશિઆના પર્વત કહો.

ઉ૦ **હિમાલય, કારાકોરમ, કુએનલુન, થીઆનશાન, આલતાઈ, એબલોનોઇ,** અને **સ્ટેનોવોય,** પાસિફિક મહાસાગર સુધી ગયા છે. **હિંદુકુશ, એલબુર્ઝ,** અને **તોરસ** ભૂમધ્ય સમુદ્ર સુધી ગયા છે. આ સિવાય **યુનલિંગ, કોકેસસ, યુરલ, બેલુરતાગ** વગેરે પર્વતો છુટા છુટા આવેલા છે.

પ્ર૦ એશિઆની નદીઓ કહો.

ઉ૦ ઓબી, યેનેસી, અને લીના, ઉત્તર મહાસાગરને મળે છે.

આમુર, પૈહો; હોઆંગહો, યાંગસેકયાંગ, પાસિફિક મહાસાગર તરફ વહે છે.

કંતાન અને મેકાંગ ચિનાઈ સમુદ્રને મળે છે.

ઇરાવદી, માર્તાબાનના અખાતને મળે છે.

બ્રહ્મપુત્રા, ગંગા, મહા, કૃષ્ણા, ગોદાવરી, કાવેરી, બંગાળાના ઉપસાગરને મળે છે.

નર્મદા, તાપી, સિંધુ, અરબીસમુદ્રને મળે છે.

તિગ્રિસ, યુફ્રેટિસનું પાણી ઇરાની અખાતમાં પડે છે.

આમુદર્યા, અને સિરદર્યા (સીહુન) બલકાસ સરોવરને મળે છે.

જાર્ડન, મૃત સરોવરને મળે છે.

તારીમ, લેબનોર સરોવરને મળે છે.

પ્ર૦ એશિઆનાં જાણવાલાયક સરોવર કહો.

ઉ૦ બેકલ, મીઠાપાણીનું સૈબીરીઆમાં; કાસ્પિઅન, આરલ, બલકાસ, લાબનોર, તુર્કસ્તાન અથવા તાર્તરીમાં; મૃત, વાન એશિઆઇ તુર્કસ્તાનમાં, ઉરૂમીઆ, ઇરાનમાં, તેમીનોર, પાલતે, રાવણહ્રદ અને માનસરોવર તિબેટમાં; અને ચિલકા, કોલર અને સાંબર હિંદુસ્તાનમાં આવેલાં છે.

પ્ર૦ કાસ્પિઅન સમુદ્ર વિષે શું જાણો છો ?

ઉ૦ એશિઆમાં ખારા પાણીનું મોટામાં મોટું સરોવર છે. પહેલાં તે ઉત્તર મહાસાગરનો ભાગ હશે એમ આજુબાજુની જમીન પરથી જણાય છે. વળી તેમાં નદી મારફતે જેટલું પાણી આવે છે તેના

કરતાં વરાળ ( બાષ્પ ભવન ) થઇને વધારે ઉડી જાય છે, તેથી તેનો વિસ્તાર ધીમે ધીમે ઓછો થતો જાય છે. તે દરિઆની સપાટીથી ૮૫ ફૂટ નીચું છે.

પ્ર૦ મૃત ( ડેડસી ) સરોવર વિષેની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ દુનિઆમાં ખારામાં ખારા પાણીનું સિરિઆ પ્રાંતમાં આવેલું સરોવર છે. તે દરિઆની સપાટીથી ૧૩૦૦ ફૂટ નીચું છે. તેના ૧૦૦ મણ પાણીમાં ૪૫ મણ મીઠું રહેલું છે. આટલા બધા ખારા પાણીને લીધે તેને કાંઠે વનસ્પતિ ઉગતી નથી, તેમજ પાણીમાં માછલાં જીવી શકતાં નથી. વળી તેના પાણીનું એટલું ભારે ઘટત્વ છે કે માણસ ડુબતું નથી. આ સરોવરમાં જાડેન નદીનું પાણી પડે છે.

પ્ર૦ એશિઆના પૂર્વ કિનારે આવેલા સમુદ્ર કહો.

ઉ૦ બહેરિંગ, ઓખોટસ્ક, જાપાની, પીળો અને ચિનાઇ સમુદ્ર આવેલા છે. તે બધા ટાપુઓને લીધે પાસિફિક મહાસાગરથી જુદા પડયા છે.

પ્ર૦ પૂર્વ કિનારે આવેલી સામુદ્રધુનીઓ કહો.

ઉ૦ બહેરિંગ અને કોરિઆની સામુદ્રધુનીઓ છે.

પ્ર૦ પૂર્વ કિનારે કયા કયા દ્વીપકલ્પ છે ?

ઉ૦ કામસ્કાટકા અને કોરિઆ.

પ્ર૦ એશિઆના દિક્ષણ કિનારે આવેલા સમુદ્ર કહો.

ઉ૦ અરબીસમુદ્ર અને બંગાળાનો સમુદ્ર.

પ્ર૦ દક્ષિણ કિનારે આવેલી સામુદ્રધુનીઓ ગણાવો.

ઉ૦ મલાક્કા, પાહ્ક, ઓરમઝ ને બાબલમાંડપ.

પ્ર૦ દક્ષિણ કિનારે કયા દ્વીપકલ્પ આવ્યા ?

ઉ૦ **હિંદુસ્તાન, હિંદીચીન, અને અરબસ્તાન.**

પ્ર૦ પશ્ચિમ કિનારે કયા સમુદ્રો છે ?

ઉ૦ **રાતોસમુદ્ર, ભૂમધ્યસમુદ્ર, કાસ્પિઅન અને કાળોસમુદ્ર.**

પ્ર૦ પશ્ચિમ કિનારાના દ્વીપકલ્પ કહો.

ઉ૦ એશિઆ માઇનોર.

પ્ર૦ એશિઆ ખંડની ભૂશિરો ગણાવો.

ઉ૦ ઉત્તરમાં **ચેલેસ્કીન**, પશ્ચિમે **કેપબાબા**, પૂર્વે **પૂર્વકેપ** અને દક્ષિણે **કેપરોમાનિઆ** આ સિવાય **કેપનાઇગ્રેસ; પાલમાયરા, કન્યાકુમારી** અને **કેપરાસ અલહદ.**

પ્ર૦ એશિઆખંડના બેટ કહો.

ઉ૦ ઉત્તર મહાસાગરમાં **નવોસૈબીરિઆ**, પાસિફિક મહાસાગરમાં **ક્યુરાઇલ, સઘેલિઅન, જાપાનના ટાપુ,** અને અને **લુચ્ચુ-બેટ**, ચિનાઈ સમુદ્રમાં **હેનાન, ફારમોસા, હાંગકાંગ,** હિંદી મહાસાગરમાં **અંદામાન નિકોબાર, પિનાંગ, સિંગાપોર, સિલોન, લક્ષદ્વીપ, માલદ્વીપ,** અને **બેંગુઇસમુહ** ઇરાની અખાતમાં **કારક, કિશ્મ, ઓરમઝ** અને **બહેરાનબેટ.** ભૂમધ્ય સમુદ્રમાં **લિસ્બોન, સામોસ, કોસ, રોડસ** અને **સૈપ્રસ.**

પ્ર૦ ઉપરના ટાપુઓમાંથી જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ નવા સૈબીરિઆની જમીનમાંથી હાથીદાંત જડે છે. ક્યુરાઇલ અને જાપાનના ટાપુમાં જ્વાળામુખી પર્વતો છે. સઘેલિઅન ટાપુ કોલસા માટે પ્રખ્યાત છે. અંદામાન ટાપુમાં હિંદમાંથી દેશનિકાલ કરેલા કેદીઓને રાખે છે, સિલોન તેજાના અને ચાને માટે પ્ર-

ખ્યાત છે. બહેરન અને કરક બેટ મોતીને માટે પ્રખ્યાત છે. સૈપ્રસ અંગ્રેજસરકારને તાબે છે. રોડ્સ પિથાગોરસની જન્મભૂમિ છે.

પ્ર૦ એશિઆખંડમાં કયાં કયાં રણ આવેલાં છે ?

ઉ૦ મોટામાં મોટું ગોબી (સામો)નું ચિનાઇ તાર્તરીમાં, ઇરાનનું, અરબસ્તાનનું અને હિંદુસ્તાનમાં થરપારકરનું રણ આવ્યું છે.

પ્ર૦ એશિઆખંડની આબોહવાનું વર્ણન કરો,

ઉ૦ ઉત્તર તરફ પુષ્કળ તાઢ પડે છે તેથી ત્યાંની જમીન પર હંમેશાં બરફ રહે છે. રણના પ્રદેશમાં પુષ્કળ ગરમી પડે છે. દરિઆકિનારાના ગરમ પ્રદેશમાં દરિઆને લીધે બહુ ગરમી કે ઠંડી પડતી નથી. એશિઆખંડના આબોહવા પ્રમાણે ચાર વિભાગ પડે છે. ઉત્તર તરફ હવા ઠંડી ને સૂકી હોવાથી વરસાદ ઘણો ઓછો પડે છે. અરબસ્તાનથી ગોબીના રણ સુધીના પ્રદેશમાં શિયાળામાં સખત તાઢ અને ઉનાળામાં સખત ગરમી પડે છે. ગોબીના રણ તરફ પર્વતો ભેજવાળા પવનને જવા દેતા નથી, તેથી વરસાદ ઘણો ઓછો પડે છે. હિંદુસ્તાન ને હિંદીચીનમાં મોનસુન પવનને લીધે નિયમિત ચોમાસું છે. મલયદ્વીપકલ્પ, સિલોન ને હિંદુસ્તાનનો દક્ષિણ ભાગ વિષુવવૃત્તની પાસે આવેલા હોવાથી ગરમ પ્રદેશ છે. એકંદર આ ખંડ તમામ કટિબંધમાં આવેલો હોવાથી દરેક ખંડના લોકો વસી શકે તેવો પ્રદેશ છે.

પ્ર૦ એશિઆખંડમાં વનસ્પતિ પેદાશ કઇ છે ?

ઉ૦ ધ્રુવ પાસેના પ્રદેશમાં અતિશય તાઢ પડવાથી જમીન પર બરફ પડયો રહે છે, તેથી ઉનાળામાં ત્યાં લીલ અને સેવાળ જાતની ઝીણી વનસ્પતિ થાય છે. ધ્રુવવૃત્ત આગળના પ્રદેશમાં પોપલર, બર્ચ અને પાઇનનાં જંગલ છે. પશ્ચિમ તરફના રણના પ્રદેશમાં

ખજુર અને પાસિફિક મહાસાગરના ઢોળાવ તરફ આવેલ, વોલ-નેટ અને લીંબુ પુષ્કળ થાય છે. વરસાદવાળા ગરમ પ્રદેશમાં ચોખા, શેરડી, ગળી અને અફીણ થાય છે. ડુંગર પર ચા, સાગ, સીસમ, ખેર અને દેવદાર થાય છે. દરિઆ કિનારે નાળિએર અને સોપારી થાય છે. ગરમ પ્રદેશમાં ગરમ મસાલો, વેનિલા, મરી અને સુંઠ થાય છે. ખંડના પશ્ચિમ ભાગમાં પુષ્કળ મેવો થાય છે.

પ્ર૦ એશિઆખંડમાં થતાં પ્રાણીઓ કહો.

ઉ૦ ધ્રુવ તરફના ઠંડા પ્રદેશમાં રેનડિઅર થાય છે. જે બરફમાં સારી રીતે ગાડી ખેંચે છે. ધ્રુવવૃત્ત તરફ ધોળાં રીંછ, એરમાઇન અને સેબલ નામનાં રૂવાં વાળાં પ્રાણી થાય છે. રણના પ્રદેશમાં એક અગર બે ખુંધ વાળાં ઊંટ થાય છે. મધ્ય એશિઆ, અરબસ્તાન અને ઇરાનમાં સુંદર ઘોડા થાય છે તિબેટમાં યાક (ચમરી ગાય) થાય છે. હાથી, વાઘ, સિંહ, ગેંડા પાડાં, અને રીંછ હિંદુસ્તાન અને હિંદીચીનમાં જોવામાં આવે છે. નદીઓમાં મોટા મગર નજરે પડે છે.

પ્ર૦ એશિઆખંડની વસ્તી વિષે શું જાણો છો?

ઉ૦ એશિઆખંડમાં લગભગ ૮૭ કરોડ માણસની વસ્તી છે. ચીન, હિંદુસ્તાન અને જાપાન ઘાડી વસ્તીવાળા પ્રદેશ છે. ક્ષેત્રફળના પ્રમાણમાં ઠંડીને લીધે સૈબીરિઆમાં ઘણી ઓછી વસ્તી છે.

પ્ર૦ એશિઆખંડમાં કઈ કઈ જાતના લોકો રહે છે?

ઉ૦ કોકેશિઅન, મોંગોલિઅન અને મલય.

પ્ર૦ કોકેશિઅન જાતનું ઓળખાણ આપો.

ઉ૦ શરીરે ઉંચા, કદાવર અને મજબુત છે, તેમની ચામડીનો રંગ

ગોરો અથવા ઘઉંવરણો છે. વાળ કાળા અથવા બદામી રંગના ને સુંવાળા હોય છે. મોં સ્હેજ લાંબુ હોય છે.

પ્ર૦ કોકેશિઅન પ્રજાની આ ખંડમાં ક્યાં ક્યાં વસ્તી છે?

ઉ૦ એશિઆના પશ્ચિમ ભાગના તથા હિંદુસ્તાનના રહેવાશીઓ આ વર્ગના છે.

પ્ર૦ માંગોલિએન પ્રજાનું ઓળખાણુ આપો.

ઉ૦ ચામડીનો રંગ પીળો, ગાલનાં હાડકાં ઉપસેલાં, આંખો ત્રાંસી અને સાંકડી, નાક ચપટાં. વાળ સીધા અને કાળા તથા દાઢી આછી હોય છે.

પ્ર૦ એશિઆ ખંડમાં તેમની વસ્તી કયાં કયાં છે?

ઉ૦ મધ્ય એશિઆ (તાતાર, તિબેટ, ચીન, જાપાન, બ્રહ્મદેશ) અને ઉત્તર એશિઆમાં આ પ્રજા રહે છે.

પ્ર૦ મલય લોકનાં લક્ષણુ કહો.

ઉ૦ આંખો કોકેશિઅન પ્રજા જેવી, વાળ માંગોલિઅન જેવા લાંબા અને બરછડ તથા મોંઢાનો ઘાટ હબસીના મોં જેવો અને ચપટો હોય છે. તેમની વસ્તી મલય દ્વીપકપલ્પ તરફ છે.

પ્ર૦ આ ત્રણે પ્રજાનાં ખાસ લક્ષણુ કયાં છે?

ઉ૦ પોતાના જુના વિચારને દૃઢતાથી વળગી રહે છે. તેમનામાં સ્ત્રી કેળવણી ઘણી ઓછી છે.

પ્ર૦ એશિઆખંડમાં મુખ્ય ધર્મ કયા કયા છે?

ઉ૦ બૌદ્ધ, હિંદુ, મુસલમાન અને ખ્રીસ્તિ.

પ્ર૦ બૌદ્ધ ધર્મની વસ્તી કયા કયા દેશોમાં છે?

ઉ૦ ચીન, જાપાન, તિબેટ, બ્રહ્મદેશ, સિયામ અને લંકામાં છે. સર્વ ધર્મ કરતાં આ ધર્મ માનનારની સંખ્યા દુનિઆમાં વધારે છે. તેમની વસ્તી લગભગ ૪૨॥ કરોડ માણુસની છે.

પ્ર૦ હિંદુ ધર્મ માનનાર લોકની વસ્તી કયાં છે?

ઉ૦ હિંદુસ્તાનમાં છે. તેમની વસ્તી લગભગ ૨૦ કરોડ ૮૦ લાખની છે.

પ્ર૦ મુસલમાન લોકોની વસ્તી કયા કયા દેશોમાં છે?

ઉ૦ બલુચિસ્તાન, અફઘાનિસ્તાન, ઈરાન, અરબસ્તાન, તુર્કસ્તાન, તાતાર તથા હિંદુસ્તાનમાં પણ તેમની વસ્તી છે, આ ધર્મ માનનારની સંખ્યા લગભગ ૧૨ કરોડ માણસની છે.

પ્ર૦ ખ્રિસ્તી ધર્મની વસ્તી આ ખંડના કયા દેશોમાં છે?

ઉ૦ એશિઆઇ તુર્કસ્તાનના ( સિરિયા, આર્મીનિઆ ) કેટલાક ભાગમાં તથા યુરોપિઅનોના સહવાસથી હિંદમાં પણ તેમની સંખ્યા વધતી જાય છે.

પ્ર૦ એશિઆખંડમાંથી નીકળતા ખનીજોની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ સોનું અને બીજી કીંમતી ધાતુ—આલતાઇ પર્વતમાંથી.

લાખંડની કાચી ધાતુ—હિંદુસ્તાન, ચીન, જાપાન વગેરે ઘણા દેશોમાંથી નીકળે છે પણ તેને ખોદીને જોઇએ તેવો ઉપયોગ થતો નથી.

કોયલા—ચીન, સૈબીરિઆ, ઈરાન, એશિઆ માઇનર, જાપાન અને હિંદુસ્તાન.

તાંબુ—જાપાન, હિંદુસ્તાન અને સૈબીરિઆમાંથી નીકળે છે.

કલાઈ—મલાય દ્વીપકલ્પ.

કેરોસીન—કોકેસસની દક્ષિણનો મુલક, હિંદી ચીન અને બ્રહ્મદેશ.

મીઠું—હિંદુસ્તાનમાં પંજાબ પ્રાંતના સોલ્ટરેન્જ નામના ડુંગરમાંથી.

પ્ર૦ એશિઆની ખેતીની પેદાશ કહો.

ઉ૦ ડાંગર, જુવાર, મકાઈ, ઘઉં—ચીન, જાપાન, એશિઆ માઇનોર હિંદુસ્તાન અને બ્રહ્મદેશ.

શેરડી—એશિઆના દક્ષિણ અને અગ્નિખુણામાં

ગરમમસાલો, ગુંદર, ગટાપર્ચા, ઈંડિઆરબર, રાળ અને ઔષધો. વિષુવવૃત્તની નજદીકના ગરમ પ્રદેશમાં.

તમાકુ—હિંદુસ્તાન, ચીન, એશિઆ માઇનોર, કોકેશિઆ અને તુર્કસ્તાન.

શણ—હિંદુસ્તાન.

સાગ—હિંદુસ્તાન અને હિંદી ચીનમાં પુષ્કળ થાય છે.

ચા—હિંદુસ્તાન, સિલોન, ચીન અને જાપાન.

અફીણ—હિંદુસ્તાન, ઈરાન અને ચીન.

રેશમ—હિંદુસ્તાન, ચીન, જાપાન, એશિઆ માઇનોર, ઈરાન અને તુર્કસ્તાન.

ખુંદ—હિંદુસ્તાન અને અરબસ્તાન.

પ્ર૦ એશિઆખંડમાં ચાલતા હુન્નર ઉદ્યોગની મુખ્ય હકીકત કહો.

ઉ૦ ચીન, હિંદુસ્તાન અને જાપાનમાં સુતરાઉ કાપડ વણાય છે. તેમજ હિંદુસ્તાનમાં શણનાં ટાટ અને કોથળા વણાય છે. યુરોપમાં બનતો ઘણોખરો માલ જાપાનના લોક બનાવવા લાગ્યા છે. જાપાનનું રેશમી કાપડ વખણાય છે. દિવાળીમાં ફોડવાના ફટાકડા ચીનમાંજ બને છે. કાથાનાં દોરડાં હિંદુસ્તાન અને ચીનમાં થાય છે. ગળીનો ઉદ્યોગ ફકત હિંદુસ્તાનમાંજ ચાલે છે.

પ્ર૦ એશિઆખંડના વેપારના માર્ગ કહો.

ઉ૦ એશિઆના મધ્યભાગમાં વેપારને માટે રસ્તાની સારી સગવડ નથી, તેથી વેપારીઓ ઉંટ કે પોઠ મારફત કોરા દિવસોમાં વેપાર

ચલાવે છે, પણ ચોમાસાના દિવસોમાં વેપાર ચાલતો નથી. ચીન અને જાપાનમાં પરદેશી પ્રજાને વેપાર કરવાની છુટ મળવાથી તેમનો વેપાર સારી રીતે ચાલે છે. વળી હિંદુસ્તાન, ચીન અને જાપાનમાં રેલવેના વધારાને લીધે વેપાર ચઢતી સ્થિતિમાં છે. તેમજ નદીઓનો જળમાર્ગ પણ વેપારની અનુકૂળતા કરી આપે છે. હિંદુસ્તાન, ચીન, જાપાન, ઈરાન અને અરબસ્તાનનો વેપાર દરિઆ રસ્તે ઠીક ચાલે છે. સૈબીરિઆને વેપાર માટે દરિઆકિનારો સગવડ પડતો છે, પણ ટાઢને લીધે પાણી ઠરી જવાથી વેપાર માટે નિરુપયોગી છે. દરેક દેશના મોટાં શહેરોનો તાર વડે સંબંધ જોડાવાથી પણ વેપારને અનુકૂળતા મળે છે.

પ્ર૦ એશિઆ ખંડનો વેપાર કહો.

ઉ૦ એશિઆખંડનો પરદેશનો ઘણોખરો વેપાર યુરોપિઅનોના હાથમાં છે. આ ખંડમાંથી મુખ્યત્વે ચા, રેશમ, રૂ, રંગ, તેલીબીઆં, ગુંદ, ગરમ મસાલો, ચોખા, ઊન, શણ, સાગ અને કેરોસીન બહારદેશ જાય છે, તેને બદલે સુતરાઉ, રેશમી, ગરમ અને શણનું કાપડ તથા સંચાઓને ઉપયોગી ધાતુઓ બહારથી આવે છે.

પ્ર૦ એશિઆનાં મોટાં બંદરો કહો.

ઉ૦ સ્મર્ના, મુંબાઈ, કલકત્તા, કોલંબો, સિંગાપોર, હાંગકાંગ, શાંગહાઇ અને યોકોહામા.

પ્ર૦ એશિઆખંડનાં મુખ્ય રાજ્ય કહો.

ઉ૦ દક્ષિણમાં–હિંદુસ્તાન, મલાયા દ્વીપકલ્પ, સિઆમ અને ફ્રેંચ હિંદી ચીન. પૂર્વમાં–ચીન અને જાપાનનું રાજ્ય.

ઉત્તરમાં—એશિઆઈ રૂશિઆ,

પશ્ચિમમાં—એશિઆઇ તુર્કસ્તાન, અરબસ્તાન, ઇરાન અને અફ્ગાનિસ્તાન એ ચાર મુસલમાની રાજ્ય છે.

પ્ર૦ એશિઆખંડના દેશો રાજધાનીનાં શહેર સાથે કહો.

| દેશનું નાંમ. | મુખ્ય શહેર. |
|---|---|
| ઉ૦ ( ૧ ) હિંદીચીન. | માંડલે. |
| ( ૨ ) ચિનાઈ રાજ્ય. | પેકીન. |
| ( ૩ ) જાપાન. | યદો ( ટોકિયો ). |
| ( ૪ ) એશિઆઇ રૂશિયા | ઇર્કુટસ્ક |
| ( ૫ ) એશિઆઈ તુર્કસ્તાન | સ્મર્ના |
| ( ૬ ) અરબસ્તાન. | મક્કા. |
| ( ૭ ) ઇરાન. | તેહરાન. |
| ( ૮ ) અફ્ઘાનિસ્તાન. | કાબુલ. |
| ( ૯ ) બલુચીસ્તાન. | ખિલાત. |
| ( ૧૦ ) હિંદુસ્તાન. | દિલ્હી. |
| ( ૧૧ ) સિલોન. | કોલંબો. |

## ૧. હિંદીચીન.

પ્ર૦ હિંદીચીનની જાણવાલાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ આ દેશ બંગાળા અખાત અને ચિનાઇ સમુદ્ર વચ્ચે આવેલો દ્વીપકલ્પ છે. દરિઆકિનારો પાસે હોવાથી બંદરો ઠીક છે, પણ વરસાદને લીધે હવા ભેજવાળી રહે છે, તેથી રોગનો ઉપદ્રવ વિશેષ છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખીણોમાં ચોખાનો પાક પુષ્કળ થાય છે. જંગલો વધારે હોવાથી ઇમારતી લાકડું થાય છે. ખેતીની પેદાશમાં શેરડી, રૂ, ગળી અને તમાકુ થાય છે. મધ્ય ભાગમાંથી કિંમતી ખનીજો (હીરા, માણેક, વગેરે) નીકળે છે, અને દક્ષિણ તરફની જમીનમાંથી કલાઇ નીકળે છે. બ્રહ્મદેશમાંથી કેરોસીન નીકળે છે.

પ્ર૦ લોકો વિષે શું જાણોછો ?

ઉ૦ માંગોલિઅન વર્ગના હોઇ બૌદ્ધધર્મી છે. મલાયામાં મુસલમાનો છે.

પ્ર૦ લોકનો હુન્નર ઉદ્યોગ કહો.

ઉ૦ સોના રૂપાનાં કોતરકામ કરવામાં અને મીનો પુરવાના કામમાં લોકો ઘણા હોંશિઆર છે.

પ્ર૦ મુખ્ય નદીઓ કઇ છે ?

ઉ૦ ઇરાવદી, સીતાંગ, સાલવીન, મેકાંગ, મૈનામ.

પ્ર૦ એ દેશના રાજકીય વિભાગ કહો.

ઉ૦ બ્રહ્મદેશ, સિયામ, ફ્રેન્ચ હિન્દી ચીન, મલાયા દ્વીપકલ્પ, સામુદ્રધુનીનાં સંસ્થાન.

## સિયામ.

પ્ર૦ સિયામની જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ આ ભાગ સિયામના અખાતની ઉત્તરે હોઇ રાજ્યપદ્ધતિ રાજાસત્તાક છે. લોકો માંગોલિઅન અને બૌદ્ધધર્મી છે.

પ્ર૦ સિયામની મુખ્ય આયાત કહો.

ઉ૦ સુતરાઉ કાપડ, કીંમતી ધાતુ, અફીણ અને કેરોસીન.

પ્ર૦ મુખ્ય નિકાસ કહો.

ઉ૦ ચોખા, ઈમારતી લાકડું, માછલાં અને ચામડાં.

પ્ર૦ મુખ્ય શહેર કયાં છે ?

ઉ૦ **બાંકોક**—રાજધાનીનું શહેર અને વેપારનું ઠેકાણું.

## ફ્રેન્ચ હિંદી ચીન.

પ્ર૦ જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ હિંદી ચીનનો પૂર્વ કિનારો ફ્રેન્ચ હિંદીચીન નામે ઓળખાય છે. તેમાં ટાનકીન, અનામ અને કામ્બોડિઆના ભાગો પર ફ્રેન્ચોની સત્તા છે. ત્યાંની કેટલીક પ્રાચીન યાદગીરીઓ પરથી જણાય છે કે અહીંના લોકો આગળના વખતમાં ઘણા સુધરેલા હતા.

પ્ર૦ હિંદી ચીનની મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ડાંગર, રેશમ, રૂ, ખાંડ, અફીણ, ચા, તેલીબીયાં, તમાકુ, તેજાનો અને રેવંચીનો શીરો.

પ્ર૦ ખનીજ પેદાશ કઇ છે ?

ઉ૦ ટાનકીનમાં કોયલાની ખાણો છે, તેમજ તાંબું અને લોખંડ પણ કોઇ કોઇ ઠેકાણે મળી આવે છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કયાં છે ?

ઉ૦ **હેનોઇ**-ફ્રેંચ ગવર્નર જનરલને રહેવાનું સ્થળ છે.

**હુએ**—મજબુત કિલ્લેબંધીવાળું શહેર છે.

**સેગોન**-મોટું શહેર છે. **નોમપેન**-કંબોજની રાજધાની છે.

## મલાયા દ્વીપકલ્પ.

પ્ર૦ આ વિભાગની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ દ્વીપકલ્પ બ્રહ્મદેશની દક્ષિણે આવેલો છે. તેમાંનાં ઘણાંખરાં રાજ્ય બ્રિટિશ હકુમત નીચે છે. અહીંની હવા ગરમ અને ભેજ-

વાળી છે. તેથી પુષ્કળ વનસ્પતિ થાય છે. અહીંની જમીનમાંથી પુષ્કળ કલાઇ નીકળે છે.

પ્ર૦ મલાયા દ્વીપકલ્પની મુખ્ય પેદાશ કઈ છે?

ઉ૦ ગુંદ અને ગટાપર્ચા તે બહાર દેશ મોકલવામાં આવે છે.

પ્ર૦ મલાયા દ્વીપકલ્પમાં કયાં કયાં મુખ્ય રાજ્ય છે?

ઉ૦ **કેહાહુ** અને **પેરાક** ઉત્તરમાં તથા **જાહેર** દક્ષિણમાં મળી ત્રણ મોટાં રાજ્ય છે.

**સામુદ્રધુનીનાં રાજ્યો** (સ્ટ્રેટ સેટલમેંટ).

પ્ર૦ તેની જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ સીંગાપોર, પીનાંગ અને મલાકા મળી આ વિભાગ બનેલો છે. પહેલાં આ ભાગ હિંદી સરકારની દેખરેખ નીચે હતો, પણ હાલમાં જુદું સંસ્થાન ગણી ત્યાં ગવર્નર નીમવામાં આવ્યો છે.

પ્ર૦ જાણુવા લાયક શહેર કયાં છે?

ઉ૦ **સીંગાપોર** મોટું બંદર અને નૌકાસૈન્યનું સ્થળ છે.

પ્ર૦ મુખ્ય આયાત કહો.

ઉ૦ ચોખા, સુતરાઉ કાપડ. અફીણ, માછલાં અને તમાકુ બહાર દેશથી આવે છે.

## ૨. ચિનાઇ રાજ્ય.

પ્ર૦ ચિનાઇ રાજ્યની જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ એશિઆની જમીનનો લગભગ ચોથો ભાગ રોકેલો છે. બધાં મહાન રાજ્યોમાં વસ્તીમાં સર્વથી પહેલો નંબર અને વિસ્તારમાં ત્રીજે નંબરે છે. તેની ઉત્તર તરફ તાતાર લોકના હુમલા અટકાવવા ૧૫૦૦ માઇલ લંબાઇનો કોટ બાંધેલો છે.

પ્ર૦ ચિનાઈ રાજ્યના રાજકીય ભાગ કહો.

ઉ૦ (૧) શુદ્ધચીન, (૨) મંચુરિઆ (૩) માંગોલિઆ (૪) તિબેટ (૫) પૂર્વ તુર્કસ્તાન (ચિનાઈ તાર્તરી).

પ્ર૦ લોકોની જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ આ રાજ્યમાં લગભગ ૪૮ કરોડ માણુસની વસ્તી છે તેમાંના ૯૫ ટકા શુદ્ધ ચીનમાં છે. દુનિઆમાં ઘાડામાં ઘાડી વસ્તી આ દેશમાં છે. લોકો બૌદ્ધધર્મી છે. પૂર્વજોની પૂજાને ધાર્મિક ક્રિયા ગણે છે. ચીનાઓ માયાળુ અને સભ્ય ગણાય છે. તેઓ ઉદ્યોગી અને હુન્નરી છે, પણ પોતાના જુના વિચારને ઘણી ચીવટથી વળગી રહે છે. હાલના જમાનાના નવા સુધારા દાખલ કરવામાં આચકો ખાય છે, પણ હાલમાં જાપાનની ઉન્નત સ્થિતિ જોઇ કેટલાક સુધારા દાખલ કરવા માંડયા છે. તથા વિદ્યાર્થીઓને હુન્નર શીખવા બહાર દેશ મોકલતા થયા છે. અહીંની પ્રજા મોં-ગોલિઅન વર્ગની છે. તેમની ચામડી પીળી છે. અહીંની જમીન પીળી, નદી પીળી, માટી પીળી, લોકો પીળા ને વનસ્પતિ પણુ પીળી છે એ પ્રમાણે સર્વ વસ્તુઓ પીળીજ છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ઘઉં, ચોખા, બાજરી, કપાસ, ડાંગર, શેરડી, રૂ, અફીણુ, ચા અને શેતુરનાં ઝાડ પુષ્કળ થાય છે. મુખ્ય ધંધો ખેતીનો છે. અહીંની જમીનની ફળદ્રુપતાનો આધાર પીળી માટી ઉપર છે.

પ્ર૦ ખનીજ પેદાશ કહો.

ઉ૦ મીઠું, તાંબુ, લોઢું અને પારો. કોયલા જથાબંધ મળી આવે છે. પણ વસ્તીના વધારાના લીધે વસવાની જમીનની અછતને લીધે જમીનમાંથી જોઇએ તેટલા કોયલા ખોદી કાઢતા નથી.

પ્ર૦ ચીનાઓનો હુન્નર ઉદ્યોગ કહો.

ઉ૦ ચીનાઈ માટીનાં વાસણ સારાં થાય છે. છાપવાની કળા, બંદુકના દારૂની બનાવટ અને હોકાયંત્રની શોધ ચીનાઓએજ પહેલવહેલી કરી છે.

પ્ર૦ ચીનની મુખ્ય નિકાસ કહો,

ઉ૦ ચા, રેશમ, ચીનાઈ વાસણ, સાકર બહારદેશ જાય છે.

પ્ર૦ મુખ્ય આયાત કહો.

ઉ૦ અફીણ, રૂ તથા સુતરાઉ અને ગરમ કાપડ બહાર દેશથી આવે છે.

પ્ર૦ રાજ્યપદ્ધતિ કહો.

ઉ૦ ઈ. સ. ૧૯૧૨ પહેલાં રાજાસત્તાક હતું પણ ત્યાર પછી પ્રજાસત્તાક થયું છે. અમલદારો ને મેંડેરીન નામથી ઓળખે છે. વિદ્વાન વર્ગનેજ અમલદાર તરીકે પસંદ કરે છે અને તે બાબતની પરીક્ષાઓ આપવી પડે છે. પ્રજાસત્તાક રાજ્યના ઉપરીને પ્રેસીડેન્ટ કહે છે.

પ્ર૦ ચીનના મુખ્ય દ્વીપ કહો.

ઉ૦ હેનાન, ફાર્મોસા, હાંગકાંગ, મકાઉ અને ચુસન.

પ્ર૦ પર્વત કહો.

ઉ૦ પેલીંગ, નાનલીંગ અને યુનલીંગ.

પ્ર૦ મુખ્ય નદીઓ કઇ છે?

ઉ૦ પૈહો, હોઆંગહો, યાંગસેકયાંગ, સિકયાંગ (કંતાન)

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ પેકીન—રાજધાનીનું શહેર છે.

નાનકીંગ—કાપડ તથા વેપાર માટે પ્રખ્યાત છે.

શાંગહાય—પરદેશી વેપારનું ઠેકાણું છે. તેમાં શણનો વેપાર ધમધોકાર ચાલે છે.

ટીંટસીન—ચીનમાં મોટું બંદર છે.

કંતાન—સિકયાંગ નદી પર મોટું બંદર હોઈ લાખ, હાથીદાંત અને કાચના કામ માટે ઘણું પ્રખ્યાત છે.

હોંગકોંગ, એમોય, ફુચ્ચુ, વગેરે બીજાં બંદર છે.

## તિબેટ.

પ્ર૦ તિબેટની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ દુનિઆમાં સર્વથી ઉચ્ચ પ્રદેશ છે. ઉત્તર તરફનો મુલક ઉજાડ છે પણ દક્ષિણ તરફની જમીન ફળદ્રુપ છે. બૌદ્ધ ધર્મના વડા ધર્મગુરુ મહાલામા આ દેશમાં રહે છે.

પ્ર૦ તિબેટની મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ઊન, ટંકણખાર, ઢોર અને કસ્તુરી તે બહારદેશ મોકલવામાં આવે છે.

પ્ર૦ તિબેટની આયાત કહો.

ઉ૦ સુતરાઉ અને ગરમ કાપડ તથા અનાજ બહાર દેશથી આવે છે.

પ્ર૦ લોકોની હકીકત કહો.

ઉ૦ લોકો બૌદ્ધધર્મી હોઇ ભોળા, નમ્ર અને હિમ્મતવાન છે. તેઓ વેપારી લાઈનના છે, અને મોજશોખી છે.

પ્ર૦ મુખ્ય શહેર કહો.

ઉ૦ લાસા—રાજધાનીનું શહેર છે, તેમાં બૌદ્ધ ધર્મના ગુરુ લામા રહે છે.

## મંચુરિઆ.

પ્ર૦ મંચુરિઆ વિષે શું જાણો છો ?

ઉ૦ આમુર નદી અને કોરિઆ વચ્ચે આવેલો પ્રદેશ છે. તેનો કેટલોક ભાગ જાપાનને તાબે છે. અહીંની હવા ઠંડી છે.

પ્ર૦ મંચુરિઆનાં શહેર પ્રખ્યાતિ સાથે કહો.

ઉ૦ મુકડન—રાજધાનીનું શહેર સાગના વેપાર માટે પ્રખ્યાત છે.
પોર્ટઆર્થર—બંદર છે. તે ઈ. સ. ૧૯૦૫માં રૂશિઆ પાસેથી જાપાને જીતી લીધું.

## માંગોલિઆ.

પ્ર૦ માંગોલિઆની જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ મંચુરિઆની પશ્ચિમે આવેલો પ્રદેશ છે. તેમાં ગોબીનું મોટું ૧૫૦૦ મૈલના વિસ્તારનું રણ આવેલું છે. તેથી વસ્તી ઘણી ઓછી છે.

પ્ર૦ લોકનો ધંધો કહો.

ઉ૦ ઘાસ પુષ્કળ હોવાને લીધે લોકો ભરવાડની માફક પોતાનાં ઢોર લઈ ફરતા ફરે છે. તેઓ ઘેટાં, ઢોર અને ઘોડા ઉછેરે છે તથા વેચે છે.

પ્ર૦ જાણુવા લાયક શહેર કયાં છે ?

ઉ૦ ઉર્ગા રાજધાનીનું શહેર છે, ત્યાં થઈને સૈબીરિઆમાં જવાનો રસ્તો છે.

## ચિનાઇ ( પૂર્વ ) તુર્કસ્તાન ( તાર્તરિ ).

પ્ર૦ તેની જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ થીઆનશાન પર્વતની દક્ષિણે આવેલો પહાડી મુલક છે, તેથી અહીં તાઢ અને તાપ પુષ્કળ પડે છે.

પ્ર૦ લોકનો ધંધો કહો.

ઉ૦ ખેતી તથા ઢોર ઉછેરવાનો મુખ્ય ધંધો છે.

પ્ર૦ મુખ્ય શહેર કહો.

ઉ૦ કાશગર રાજધાની તથા રૂસ્તમની જન્મભૂમિ છે.
યારકંડ–વેપારનું સ્થળ છે.

## જાપાન.

પ્ર૦ જાપાનની જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ જાપાન શબ્દનો અર્થ ઊગતો સૂર્ય થાય છે. આ દેશ ચાર બેટથી બનેલો પાસિફિક મહાસાગરમાં આવેલો છે. તેનો કિનારો ખાંચા ખાંચાવાળો છે, અને તે પર સારાં સારાં બંદર આવેલાં છે, તેમજ રાજધાની પણુ મહાસાગરના ધોરી રસ્તા પર આવેલી હોવાથી વેપાર ધમધોકાર ચાલે છે. પાસિફિક મહાસાગરનો "ક્યુરોસિવો" નામનો ગરમ પ્રવાહ આ દેશ પાસે થઇને જાય છે તેથી ત્યાંની હવા ઠંડી ન હોતાં સમધાત છે. આથી લોકો ઉદ્યોગી, સાહસિક અને વેપારી છે. જાપાનની ભૂ રચના તથા આબોહવા ગ્રેટબ્રિટનને ઘણી રીતે મળતી આવે છે તેથી જાપાનને એશિઆનો ગ્રેટબ્રિટન કહે છે. જાપાનમાં જ્વાળામુખી પર્વતો વધારે હોવાથી ત્યાં વારંવાર ધરતીકંપ થાય છે.

પ્ર૦ જાપાનની પેદાશ કહો.

ઉ૦ ખેતીમાં–શેરડી, ડાંગર, કપાસ, ચાગી અને તમાકુ થાય છે.
ખનીજ–તાંબું, રૂપું, લોઢું, કોયલા તથા ગંધકની ખાણો પુષ્કળ છે. અહીંના ખનીજને જમીનમાંથી ખોદી કાઢી લોકો સારો ઉપયોગ કરે છે.

જંગલની પેદાશ—શેતુર તથા ચાના મોટા બગીચા છે. વાંસ, કપુર અને લાખ તથા ગુંદરનાં ઝાડ પણ પુષ્કળ થાય છે.

પ્ર૦ જાપાનની વસ્તી તથા લોકો વિષે શું જાણો છો ?

ઉ૦ જાપાનમાં લગભગ સાડાપાંચથી છ કરોડ માણસની વસ્તી છે. લોકો બૌદ્ધ ધર્મી તથા "શીન્ટોઇઝમ" (પૂર્વજોનું પૂજન) છે. લોકો કેળવણીમાં ઘણો આગળ પડતો ભાગ લે છે તેમ સરકાર પણ સારી મદદ કરે છે. તેઓ દેશ પરદેશ જઈ હુન્નર ઉદ્યોગ શીખી આવી તેનો લાભ સ્વદેશીઓને આપે છે. તેઓ દયાળુ, નમ્ર, સભ્ય, મળતાવડા, સ્વચ્છ, કરકસરીઆ ને સ્વદેશાભિમાની છે.

પ્ર૦ લોકોનો ઉદ્યમ કહો.

ઉ૦ મુખ્ય ધંધો ખેતીનો છે. ઉત્તરમાં માંછલાં પકડવાનો ધંધો ચાલે છે. માટીનાં વાસણ, કાગળ, અને હાથીદાંતના કામમાં જાપાનીઝો ઉસ્તાદ છે. સાંચા કામ, વણાટ કામ, અને વહાણ બાંધવાના કામમાં પણ હોંશિયાર છે. રેશમી કાપડ અને દીવાસળી બનાવવાનાં પુષ્કળ કારખાનાં છે. યુરોપિઅનોની નકલ કરી નવા નવા હુન્નર ઉદ્યોગ હાથ કરે છે.

પ્ર૦ જાપાનની મુખ્ય આયાત કહો.

ઉ૦ ગરમ કાપડ, ખાંડ, કેરોસીન, તથા લોખંડનો સામાન દેશમાં આવે છે.

પ્ર૦ નિકાસ કઈ છે ?

ઉ૦ કાચું રેશમ, સુતર, ચા, ચોખા, કોયલા, દીવાસળી, તાંબા તથા માટીનાં વાસણ છે. હિંદુસ્તાનમાં—દીવાસળી, કાચ, ઘડિઆળ, છત્રી, રેશમી કાપડ, રમકડાં, સુતરાઉ કાપડ અને બીજો કેટલોક

તૈયાર માલ આવે છે. તેને બદલે હિંદમાંથી—રૂ, શણ, તેલીબીયાં વિલાયતી ગરમ કાપડ, અને કેરોસીન જાય છે.

પ્ર૦ રાજ્ય પદ્ધતિ વિષે શું જાણો છો?

ઉ૦ પહેલાં રાજા સત્તાક હતું પણ હાલમાં રાજા પ્રજા સત્તાક છે. પાર્લામેન્ટમાં કાયદા તૈયાર કરી મિકાડો પાસે મોકલવામાં આવે છે. જાપાનના રાજાને મિકાડો કે પૂજ્ય કહે છે.

પ્ર૦ જાપાનનાં જાણવા લાયક શહેર કહો.

ઉ૦ **ટોકીઓ** (યદો) રાજધાનીનું શહેર છે.

**યોકોહામા, નાગાસાકી** અને **ઓસાકા** બંદરો છે. ઓસાકામાં એક ઘેરથી બીજે ઘેર આવવા માટે પુલ બાંધેલા છે.

**કિઓટો**—વેપારનું ઠેકાણું અને અગાઉની રાજધાની છે.

## કોરિઆ.

પ્ર૦ કોરિઆ વિષે શું જાણો છો?

ઉ૦ ચીનને લગતો પીળા સમુદ્ર પાસે આવેલો દ્વીપકલ્પ છે. તે પહાડી પ્રદેશ છે. જાપાને ઇ. સ. ૧૯૧૦ માં ચીન પાસેથી પોતાને કબજે લીધો છે.

પ્ર૦ કોરિઆની પેદાશ કહો.

ઉ૦ ખેતીમાં—ચોખા, ઘઉં, જવ, અને તમાકુ છે.

ખનીજમાં—સોનું, રૂપું, લોઢું અને કોયલાની ખાણો છે.

પ્ર૦ કોરિઆના લોકોની હકીકત કહો.

ઉ૦ લોકો માંગોલિઅન જાતના હોઈ બૌદ્ધધર્મ પાળે છે. તેઓ બહુ આળસુ છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ **સેઓલ** રાજધાનીનું શહેર છે.

# એશિઆઈ રૂશિઆ.

પ્ર૦ એશિઆઈ રૂશિઆની સામાન્ય હકીકત કહો.

ઉ૦ આ પ્રદેશ વિશાળ હોઈ એશિઆખંડની જમીનનો ૧/૩ ભાગ રોકેલો છે. પણ વેરાન અને ઠંડીને લીધે વસ્તી ઘણીજ ઓછી છે. તેની સત્તા એશિઆખંડમાં વધતી જતી હતી પણ રૂશ જાપાનીઝ લડાઇ પછી તેનો અટકાવ થયો છે.

પ્ર૦ તેના રાજકીય વિભાગ કહો.

ઉ૦ (૧) સૈબીરિઆ. (૨) રૂશિઆઈ તુર્કસ્તાન. (૩) કોકેશિઆ.

## (૧) સૈબીરિઆ.

પ્ર૦ આ ભાગની જાણવા લાયક હકીકતનું વર્ણન કરો.

ઉ૦ તેનું ક્ષેત્રફળ લગભગ ૫૫ લાખ ચો. માઇલનું એટલે યુરોપ ખંડના ક્ષેત્રફળ કરતાં પણ વધારે છે. ઉત્તરનો ભાગ શીતકટીબંધમાં આવેલો હોવાથી જમીનપર હંમેશાં બરફજ રહ્યા કરે છે. તેથી ક્ષેત્રફળના પ્રમાણમાં વસ્તી ઘણીજ ઓછી છે. વર્કોયાન્સ્ક પ્રાંતમાં એટલી બધી ઠંડી પડે છે, કે ગરમી માપક યંત્રમાંનો પારો પણ ત્રણ માસ સુધી ઠરી જાય છે.

પ્ર૦ સૈબીરિઆની પેદાશ કહો.

ઉ૦ દક્ષિણ તરફની ખેડાણ લાયક જમીનમાં ઘઉં, જવ અને રાય થાય છે. ઉત્તર તરફ લીલ અને શેવાળ જાતની વનસ્પતિ થાય છે. ખનીજોમાં—યુરલ પર્વતમાંથી સોનું અને આલતાઈ પર્વતમાંથી સોનું, રૂપું, તાંબું, લોઢું, કોયલા અને સીસું વગેરે કીંમતી ધાતુ નીકળે છે.

પ્ર૦ લોકોનો ધંધો કહો.

ઉ૦ લોકોની વસ્તી નદી કિનારે જોવામાં આવે છે. ઉત્તર તરફ લોકો શિકાર કરીને, માછલાં પકડીને, ઢોર ઉછેરીને અને પીછાં તથા રૂવાં એકઠાં કરી પોતાનું ગુજરાન ચલાવે છે.

પ્ર૦ સૈબીરિઆની નિકાસ કહો.

ઉ૦ ધાતુ, રૂવાં અને જવાહિર બહારદેશ જાય છે.

પ્ર૦ મુખ્ય આયાત કઇ છે?

ઉ૦ ચીનમાંથી ચા અને રેશમ તથા જર્મની અને અમેરિકાથી સાંચાકામ અને તૈયાર થએલો માલ આવે છે.

પ્ર૦ રાજપદ્ધતિની હકીકત કહો.

ઉ૦ રૂશિઆના રાજકર્ત્તા ઝાર-યુરોપી રૂશિઆમાં રહે છે, તેમના તરફથી અહીં ગવર્નર જનરલ અમલ ચલાવે છે.

પ્ર૦ મુખ્ય નદીઓ કહો.

ઉ૦ **ઓબી, એનેસી, લીના અને આમુર.**

પ્ર૦ મુખ્ય અખાત કયા છે?

ઉ૦ **ઓબી અને એનેસી.**

પ્ર૦ મુખ્ય ભૂશિરો ગણાવો.

ઉ૦ **ઉત્તર ભૂશિર, લોપાટકા, પૂર્વ કેપ અને કેપચેલેસ્કીન.**

પ્ર૦ સરોવર કહો.

ઉ૦ **બેકલ** એશિઆખંડમાં મોટામાં મોટું મીઠા પાણીનું સરોવર છે.

પ્ર૦ જાણવા લાયક શહેર ક્યાં છે?

ઉ૦ ઇર્કુટસ્ક–રાજધાની તથા રૂવાંનો વેપાર ચલાવનારૂં મોટું ઠેકાણું છે.

ટોમ્સ્ક—વેપારનું સ્થળ અને ત્યાં મોટી પાઠશાળા છે.

ટોબોલસ્ક—જુની રાજધાની અને માછલાંના વેપારનું સ્થળ છે.

ઓમ્સ્ક—વેપારનું મથક છે, અને મોટું શહેર છે.

લાડીવોસ્ટોક—પાસિફિક મહાસાગર પર રૂશિઆનું નૌકા-સૈન્યનું ઠેકાણું છે.

## ( ૨ ) રૂશિઆઇ તુર્કસ્તાન ( તાર્તરિ ).

પ્ર૦ આ વિભાગ વિષે શું જાણો છો?

ઉ૦ આલતાઈ પર્વત અને કાસ્પિઅન સમુદ્ર વચ્ચે આવેલો પ્રદેશ છે. અહીં પણ રેલ્વે નાખી છે. આથી કરી સમરકંદથી લંડન ૧૨ દિવસમાં જવાય છે. ઉનાળામાં સખત તાપ અને શિયાળામાં સખત ટાઢ પડે છે. રેતીનાં તોફાન પણ પુષ્કળ થાય છે. લોકો મુસલમાની ધર્મ પાળે છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખેતીના પાકમાં રૂ, શણ, ઘઉં, ડાંગર અને તમાકુ થાય છે. નદી કિનારે સુંદર મેવો થાય છે.

પ્ર૦ મુખ્ય સરોવર કહો.

ઉ૦ એરલ, બલકાસ અને કાસ્પિઅન.

પ્ર૦ મુખ્ય નદીઓ કહો.

ઉ૦ આમુદર્યા અને સીરદર્યા બન્ને એરલ સરોવરને મળે છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ તાસ્કંદ—રાજધાનીનું શહેર અને વેપારનું મથક છે.

બોખારા—મુસલમાની પાઠશાળાઓ માટે પ્રખ્યાત અને સુંદર શહેર છે.

ખોકંદ—બાબરની જન્મભૂમિ છે.

સમર્કંદ—તૈમુરની રાજધાની હતું. પહેલાંના વખતમાં આ શહેર ઘણું પ્રખ્યાત હતું.

ખીવા—જુના વખતમાં ગુલામોના વેપાર માટે પ્રખ્યાત હતું.

## ૩. કોકેશિઆ.

પ્ર૦ જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ કાસ્પિઅન અને કાળા સમુદ્રની વચ્ચે આવેલો પ્રદેશ છે. તેના મધ્ય ભાગમાં કોકેસસ પર્વત આવેલો છે તેથી તે ટ્રાન્સ કોકેશિઆ નામથી ઓળખાય છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખેતીમાં—ચોખા, બાજરી, મકાઇ અને ઘઉં પુષ્કળ થાય છે.
ખનીજમાં—સોનું, ત્રાંબું, કોયલા, મીઠું અને કેરોસન તેલ છે.

પ્ર૦ મુખ્ય પર્વત કહો.

ઉ૦ **કોકેસસ** મધ્ય ભાગમાં આવેલો છે. તેનું ઉંચું શિખર **એરારેટ** છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ **ટીફ્લીસ**--રાજધાનીનું શહેર છે. અહીં ગંધકને લીધે ગરમ પાણીના પુષ્કળ ઝરા છે તેથી તેને ગરમ શહેર કહે છે.

**બાકુ**--કાસ્પિઅન સમુદ્રને કાંઠે આવેલું બંદર છે. તેની પાસે કેરોસીનના ૭૦૦ કુવા છે.

**બાટુમ**—કાળા સમુદ્રને કિનારે આવેલું બંદર છે. બાકુથી જમીનમાં લોઢાના નળવાટે કેરોસીન તેલ લાવે છે અને પછી અહીંથી બહાર દેશ મોકલાવે છે.

**એરિવાન**—ત્યાંની હવા ઘણી ખરાબ છે.

**કાર્સ**--મજબુત કિલ્લેબંદીવાળું શહેર છે.

## એશિઆઇ તુર્કસ્તાન.

પ્ર૦ એશિઆઇ તુર્કસ્તાનની સામાન્ય હકીકત કહો.

ઉ૦ આ ભાગ યુરોપના તુર્કસ્તાનના સુલતાનની સત્તા નીચે હોઇ તેના તાબાનો પ્રદેશ છે.

પ્ર૦ એશિઆઇ તુર્કસ્તાનના વિભાગ કહો.

ઉ૦ (૧) એશિઆ માઇનોર (૨) સીરિઆ અને પાલેસ્ટાઈન (૩) યુફ્રેટિસ અને તિગ્રિસ નદીનો પ્રદેશ ( મેસોપોટામિઆ ), આર્મિનિઆ અને તુર્કી કુર્દિસ્તાન.

## (૧). એશિઆ માઇનોર.

પ્ર૦ આ વિભાગની સામાન્ય હકીકત વિષે શું જાણો છો ?

ઉ૦ કાળા સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્ર વચ્ચે આવેલો એશિઆ અને યુરોપના સુધારાના દ્વાર તરીકે ગણાતો દ્વીપકલ્પ છે. એને કિનારે સારાં બંદર અને અખાત આવેલા છે. આબોહવા સાધારણ રીતે સારી છે. પ્રાચીન કામમાં ઘણો સુધરેલો દેશ હતો તેની પુરાણી નિશાનીઓ હજુ પણ મળી આવે છે. લોકોનો ઘણો ભાગ મુસલમાનો છે, પણ વેપારી તરીકે ગ્રીક અને આર્મિનિઅનો પ્રખ્યાત છે. કેટલાક મહાન પુરુષો હોમર, પૈથાગોરસ અને હીરોડોટસની જન્મભૂમિ પણ આ વિભાગ છે.

પ્ર૦ એશિઆ માઇનોરની મુખ્ય પેદાશ કઇ છે ?

ઉ૦ ખેતીમાં–રૂ, ઘઉં, ડાંગર અને મકાઈ થાય છે, તેમજ દ્રાક્ષ, અંજીર વગેરે મેવો પણ પુષ્કળ થાય છે.

ખનીજમાં—તાંબું, રૂપું, સીસું, લોખંડ અને કોયલા છે, પણ ખનીજોનો જોઇએ તેવો ખોદીને ઉપયોગ કરતા નથી.

અંગોરા નામનાં બકરાં થાય છે તેના વાળ શાલ બનાવવાના કામમાં ઘણા ઉત્તમ છે.

પ્ર૦ મુખ્ય ભૂશિર કહો,

ઉ૦ કેપબાબા પશ્ચિમ તરફ આવેલી છે.

પ્ર૦ જાણુવા લાયક દ્વીપ કહો.

ઉ૦ **સૈપ્રસ** ( અંગ્રેજ સરકારને તાબે છે ), **રોડ્સ** પૈથા ગોરસની જન્મભૂમિ છે. આ સિવાય **સામોસ, ક્રોસ** વગેરે બેટા છે.

પ્ર૦ તેનાં મુખ્ય શહેર કહો.

ઉ૦ **સ્મર્ના** રાજધાનીનું શહેર અને વેપારનું ઠેકાણું.

**સ્કુટારી**—બોસ્પરસની સામુદ્રધુનીપર આવેલું મોટું શહેર છે.

**ત્રેબિઝાંડ**—મોટું વેપારી બંદર કાળાસમુદ્રને કાંઠે છે.

**અંગોરા**—અંગોરા નામનાં બકરા માટે પ્રખ્યાત.

**બ્રુસા**—રેશમના વણાટ માટે તેમજ પહેલાંની રાજધાની.

## ( ૨ ) સીરિઆ.

પ્ર૦ જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ ભૂમધ્ય સમુદ્રને કિનારે આવેલો પ્રાચીન કાળમાં યુરોપ અને એશિઆ વચ્ચે વેપાર ચલાવનારો ભાગ છે. તેમાંનો પાલેસ્ટાઇન પ્રાંત ખ્રિસ્તીઓની પવિત્રભૂમિ છે.

પ્ર૦ તેની આબોહવા કહો.

ઉ૦ ઉચ્ચ પ્રદેશ હોવાને લીધે શિઆળો સખત અને ઉનાળો મધ્યમ છે.

પ્ર૦ તેમાં કઇ જાતના લોક રહે છે ?

ઉ૦ વસ્તીનો મોટો ભાગ આરબલોકનો છે ?

પ્ર૦ જાણુવા લાયક પેદાશ કહો.

ઉ૦ ખીણોવાળો ભાગ ફળદ્રુપ હોવાને લીધે દ્રાક્ષ, ખજુર, અંજીર, નારંગી અને શેતુર પુષ્કળ થાય છે.

પ્ર૦ તેના પર્વત તથા નદીઓ વિષે શું જાણો છો.

ઉ૦ **લીબનાન** પર્વત ઉત્તરમાં આવેલો છે.

**જાર્ડન** નદી મૃત સરોવરને મળે છે તેને ખ્રિસ્તી લોકો પવિત્ર માને છે.

પ્ર૦ સરોવર કહો.

ઉ૦ મૃત—દુનિઆમાં ખારામાં ખારા પાણીનું સરોવર છે, અને દરિઆની સપાટીથી નીચાણમાં છે.

પ્ર૦ સિરીઆનાં શહેર કહો.

ઉ૦ **અલેપ્પો**—વેપારનું સ્થળ. પહેલાં ધરતીકંપને લીધે અડધો અડધ નાશ પામ્યું હતું.

**દમાસ્કસ**—જુનામાં જુનું શહેર છે. તેમાં દમાસ્ક નામનું કાપડ તથા તરવાર અને ગુલાબને માટે પ્રખ્યાત છે.

**બેરૂટ**—અગત્યનું બંદર છે.

**જેરૂસલેમ**—ખ્રિસ્તીઓનું પવિત્ર મથક છે. અહીંઆં ઇસુખ્રિસ્ત વધસ્તંભે જડાયા હતા.

**બેથલેહમ**—ઇસુખ્રિસ્તની જન્મભૂમિ છે.

**જાફા**—બંદર છે, ત્યાંથી નારંગી બહાર દેશ જાય છે.

## ( ૩ ) યુફ્રેટિસ અને તિગ્રિસનો પ્રદેશ.

પ્ર૦ જાણવા લાયક હકીકતનું વર્ણન કરો.

ઉ૦ આ પ્રાંતમાં આર્મિનિઆ, કુર્દિસ્તાન, મેસોપોટામિઆ અને ઇરાક અરબીનો સમાવેશ કર્યો છે.

પ્ર૦ લોકોની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આર્મિનિઅનો ખ્રિસ્તી ધર્મ પાળે છે અને કુર્દ લોકો મુસલમાની ધર્મ પાળે છે. લોકો ભરવાડની માફક ભટકતી અવસ્થામાં રહે છે.

પ્ર૦ આ વિભાગની પેદાશ કહો.

ઉ૦ મેવો, અનાજ, રૂ, તમાકુ, દ્રાક્ષ અને ખજુર પુષ્કળ થાય છે.

પ્ર૦ તેનાં મુખ્ય શહેર કહો.

ઉ૦ **બગદાદ** મુખ્ય શહેર અને વેપારનું ઠેકાણું છે.

**બસ્રા**—મુખ્ય બંદર.

**અર્જરૂમ, વાન** મોટાં શહેર છે.

**બાબીલન, નીનેવ**—પ્રાચીન કાળમાં મોટાં શહેર હતાં.

## ૬. અરબસ્તાન.

પ્ર૦ અરબસ્તાનની જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ એશિઆઇ તુર્કસ્તાનની દક્ષિણે રાતા સમુદ્ર અને અરબી સમુદ્ર તથા ઇરાની અખાત વચ્ચે આવેલો મોટો દ્વીપકલ્પ છે. દરિઆ કિનારાને લીધે વેપારની સવડ સારી છે. મહમદ પેગંબર સાહેબની જન્મભૂમિને લીધે મુસલમાનો આ દેશને પવિત્ર માને છે.

પ્ર૦ આ દેશની આબોહવા કહો.

ઉ૦ મધ્યભાગ ડુંગરાવાળો છે. દક્ષિણુ અને ઉત્તર ભાગમાં રણુ હોવાને લીધે હવા ગરમ અને સૂકી છે. અને રણુમાં સીમુમ નામનો પ્રાણઘાતક ઝેરી વાયુ વાય છે. મધ્યભાગમાં રણુ હોવાને લીધે કિનારે કિનારે વસ્તી છે.

પ્ર૦ ત્યાંની રાજ્યવ્યવસ્થા વિષે શું જાણો છો ?

ઉ૦ ઓમાન પ્રાંતમાં સ્વતંત્ર સુલતાનની સત્તા છે, પણુ હિંદી સરકારની દેખરેખ નીચે છે. તેમજ હૈદ્રમોત પ્રાંત પણુ હિંદી સરકારની દેખરેખ નીચે છે. હિડ્જાજ, યમન અને એલહસા આ ત્રણુ તુર્કસ્તાનના સુલતાનની સત્તા નીચે છે.

પ્ર૦ મુખ્ય પેદાશ વિષે વર્ણન કરો.

ઉ૦ ખજુર, બુંદ વગેરે મેવા માટે પ્રખ્યાત છે. અનાજમાં ઘઉં અને બાજરી થાય છે. જાનવરોમાં ઘોડા અને ઊંટ તથા બકરાં થાય છે. દરિઆઇ પેદાશમાં બહેરન ટાપુની આસપાસથી મોતી નીકળે છે.

પ્ર૦ મુખ્ય આયાત કહો.

ઉ૦ સુતરાઉ કાપડ, ખાંડ અને દારૂગોળો બહારથી આવે છે. વેપાર ચલાવવામાં રેલવે, નદી, નહેરો વગેરેનો સવડ નથી પણ કાફલા વાટે વેપાર ચાલે છે.

પ્ર૦ આરબ લોકનાં ખાસ લક્ષણ કહો.

ઉ૦ લોકો ઘણી જાતના છે. તેઓ સારી પરોણાચાકરી કરનાર, સ્વતંત્રતાના હીમાયતી, હિંમતવાન, મિતાહારી અને સાચું બોલનાર છે, પણ શહેરમાં વસવું નહિ ગમવાથી રાવટીઓ બાંધી રણમાં રહે છે. લોકો મુસલમાની ધર્મ પાળે છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

**મક્કા**—રાજધાનીનું શહેર, હજરત મહંમદ સાહેબની જન્મભૂમિ હોવાથી મુસલમાનોનું જાત્રાનું ઠેકાણું છે.

**મદીના**—હજરત મહંમદસાહેબની કબર હોવાથી મુસલમાનો જાત્રા માટે આવે છે.

**જીદ્દાહ**—અરબસ્તાનનું બંદર છે.

**એડન**—બંદર હોઇ અંગ્રેજ સરકારને તાબે છે. તેની દેખરેખ મુંબાઇ સરકાર રાખે છે.

**મોખા**—બુંદ અને દાડમ માટે પ્રખ્યાત છે.

મસ્કત—ઓમાનની રાજધાની છે. આ બંદરેથી ખજુર વગેરે બહાર જાય છે.

સેના—અરબસ્તાનમાં સુંદર શહેર અને ગુંદના વેપાર માટે પ્રખ્યાત છે.

## ૭. ઇરાન.

પ્ર૦ ઇરાનની જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ પહેલાં આ દેશમાં પારસીઓ રહેતા તેથી તે પરસીઆ નામથી પ્રખ્યાત હતો. રાજકીય દષ્ટિએ જોતાં ઈંગ્લાંડ અને રૂશિઆને ઘણો અગત્યને છે. પહેલાં આ દેશમાં કવિઓ અને મહાન પુરુષોને જન્મ થયો હતો.

પ્ર૦ આબોહવાનું વર્ણન કરો.

ઉ૦ સમુદ્રની સપાટીથી ઉંચો છે જેથી વરસાદ ઝાઝો પડતો નથી. કેટલીક જગાએ શિઆળામાં સખત ટાઢ અને ઉનાળામાં સખત તાપ પડે છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખેતીની પેદાશમાં ઘઉં, ચોખા, રૂ, ગળી, અફીણુ, તમાકુ, મેવો, દારૂ અને ગુલાબની સારી પેદાશ છે.

ખનીજમાં—રૂપું, તાંબું, લોઢું, સીસું, મીઠું, ગંધક, આરસપાહાણુ અને ટરપેન્ટાઇન તેલ જથાબંધ નીકળે છે.

આ સિવાય ઇરાની અખાતમાંથી મોતી નીકળે છે. વળી આ દેશમાં ઘોડા કુતરા અને ઊંટ વખણાય છે.

પ્ર૦ લોકોનો હુન્નર ઉદ્યોગ કહો.

ઉ૦ ગાલીચા, શાલ, તરવાર, બંદુક, કટાર, ઊનનું કાપડ, જરિઆન અને ભરતકામ ઉત્તમ બને છે.

પ્ર૦ લોકોનાં લક્ષણ કહો.

ઉ૦ લોકો સભ્ય, વિવેકી, સુધરેલા વિચારના ને છુટથી વાત કરનાર છે. લોકોનો મુખ્ય ધર્મ મુસલમાની છે. પારસી અને ખ્રિસ્તીઓની પણ વસ્તી છે.

પ્ર૦ રાજપદ્ધતિ કહો.

ઉ૦ પહેલાં રાજાસત્તાક હતું, પણ હાલમાં થોડા સમયથી રાજાપ્રજાસત્તાક થયું છે. ત્યાંના રાજાને શાહ કહે છે.

પ્ર૦ જાણવા લાયક પર્વત, અને સરોવર વિષે શું જાણો છો ?

ઉ૦ કુર્દિસ્તાન અને એલ્બુર્ઝ પર્વત છે અને દેમાવંદ નામનું શિખર જ્વાળામુખી છે.

**ઊરૂમીઆ** અને **બખ્તેગાન** નામનાં ખારા પાણીનાં સરોવર છે.

પ્ર૦ મુખ્ય બેટ કહો.

ઉ૦ **કરક, કિશ્મ** અને **ઓરમઝ** ઈરાની અખાતમાં આવે છે. કરકની આજુબાજુ પુષ્કળ મોતી જડે છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ **તેહરાન** રાજધાનીનું શહેર અને ગાલીચાના વેપારનું સ્થળ છે.

**ઇસ્પહાન** જુની રાજધાની ને વેપારનું મથક છે.

**તબ્રિઝ**, વેપારનું ઠેકાણું છે.

**યજદ**માં પારસીઓની વસ્તી છે, ને વેપારનું મથક છે.

**મશહદ** પોઠો મારફત વેપાર ચલાવનાર શહેર અને પ્રખ્યાત કવિ ફિર્દોશીની જન્મભૂમિ છે.

**શિરાજ**—દારૂ અને ગુલાબ માટે પ્રખ્યાત છે. ફારસી કવિ, સાદી અને હાફીઝની જન્મભૂમિ અને કબરો છે.

**બુશાયર** અને **આબ્બાસ** ઈરાની અખાતપર બંદર છે.

# અફઘાનિસ્તાન.

પ્ર૦ જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ દેશ હિંદુસ્તાનની પશ્ચિમે આવેલો પહાડી પ્રદેશ છે. તેનો કેટલોક ભાગ પહાડી પ્રદેશ છે.

પ્ર૦ તેની આબોહવા કહો.

ઉ૦ ઉનાળામાં ઘણો તાપ અને શિઆળામાં સખત ટાઢ પડે છે. કેટલીક જગાએ મોટાં ફળદ્રુપ મેદાન છે.

પ્ર૦ મુખ્ય પર્વત અને નદીઓ કહો.

ઉ૦ સુલેમાન અને હિંદુકુશ પર્વત છે.

કાબુલ અને હેલમંદ નદીઓ છે,

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ અનાજમાં–ઘઉં, મકાઇ અને ચોખા. મેવામાં–દ્રાક્ષ, દાડમ, તરબુચ અને હીંગ છે. પશુઓમાં–ઘોડા, ઢોર અને ઘેટાં છે.

પ્ર૦ લોકોનો હુન્નર કહો.

ઉ૦ રેશમી સામાન, ગાલીચા, પેશતીન અને દબાવેલું ઊનનું જાડું કાપડ.

પ્ર૦ આયાત કહો.

ઉ૦ સુતર, સુતરાઉ કાપડ, ધાતુ, ચા, ખાંડ વગેરે હિંદમાંથી જાય છે.

પ્ર૦ નિકાસ કહો.

ઉ૦ મેવો, ઊન, ઢોર, ચામડાં, હીંગ અને ઔષધ બહાર દેશ જાય છે.

પ્ર૦ લોકોનાં લક્ષણ કહો.

ઉ૦ દેશ પહાડી હોવાથી લોકો બળવાન, કદાવર અને ઝનુની છે. પરોણાચાકરી કરવામાં આરબોની માફક હોંશિઆર છે. રાજ્ય રાજાસત્તાક હોઈ રાજાને અમીર કહે છે.

પ્ર૦ અફઘાનિસ્તાનનાં મુખ્ય શહેરો કહો.

ઉ૦ **કાબુલ.** કાબુલ નદી પર રાજધાનીનું અને વેપારનું મથક છે.

**જલાલાબાદ**—ઐતિહાસિક શહેર છે.

**ગઝની**—મહમદ ગઝનવીના સમયનું પ્રખ્યાત શહેર છે.

**કંદહાર**—કોટબંધી પ્રખ્યાત શહેર અને વેપારનું મથક છે.

**હેરાત**—જમીનની ફળદ્રુપતાને લીધે ખુરાસાનનું મોતી કહેવાય છે, લશ્કરી અગત્યના પ્રમાણમાં હિંદુસ્તાનનો દરવાજો કહેવાય છે.

**બલ્ખ**—પારસીઓના પેગંબર ઝોરાસ્ટર સાહેબની જન્મભૂમિ છે.

---

## યુરોપખંડ.

પ્ર૦ બધા ખંડોમાં નાનો ખંડ કયો છે ?

ઉ૦ યુરોપખંડ.

પ્ર૦ વિદ્વાનો યુરોપ અને એશિઆને કયા એક નામથી ઓળખે છે ?

ઉ૦ યુરોપને એશિઆનો એક દ્વીપકલ્પ ગણી યુરેશિઆ નામથી ઓળખે છે.

પ્ર૦ યુરોપ અને એશિઆ શાથી છુટા પડે છે ?

ઉ૦ યુરલ પર્વત અને યુરલ નદી બન્ને ખંડને છુટા પાડે છે.

પ્ર૦ યુરોપખંડની સીમા કહો.

ઉ૦ ઉત્તરે—ઉત્તર મહાસાગર.

પશ્ચિમે—આટલાંટિક મહાસાગર.

દક્ષિણે–જિબ્રાલ્ટરની સામુદ્રધુની, ભૂમધ્યસમુદ્ર, કાળોસમુદ્ર, અને બોસફરસની સામુદ્રધુની છે.

પૂર્વે–કાસ્પિઅન સમુદ્ર, કાળો સમુદ્ર, યુરલ નદી અને યુરલ પર્વત છે.

પ્ર૦ યુરોપ ખંડનો વિસ્તાર કહો.

ઉ૦ વધારેમાં વધારે ૩૬૦૦ માઇલ લાંબો ને ૨૪૦૦ માઇલ પહોળાઇનો હોઈ કુલ ક્ષેત્રફળ ૩૭૫૦૦૦૦ ચો. માઈલ છે.

પ્ર૦ યુરોપની કુદરતી રચના વિષે જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ એશિઆ કરતાં નિચાણનો પ્રદેશ છે. સમશીતોષ્ણ કટીબંધમાં આવેલો છે. વળી આ ખંડમાં એકે રણ નથી. એશિઆનો નાનો ભાગ હોય તેમ નદીઓ અને પર્વતો નાના માપ પર છે. એમાં ઝાઝો પહાડી પ્રદેશ નહોતાં મોટું સપાટ મેદાન છે. પૃથ્વીપરની જમીનની વચ્ચોવચ્ચ આવેલો છે, તેથી તેને બધા ખંડ સાથે વેપાર ચલાવવાની સારી સગવડ છે. સમુદ્રના લાંબા ફાંટાઓ ખંડના અંદરના ભાગમાં ઘણે દુર સુધી ગયેલા છે, આથી તમામ ખંડ કરતાં મહાસાગરનો લાભ વધારે મળે છે.

પ્ર૦ યુરોપના ઉચ્ચ પ્રદેશ કહો.

ઉ૦ **ગ્રીસ, તુર્કસ્તાન, સ્વીત્ઝર્લાંડ, ઇટાલી, ફ્રાન્સ** વગેરે ઉચ્ચ પ્રદેશ છે.

પ્ર૦ યુરોપના પર્વત ગણાવો.

ઉ૦ એશિઆમાં જેમ **પામીર** બધા પર્વતનું કેન્દ્રસ્થાન છે, તેમ યુરોપમાં **આલ્પ્સ** પર્વતમાંથી બધા પર્વત નીકળી જુદી જુદી દિશાએ જાય છે. એશિઆની માફક તેના પર્વતો પૂર્વ પશ્ચિમ ગએલા છે. તે હાર આટલાંટિક મહાસાગરથી શરૂ થઇ ઠેઠ કોકેસસ પર્વત સુધી પહોંચી એશિઆના પર્વતો સાથે જોડાઇ ઠેઠ પાસિફિક મહાસાગર

સુધી ગએલી છે. યુરોપમાં અનુક્રમે કાન્ટાબરિઆ, પીરીનીઝ' આલ્પ્સ, જીરા, કાર્પેથિઅન, બાલ્કન, અને કોકેસસની સળંગ લાઈન બને છે. આ સિવાય એપિનાઇન, યુરલ, કોલોન વગેરે છુટા પર્વત આવેલા છે.

પ્ર૦ યુરોપના જ્વાળામુખી પર્વત કહો.

ઉ૦ વિસુવિયસ, એટના, સ્ટામ્બોલી ઈટાલીમાં અને હેકલા આઈસલાંડમાં આવેલો છે.

પ્ર૦ યુરોપખંડની નદીઓ કહો.

ઉ૦ વોલ્ગા અને યુરલ કાસ્પિઅન સમુદ્રને મળે છે.

ડાન્યુબ ને નિપર કાળા સમુદ્રને મળે છે.

ડાન આઝોવના સમુદ્રને મળે છે.

પેચોરા ને ડ્વિના ઉત્તરમહાસાગરમાં પડે છે.

ડચુના રૈગા અખાતને મળે છે.

વિસ્ટુલા અને ઓડર બાલ્ટિક સમુદ્રને મળે છે.

એલ્બ, વિસર, ર્‌હાઇન ને ટેમ્સ—ઉત્તર (જર્મન) સમુદ્રને મળે છે.

સેન ઈંગ્લિશ ચેનલને મળે છે.

લુઓર, ગારોન, ડુરો અને ટેગસ આટલાંટિક મહાસાગરને મળે છે.

ઇબ્રો, ર્‌હોન, આર્નો અને ટૈબર,—ભૂમધ્ય સમુદ્રને મળે છે.

પ્ર૦ યુરોપખંડમાં જાણવા લાયક સરોવર કહો.

ઉ૦ લાડાગા, ઓનેગા અને ઇલ્મેન યુરોપી રૂશિઆમાં આવેલાં છે.

જીનીવા અને કોન્સ્ટન્સ સ્વીટ્ઝર્લાંડમાં કુદરતી સૌંદર્યને માટે પ્રખ્યાત છે.

વેનર, વેટર અને **મીલર** સ્વીડનમાં આવેલાં છે. સર્વમાં મોટામાં મોટું મીઠા પાણીનું સરોવર લાડોગા છે.

પ્ર૦ યુરોપના ઉત્તર કિનારા વિષે શું જાણો છો ?

ઉ૦ ઉત્તરમહાસાગરને લગતો **શ્વેતસમુદ્ર**, તથા **સ્પિટ્ઝબર્ગન** અને **નોવાઝેમ્બ્લા** બેટ આવેલા છે.

પ્ર૦ પશ્ચિમ કિનારે આવેલા સમુદ્ર અને અખાત કહો.

ઉ૦ **બોથ્નિઆ** અને **ફિન્લાંડનો** અખાત, **બાલ્ટિક**, **ઉત્તર (જર્મન)**, ને **આઇરિશ સમુદ્ર** તથા **બિસ્કેનો ઉપસાગર** આવેલો છે.

પ્ર૦ યુરોપને પશ્ચિમ કિનારે આવેલી સામુદ્રધુનીઓ કહો.

ઉ૦ **સ્કાગરાક, કાટીગાટ, સાઉન્ડ, ગ્રેટબેલ્ટ,** અને **લીટલબેલ્ટ.**

પ્ર૦ પશ્ચિમ કિનારે આવેલા દ્વીપ કયા કયા છે ?

ઉ૦ ગ્રેટબ્રિટન, આયર્લાંડ, આઇસલાંડ, આટલાંટીક મહાસાગરમાં; ઝીનલાંડ, ફ્યુનેન, લાલાંડ બોર્નહોમ, બાલટીક સમુદ્રમાં; તથા ગોથલાંડ ને ઓલાંડ, બોથનીઆ અખાતમાં છે.

પ્ર૦ દક્ષિણ કિનારે આવેલા સમુદ્ર અને અખાત કહો.

ઉ૦ ભૂમધ્ય, આદ્રીઆટીક, કાળો, આઝોવ, મામોરા સમુદ્ર અને ઇજીઅન સમુદ્ર, લૈયોન્સ, જીનોઆ, ટારન્ટો, અને વેનીસનો અખાત.

પ્ર૦ દક્ષિણ કિનારે આવેલા બેટ કહો.

ઉ૦ બલ્લારી ટાપુઓ સ્પેનને લગતા; કાર્સીકા ફ્રાન્સને તાબે; સાર્ડીનીઆ, સીસીલીઆ, સ્ત્રંબોલી, ઈટાલીના; માલ્ટા, ગોઝો, કોમીનો, અંગ્રેજોના છે; અને કાંડીઆ તથા લેમનોસ તુર્કસ્તાનના તાબાના છે.

પ્ર૦ દક્ષિણુ કિનારે સામુદ્રધુનીઓ કઈ છે ?

ઉ૦ જીબ્રાલ્ટર, હેલીસ્પોન્ટ, અને બોસફરસ.

પ્ર૦ યુરોપની મુખ્ય ભૂશિરો કહો.

ઉ૦ ઉત્તરકેપ, નોર્દકીન, નોર્વેમાં; સેન્ટ વિન્સેન્ટ, સાન્ટામેરીઆ, અને રોકા, પોર્તુગાલમાં; કેપ ફીનીસ્ટર, ઓર્ટીગલ, ટફાલગર, કુઝ, અને હરીફા, સ્પેનમાં; સ્પાર્ટીવેન્ટો અને પાસ્સારો ઇટાલીમાં; ને કેપ–માટાપાન ગ્રીસમાં છે. નોર્દકીન છેક ઉત્તરમાં, કેપ રોકા પશ્ચિમમાં અને કેપટરીફા છેક દક્ષિણુમાં છે.

પ્ર૦ યુરોપમાં દ્વીપકલ્પો કયા કયા છે?

ઉ૦ સ્કાંડેનેવીઆ, જજલાંડ, આઈબીરીઅન, ઈટાલી, બાલ્કન અને ક્રિમીઆ મુખ્ય દ્વીપકલ્પો છે.

પ્ર૦ યુરોપખંડની આબોહવાનું વર્ણુન કરો.

ઉ૦ ઘણેભાગે યુરોપખંડ સમશીતોષ્ણુ કટિબંધમાં આવેલો છે. તેથી ત્યાં બહુ ગરમી પડતી નથી, સ્વીત્ઝર્લાંડ સિવાય બધા દેશો પાસે દરિઓ આવેલો છે. ગ્રેટબ્રિટન ને નોર્વેમાં ગલ્ફસ્ટ્રીમને લીધે અતિશય ટાઢ પડતી નથી. રૂશિઆમાં પશ્ચિમપૂર્વમાં પર્વતો નહિ હોવાથી ઉત્તરનો ઠંડો પવન કાળા સમુદ્રના પાણીને પણુ ઠારે છે, નોર્વે ગ્રેટબ્રિટન અને સ્પેન વગેરે પશ્ચિમના દેશોમાં વરસાદ વધારે પડે છે. આપણી માફક નિયમિત ચોમાસું ન હોતાં બારે માસમાં ગમે ત્યારે વરસાદ પડે છે. વળી આ ખંડ સમશીતોષ્ણુ તથા શીતકટિબંધમાં હોવાને લીધે ઉષ્ણુ કટિબંધ જેટલો વરસાદ પડતો નથી.

પ્ર૦ યુરોપખંડની વનસ્પતિની નીપજ વિષે શું જાણો છો ?

ઉ૦ ઉત્તરમાં સેવાળ અને લીલ જાતની વનસ્પતિ થાય છે. દક્ષિણમાં દેવદાર અને ફર્નનાં જંગલ છે. વળી ઑાક, ચેરા, બીચ, ઓલીવ અને સેતુરનાં ઝાડ પણ થાય છે. રૂશીઆ, સ્વીડનનોર્વે અને આસ્ત્રીઆમાં ઈમારતી લાકડું થાય છે.

પ્ર૦ યુરોપખંડમાં થતાં પ્રાણીઓની હકીકત કહો.

ઉ૦ આપણા ખંડની માફક સિંહ, ચિત્તા, દીપડા, કે હાથી જોવામાં આવતા નથી, શિકારી જનાવરોમાં રીંછ, વરૂ, અને હરણ છે. ફક્ત, જીબ્રાલ્ટર આગળ વાંદરા જોવામાં આવે છે. દક્ષિણમાં રેશમના કીડા અને નદીઓમાં આમન અને સ્ટરજોન નામની માછલી જોવામાં આવે છે. ઘોડા, બળદ, ઘેટાં, બકરાં, કુતરાં, ડુક્કર, એ ગ્રામ્ય જનાવર છે.

પ્ર૦ યુરોપખંડની વસ્તી વિષે શું જાણો છો?

ઉ૦ આ ખંડમાં આડત્રીસ (૩૮) કરોડ માણસની વસ્તી છે, બેલજીઅમ અને ઇંગ્લાંડ ધાડી વસ્તીવાળા પ્રદેશ છે. ફીનલાંડ, લાપ્લાંડ, હંગરિ અને તુર્કસ્તાનમાં મોંગોલીયન પ્રજા છે, બાકીની કોકેસીઅન જાતની છે. બાસ્ક નામના મૂળ વતનીઓ સ્પેનની ઉત્તરે વસે છે.

પ્ર૦ યુરોપ ખંડમાં કયા કયા ધર્મ ચાલે છે?

ઉ૦ મુખ્ય ધર્મ ખ્રિસ્તી છે. આ સિવાય યાહુદી, અને મુસલમાની ધર્મના ધણા થોડા લોકો છે.

પ્ર૦ ખ્રિસ્તી ધર્મના પેટા ધર્મોની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ રોમન કેથોલિક, ગ્રીકચર્ચ અને પ્રોટેસ્ટંટ નામના ત્રણ વિભાગ છે. ગ્રીક અને રોમન કેથોલિક મૂર્તિને માને છે, પણ રોમન કેથોલિક પોપને ધર્મગુરુ તરીકે માને છે, ત્યારે ગ્રીકચર્ચ પોપની

સત્તા કબુલ રાખતા નથી. પ્રોટેસ્ટંટ ધર્મવાળા મૂર્તિને માનતા નથી તેમ પોપને પણ ધર્મગુરુ તરીકે માનતા નથી.

પ્ર૦ યુરોપમાંથી ક્યા ક્યા ખનીજો નિકળે છે ?

ઉ૦ કોયલા, લોખંડ, સીસું, તાંબું, અને મીઠું તમામ દેશમાંથી જડે છે

કલાઇ—ગ્રેટબ્રિટનમાંથી.

જસત—બેલજીઅમ અને જર્મની.

પારો—સ્પેન, ઇટાલી અને આસ્ત્રીઆહુંગરીમાંથી.

ગંધક—ઈટાલીમાંથી.

સોનું—યુરલ પર્વત અને આસ્ત્રીઆમાંથી.

મીઠું—કાર્પેથીઅન પર્વત, ઇંગ્લાંડ, પોલાંડના ક્રાકો શહેરમાંથી તુર્કસ્તાન સિવાયના તમામ દેશના ખનીજોને ખોદી તેનો બરાબર ઉપયોગ કરે છે. આથી યુરોપખંડ વેપાર બાબતમાં ઉન્નત સ્થિતિમાં છે.

પ્ર૦ ખેતીની પેદાશ કહો.

ઉ૦ ઉત્તર તરફ રાઇ અને જવ, મધ્ય ભાગમાં ઘઉં અને દ્રાક્ષ, દક્ષિણમાં ઘઉં, મકાઇ, ડાંગર, શેરડી, તમાકુ, દ્રાક્ષ, અને નારંગી, વગેરે પુષ્કળ થાય છે.

પ્ર૦ પ્રાણિજ પેદાશ કઇ કઇ છે ?

ઉ૦ ઊન—રૂશીઆ, જર્મની અને ગ્રેટબ્રિટનમાંથી.

રેશમ—ઈટાલી અને ફ્રાન્સમાંથી.

વાદળી—ભૂમધ્ય સમુદ્રમાંથી.

પ્ર૦ લોકોનો હુન્નર ઉદ્યોગ કહો.

ઉ૦ બધી પ્રજાઓમાં ટયુટોનીક પ્રજા ( અંગ્રેજ, વલંદા, સ્કાન્ડેનેવીઅન, જર્મન ) હુન્નર ઉદ્યોગમાં આગળ પડતી છે. ગ્રેટબ્રિટન,

ફ્રાન્સ, જર્મની, બેલજીઅમ, હોલાંડ, અને સ્વીત્ઝર્લાંડ, કારખાનામાં બનાવેલો તૈયાર માલ બહાર મોકલે છે.

ગ્રેટબ્રિટન—લોખંડ અને પોલાદ કામ, સંચા કામ, ગરમ અને સુતરાઉ કાપડનાં કારખાનાંને માટે પ્રખ્યાત છે.

જર્મની—સ્ટેશનરી સામાન, રસાયનિક સામાન તથા તેને લગતાં યંત્રો, એલેઝરીન રંગો બહાર દેશ મોકલે છે.

પ્ર૦ યુરોપ ખંડમાં વેપારના સાધન કહો.

ઉ૦ આ ખંડમાં અંદર પડતા અખાતો હોવાથી તથા વહાણ ને આગબોટો ફરી શકે તેવી નદીઓ હોવાથી જળ માર્ગની સારી સગવડ છે. રેલ્વેનો ફેલાવો પણ પુષ્કળ છે. પારીસથી સાત કલાકમાં વિલાયત જવાય તેવી અને જળમાર્ગની ઉત્તમ યોજના છે. પારીસથી રેલ્વે માર્ગે યુરોપખંડના કોઈ પણ દેશની રાજધાનીમાં જઈ શકાય છે. રૂશીઆ અને તુર્કસ્તાનમાં રેલ્વે જોઇએ તેટલી નથી.

પ્ર૦ યુરોપના વેપાર વિષે શું જાણો છો ?

ઉ૦ ઘણું ખરૂં પરદેશથી કાચો માલ આવે છે અને તૈયાર થએલો માલ બહાર દેશ જાય છે. રૂશીઆ, ડેનમાર્ક, નોર્વે અને સ્વીડન જંગલ ખેતર અને દરિઆની પેદાશ બહાર દેશ મોકલાવે છે.

પ્ર૦ યુરોપખંડની રાજ્યપદ્ધતિની હકીકત કહો.

ઉ૦ બધાં મળી ત્રેવીસ (૨૩) સ્વતંત્ર રાજ્યો છે. તેમાં બ્રિટીશ રાજ્ય ફ્રાન્સ, જર્મની, આસ્ત્રીઆ, હંગરી, ઈટાલી, અને રૂશીઆ બળવાન રાજ્યો ગણાય છે. ગ્રેટબ્રિટન અને જર્મનીનાં રાજ્યો અમુક દેશોના સમૂહથી બનેલાં છે. ફ્રાન્સ, સ્વીત્ઝર્લાંડ અને પોર્તુ-

ગાલ પ્રજાસત્તાક અને રૂશીઆ રાજાસત્તાક છે. -આ સિવા-યનાં તમામ રાજ્યો રાજાપ્રજાસત્તાક છે. પ્રજાસત્તાક તથા રાજાપ્રજાસત્તાક રાજ્યોમાં વહીવટ ચલાવવામાં મદદ માટે બબ્બે સભા હોય છે.

પ્ર૦ યુરોપખંડનાં મુખ્ય રાજ્ય ગણાવો ?

ઉ૦ બ્રિટીશના ટાપુ (ઇંગ્લાંડ અને વેલ્સ, સ્કોટલાંડ, આયર્લાંડ ) (૨) સ્કાંડેનેવીઅન દ્વીપકલ્પ ( સ્વીડન અને નોર્વે ) (૩) રૂશીઆ. (૪) જર્મની ( પ્રુશીઆ—સાકસની, બાવેરીઆ, વટેમ્બર્ગ વગેરે છવીસ રાજ્યો ) (૫) ડેનમાર્ક. (૬) હોલાંડ (નેધર્લાંડ ) (૭) બેલજીઅમ. (૮) ફ્રાંન્સ. (૯) સ્વીત્ઝર્લાંડ (૧૦) આસ્ત્રીઆ હંગરી (૧૧) બાલકન દ્વીપકલ્પ (રોમાનીઆ, બલગેરીઆ, સર્વીઆ, માંન્ટીનીગ્રો, તુર્કસ્તાન, ગ્રીસ. ) (૧૨) ઇટાલી. (૧૩) આઇબીરીઅન દ્વીપકલ્પ. (સ્પેન, પોર્તુગાલ. )

પ્ર૦ યુરોપ ખંડના દેશો રાજધાની સાથે કહો.

ઉ૦ (૧) બ્રિટિશટાપુ—લંડન.
(૨) સ્વીડન—સ્ટોકહોમ.
(૩) નોર્વે—ક્રિસ્તીઆના.
(૪) યુ૦રૂશિઆ—સેંટપીટસ્બર્ગ.
(૫) જર્મની—બર્લિન.
(૬) ડેન્માર્ક—કોપનહેગન.
(૭) હોલાંડ—હેગ.
(૮) બેલ્જીઅમ—બ્રસેલ્સ.
(૯) સ્વીત્ઝર્લાંડ—બર્ન.
(૧૦) આસ્ટ્રિઆ—વિએના.
(૧૧) હંગરી—બ્યુડાપેસ્ટ.
(૧૨) તુર્કસ્તાન—કોન્સ્ટાન્ટીનોપલ.
(૧૩) ગ્રીસ—આથેન્સ.
(૧૪) ઇટાલી—રોમ.
(૧૫) સ્પેન—માડ્રીડ.
(૧૬) પોર્ટુગાલ—લિસ્બોન.

# બ્રિટીશ ટાપુ.

પ્ર૦ બ્રિટિશ ટાપુ વિષે સામાન્ય હકીકત કહો

ઉ૦ ગ્રેટબ્રિટન (ઈંગ્લાંડ, સ્કોટલાંડ, વેલ્સ) અને આયર્લાંડ મળી આ રાજ્ય થયું છે. તે આપણા શહેનશાહનો મુલક હોવાથી પૃથ્વી પરનાં સર્વ રાજ્યમાં વસ્તી, વિસ્તારમાં તથા વૈભવમાં સર્વથી શ્રેષ્ઠ હોવાથી વધારે અગત્યનો છે. તેમાં ૪૫૬૦૦૦૦૦ માણસની વસ્તી છે. આ ટાપુઓની વચ્ચે અને આજુબાજુનો દરિઓ છાછરો હોવાથી પહેલાં તે મુખ્ય ખંડનો ભાગ હશે એમ અનુમાન કરાય છે. આ ટાપુઓ આટલાંટિક મહાસાગરમાં આવેલા છે.

પ્ર૦ બ્રિટિશ ટાપુઓની રાજ્યપદ્ધતિ કહો.

ઉ૦ અહીંનું રાજ્યતંત્ર રાજાપ્રજાસત્તાક છે એટલે પ્રજા તરફથી નીમાએલા સભાસદોની પાર્લમેંટ રાજાને રાજકારભાર ચલાવવામાં મદદ કરે છે. પાર્લમેંટમાં ઇંગ્લાંડ, સ્કોટલાંડ, વેલ્સ અને આયર્લાંડના પ્રતિનિધિઓ સભાસદ તરીકે બેસે છે. આયર્લાંડ ૧૧૭૨ માં વેલ્સ ૧૨૮૨ માં અને સ્કોટલાંડ ૧૬૦૩માં ઈંગ્લાંડ સાથે જોડાઇ સંયુક્ત રાજ્ય થયું છે.

## ઇંગ્લાંડ અને વેલ્સ.

પ્ર૦ ઇંગ્લાંડ નામ શાપરથી પડયું?

ઉ૦ પહેલાં આ વિભાગ બ્રિટન નામથી ઓળખાતો, પણ આંગલનામના લોકોએ આ દેશ જીત્યો ત્યારથી ઇંગ્લાંડ નામથી પ્રખ્યાત છે.

પ્ર૦ ઇંગ્લાંડની સીમા કહો.

ઉ૦ ઉત્તર તરફ ચીવિઅટ પહાડ સ્કોટલાંડથી છુટો પાડે છે. દક્ષિણે ઇંગ્લિશ ચેનલ ફ્રાન્સથી અને પશ્ચિમે આઇરીસ સમુદ્ર આયર્લાંડથી છુટો પાડે છે, પૂર્વે જર્મન સમુદ્ર આવેલો છે,

પ્ર૦ ઇંગ્લાંડની આબોહવાનું વર્ણન કરો.

ઉ૦ ઇંગ્લાંડની આજુબાજુ દરિઆ આવેલો હોવાથી તથા સમશીતોષ્ણ કટિબંધમાં હોવાને લીધે હવા સમધાત છે. દરિઆ કિનારાને લીધે હવા ભેજવાળી, પણ તંદુરસ્ત છે. નિયમિત ચોમાસું ન હોતાં બારે માસ થોડો થોડો વરસાદ પડે છે. ગલ્ફ-સ્ટ્રીમ નામનો ગરમ પ્રવાહ તેની પાસે થઇને વહે છે, તેથી તેના સરખા અક્ષાંશવાળા દેશ કરતાં ઓછી ઠંડી પડે છે. આથી લોકોને ઉદ્યોગ કરવામાં સુગમતા પડે છે.

પ્ર૦ લોકોનું વર્ણન કરો.

ઉ૦ લોકો ટયુટોનિક જાતના હોઇ પ્રોટેસ્ટંટ ધર્મ પાળે છે, તેઓ બહાદુર, હિંમતવાન, દૃઢ, ચંચળ, સાહસિક, સ્વદેશાભિમાની અને ન્યાયી છે; પોતાના દેશની ઉન્નતિ માટે તેમજ કીર્તિ અને વેપાર માટે ગમે તે સ્થળે જવામાં પાછા હઠતા નથી. પોતાની ફરજ બજાવવામાં આળસ કરતા નથી. તેથી તેઓ ઘણીજ ઉચ્ચ સ્થિતિમાં આવ્યા છે.

પ્ર૦ ઈંગ્લાંડની પેદાશ કહો.

ઉ૦ ફળદ્રુપ જમીનમાં ખેતીમાં-ઘઊં, બાજરી, જવ, બટાટા અને ગાજર થાય છે.

એપલ, જમરૂખ, ચેરી, અંજીર અને સ્ટ્રોબેરી નામનો મેવો થાય છે.

જંગલની પેદાશમાં—ઓક, બીચ અને દેવદાર થાય છે.

ખનીજ પેદાશમાં—લોઢું, કોયલા, સિંધવ, સીસું, જસત, કલાઈ, સ્લેટના પત્થર અને તાંબું નીકળે છે. લોકો આ ખનીજોને જમીનમાંથી ખોદી કાઢી તેનો ઘણો સારો ઉપયોગ કરે છે.

પ્ર૦ લોકોનો હુન્નર ઉદ્યોગ કહો.

ઉ૦ દુનીઆમાં બનતી તમામ ચીજોમાં સૌથી વધારે ચીજો આ દેશમાં બને છે. સુતરાઉ, ગરમ, અને રેશમનું કાપડ બનાવવાનાં તથા લોખંડનો સામાન બનાવવાનાં પુષ્કળ કારખાનાં છે, તથા તમામ જાતનો તૈયાર માલ બનાવી બહાર દેશ મોકલે છે.

પ્ર૦ ઇંગ્લાંડની આયાત કહો.

ઉ૦ અનાજ, રૂ, ઊન, ખાંડ, સોનું, રૂપું, ઇમારતી લાકડું, રેશમ, ચા, શણ, માખણ, તેલીબીયાં, દારૂ અને તમાકુ બહાર દેશથી આવે છે.

પ્ર૦ મુખ્ય નિકાસ કઇ છે?

ઉ૦ રેશમી, શણનું અને ઊનનું તથા સુતરનું કાપડ, કાગળ, કાચ, યંત્ર, લોખંડનો સામાન, દવાઓ બહારદેશ જાય છે.

પ્ર૦ હિંદુસ્તાન સાથેનો તેનો વ્યાપારી સંબંધ કહો.

ઉ૦ હિંદુસ્તાનનો સર્વ દેશ કરતાં આ દેશ સાથે વધારે વ્યાપારી-સંબંધ છે. ત્યાંથી હિંદુસ્તાનમાં-સુતર, ઊન, શણ અને રેશમનું કાપડ, તથા તમામ જાતનાં યંત્રો, કાગળ, કાચ દવા અને લોઢાનો સામાન આવે છે. તેને બદલે હિંદુસ્તાનમાંથી-ઘઊં, શણ, ચા, તમાકુ, રૂ, તેલીબીયાં, માખણ અને બીજો કેટલોક કાચો માલ જાય છે.

પ્ર૦ ગ્રેટબ્રિટનનાં વેપાર ચલાવનાર મુખ્ય બંદર કહો.

ઉ૦ લંડન બંદરે તમામ જાતનો માલ આવે છે. **લિવરપુલ** બંદરેથી સુતરાઉ કાપડ અને સાંચાકામ બહારદેશ જાય છે. **કાર્ડિફથી** કોયલા, **ન્યુકેસ્ટલથી** કોયલા અને સાંચાકામ **હલ** બંદરેથી સુતરાઉ અને ગરમ કાપડ અને **ગ્લાસગો** બંદરેથી લોખંડ અને

તૈયાર થએલો માલ બહારગામ જાય છે. સૌથામ્પટન બંદરેથી અમેરિકા અને દક્ષિણ આફ્રિકા જનારા ઉતારૂઓ જાય છે.

પ્ર૦ ઈંગ્લાંડની ઉન્નતિનાં કારણ કહો.

ઉ૦ તે સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો હોવાથી ત્યાંના લોકોને કામ કરતા થાક લાગતો નથી. તેની ચારે તરફ દરિઆ આવેલો છે, તેથી લોકોને જળમાર્ગે વેપાર ચલાવવાની સારી સગવડ મળી તથા બારાસો અને વહાણ સહીસલામત રહી શકે તેવાં સારાં બંદર મળ્યાં. આથી લોકો સાહસિક અને વેપારી થયા. વળી બેટ હોવાથી તેના ઉપર કોઇ પરદેશી રાજાથી હુમલો થઇ શકતો નથી. આપણા કરતાં વધારે ઠંડી પડતી હોવાથી શરીરની કુદરતી ગરમી સાચવી રાખવા માટે લોકોને ઉદ્યોગી થવાની જરૂર પડે છે. પુષ્કળ ખનીજ નીકળતા હોવાથી લોકો ઉત્સાહથી કારખાનાં ચલાવે છે. નવીન ઉદ્યોગને રાજા તથા પ્રજા તરફથી આશ્રય મળે છે આથી નવા નવા હુનર શોધી કાઢવા માટે લોકો મંડયાજ રહે છે. લોકોનામાં સ્વદેશાભિમાન હોવાથી પોતાના દેશનું હિત કરવામાં પોતાના સ્વાર્થનો ભોગ આપવામાં પણ પાછો પગ કરતા નથી. કેળવણી તથા સાહિત્યને ખીલવવામાં તેઓ આગળ પડતો ભાગ લે છે.

પ્ર૦ ઈંગ્લાંડના મુખ્ય પર્વત કહો.

ઉ૦ ચિવિઅટ, સ્કાફેલ અને સ્નોડન.

પ્ર૦ મુખ્ય નદીઓ કહો.

ઉ૦ ટેમ્સ, સેવર્ન, મર્સી, ટાઇન, ટેન વગેરે.

પ્ર૦ મુખ્ય બેટ કહો.

ઉ૦ માન, આંગલ્સી, અને ચેનલના ટાપુઓ.

પ્ર૦ મુખ્ય ભૂશિરો કહો.

ઉ૦ લાન્ડસએન્ડ, લીઝર્ટ, સ્ટાર્ટ, બીચીહેડ વગેરે.

પ્ર૦ મુખ્ય શહેર કયાં છે ?

**લંડન**—દુનિઆમાં વધારેમાં વધારે વસ્તીવાળું અને સ્મૃદ્ધિવાળુ ટેમ્સ નદી પર આવેલું રાજધાનીનું શહેર છે.

**યાર્ક, કાન્ટબરી**—ધર્માધ્યક્ષનાં સ્થળ છે.

**બર્મીંગહામ, શેફીલ્ડ**—ધાતુ કામ માટે પ્રખ્યાત છે.

**લીવરપુલ**—પશ્ચિમ કિનારે અમેરિકા સાથે વેપાર ચલાવનારૂં મોટું બંદર છે.

**માન્ચેસ્ટર**—સુતરાઉ કાપડનાં કારખાનાં માટે પ્રખ્યાત છે.

**બ્રીસ્ટલ, હુલ**—મોટાં બંદર છે.

**પોર્ટસમથ, પ્લીમૌથ**—નૌકાસૈન્યનાં ઠેકાણાં છે.

**લીડઝ**—ગરમ કાપડ માટે પ્રખ્યાત છે.

**નોટિંગહામ**—કોર, મોજાં અને ગંજીફરાક માટે પ્રખ્યાત છે.

**ઇટન, હેરો, વિન્ચેસ્ટર** ને **રગ્બિ**—મોટી શાળાઓ માટે પ્રસિદ્ધ છે.

**લંડન, ડર્હામ, ઓકસફર્ડ** ને **કેમ્બ્રિજ**—યુનિવર્સિટીનાં સ્થળ છે.

**વિંડસર**—ઇંગ્લાંડના રાજાઓને રહેવાનું સ્થળ છે.

**ગ્રનીચ**—લંડનની પાસે વેધશાળા માટે પ્રખ્યાત છે.

કાર્ડીફ અને **સ્વાન્સી**—વેલ્સમાં મોટાં શહેર છે.

## સ્કોટલાંડ.

પ્ર૦ જાણવાલાયક હકીકત કહો.

ઉ૦ ઇંગ્લાંડ કરતાં વધારે પહાડી અને વધારે ઠંડીવાળો તથા ભેજ- પ્રદેશ છે. ઉત્તર અને દક્ષિણ તરફનો ઉચ્ચ પ્રદેશ છે.

સુતરાઉ

કોયલા, ન્યુ... દાશ કહો.

રાઉ અને ગુર...

ઉ૦ ખેતીની પેદાશમાં જવનો પાક મુખ્ય છે. સુતર, શણુ અને ઊનની બનાવટ સારી થાય છે.

ખનીજમાં—લોઢાની, કોયલાની અને સીસાની ખાણો છે.

પ્ર૦ લોકોનો હુન્નર ઉદ્યોગ કહો.

ઉ૦ ખાણુ ખોદવાનો, વહાણુ બાંધવાનો અને શણુ તથા સુતર અને ઊનનું કાપડ બનાવવાનો તથા લોઢાનો સામાન બનાવવાનો ધંધો ધમધોકાર ચાલે છે.

પ્ર૦ લોકો વિષે જાણુવાલાયક હકીકત કહો.

ઉ૦ લોકો ટ્યુટોનીક અને કેલ્ટીક જાતના હોઇ પ્રોટેસ્ટંટ ધર્મ પાળે છે. તેઓ હિંમતવાન અને ખંતીલા છે. લોકો કેળવણી મેળવવામાં ઉત્સાહી છે.

પ્ર૦ મુખ્ય અખાતો કહો.

ઉ૦ ફોર્થ, ટે, મોરે, ક્લાઈડ અને સોલ્વે છે.

પ્ર૦ મુખ્ય ભૂશિરો કહો.

ઉ૦ ડનેટહેડ, રોથ અને ગાલોવેનોમલ છે.

પ્ર૦ મુખ્ય દ્વીપ કહો.

ઉ૦ શેટલાંડ, આર્કની અને હેબ્રીડીઝ બેટ છે.

પ્ર૦ મુખ્ય નદીઓ કહો.

ઉ૦ ટ્વીડ, ફોર્થ, ટે, અને સ્પે નામની નદીઓ છે.

પ્ર૦ મુખ્ય સરોવર કહો.

ઉ૦ લોકલોમોન્ડ, લોકટે, લોકનેસ, વગેરે.

પ્ર૦ મુખ્ય શહેર કહો.

ઉ૦ એડીનબરો–રાજધાની અને એક સુંદર શહેર છે.

ગ્લાસ્ગો—રૂ તથા લોઢાની બનાવટ (વહાણ, એંજીન) વગેરે માટે પ્રખ્યાત બંદર છે.

પેસ્લી, પર્થ—સુતરાઉ અને ગરમ કાપડનાં કારખાનાં માટે પ્રખ્યાત છે.

આબર્ડીન, ડંડી—શણના કાપડ માટે પ્રખ્યાત છે.

## આયર્લાંડ.

પ્ર૦ જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ ગ્રેટબ્રિટનની પશ્ચિમે આવેલો બેટ છે. તેમાં બારે માસ ધુમસ અને વરસાદ ચાલુ રહેવાથી જમીન લીલી રહે છે. તેથી તેને લીલો ટાપુ કહે છે. હવા ગરમ અને ભેજવાળી છે.

પ્ર૦ આ દેશની જમીનમાંથી કયા ખનીજો નીકળે છે ?

ઉ૦ આરસપહાણ જમીનમાંથી પુષ્કળ નીકળે છે.

પ્ર૦ લોકો વિષે શું જાણો છો ?

ઉ૦ દેશ ગરીબ સ્થિતિનો છે. લોકો કેલ્ટીક જાતના હોઇ રોમન કેથોલીક ધર્મ પાળે છે. તેઓ દયાળુ, આનંદી, ચાલાક અને પરોપકારી છે.

પ્ર૦ લોકોનો ઉદ્યોગ કહો.

ઉ૦ મુખ્ય ધંધો ઢોર ઉછેરવાનો છે, અને શણનો વેપાર ચાલે છે.

પ્ર૦ મુખ્ય નિકાસ કઈ છે ?

ઉ૦ માખણ અને શણ બહાર દેશ જાય છે.

પ્ર૦ બહારદેશથી કયો માલ આવે છે ?

ઉ૦ કોયલા, લોખંડી સામાન, લુગડાં અને બીજો કેટલોક વિલાયતી માલ ઇંગ્લાંડથી આવે છે.

પ્ર૦ મુખ્ય ભૂશિરો કહો.
ઉ૦ ક્લિઅર, મેલીનહેડ અને ફેરહેડ.
પ્ર૦ મુખ્ય નદીઓ કહો.
ઉ૦ શાનન, આટલાંટિક મહાસાગરને મળે છે. બોઇન, ને લીફી
આઇરીસ સમુદ્રને મળે છે.
પ્ર૦ આ દેશમાં સરોવર કયાં છે ?
ઉ૦ કીલાર્ની સુંદર સરોવર અને લોક સૌથી મોટું છે.
પ્ર૦ આયર્લોંડનાં મુખ્ય શહેર કહો.
ઉ૦ ડબ્લીન રાજધાની અને વેપારનું ઠેકાણું છે.
બેલ્ફાસ્ટ શણુ અને ઊનની બનાવટ માટે પ્રખ્યાત છે.
વોટરફોર્ડ ને કોર્ક—બંદર છે.
લીમરીક—મુખ્ય બંદર અને લેસ બનાવનારૂં સ્થળ છે.
લંડનડરી—વ્યાપારનું મોટું મથક છે.
ડ્રાગેડા—ઐતિહાસિક શહેર છે.

## (૨) ફ્રાન્સ.

પ્ર૦ આ દેશની જાણવા લાયક હકીકત કહો.
ઉ૦ આ દેશ ઘણો સુંદર, પૈસાદાર અને મોજશોખી છે. એ દેશનું જુનું નામ ગાલ છે, પણ ફ્રેંક નામની ટયુટોનિક પ્રજાએ જીતી લીધા પછી તેનું નામ ફ્રાન્સ પડયું છે.
પ્ર૦ ફ્રાન્સની આબોહવા કહો.
ઉ૦ શિઆળો અને ઉનાળો બહુ સખત નથી, કારણ કે દરિઆની સપાટીથી જમીન ઉંચી છે. કોઇ કોઇ ઠેકાણે વરસાદ વધારે પડે છે.
પ્ર૦ ફ્રાન્સની પેદાશ કહો.

ઉ૦ ખેતીની પેદાશમાં–ઘઊં, બીટરૂટ, ખાંડ, દ્રાક્ષ, તમાકુ, શણુ અને ઓલીવ નામનું તેલ છે.

ખનીજ પેદાશમાં–લોઢું, કોયલા, ક્ષાર, સિંધવ, અને આરસપહાણ છે.

પ્ર૦ લોકોનો હુન્નર ઉદ્યોગ કહો.

ઉ૦ રેશમી કામ અને દારૂ બનાવવાનો પુષ્કળ હુન્નર છે.

પ્ર૦ મુખ્ય આયાત કહો.

ઉ૦ ઊન, રેશમ, રૂ, અનાજ, લાકડાં, કોયલા અને ખુંદ તથા તેલી બીયાં અને પીછાં છે. રેશમી, ગરમ અને સુતરાઉ કાપડ, દારૂ તથા બારીક કારીગરીનો સામાન બહાર દેશ જાય છે.

પ્ર૦ લોકોની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ ટયુટોનિક જાતના હોઇ રોમન કેથોલીક ધર્મ પાળે છે. તેઓ વિવેકી, નમ્ર અને હુન્નરી છે. ન્યાયને વધારે માન આપનારા છે. તેઓ દુનિઆમાં શોખીન પ્રજા છે.

પ્ર૦ ત્યાંની રાજપદ્ધતિ વિષે શું જાણો છો ?

ઉ૦ રાજ પ્રજાસત્તાક છે, તેથી રાજકારભાર ચલાવવા માટે લોકો તરફ એક પ્રતિનિધિ નીમે છે તેને પ્રેસિડન્ટ કહે છે, તે દર પાંચ વર્ષે બદલાય છે. હાલના પ્રમુખ મી. પોઇંકર છે.

પ્ર૦ અખાત, દ્વીપ અને પર્વત વિષે શું જાણો છો ?

ઉ૦ **બિસ્કેનો** ઉપસાગર પશ્ચિમ કિનારે અને **લૈયોન્સ** અખાત દક્ષિણ કિનારે ભૂમધ્ય સમુદ્રને લગતો છે.

દ્વીપોમાં **કોર્સિકા** ભૂમધ્ય સમુદ્રમાં આવેલો હોઇ અજેશિઓ તેની રાજધાની તથા નેપોલિઅન બોનાપાર્ટની જન્મભૂમિ છે. **અશાન્ટ** અને **બેલાઇલ** ફ્રાન્સની પશ્ચિમે આવેલા બેટ છે.

પર્વતોમાં—જુરા અને આલ્પ્સ અગ્નિ ખૂણામાં છે. અને **પીરીનીઝ** ફ્રાન્સ અને સ્પેનની વચ્ચે છે.

પ્ર૦ જાણવા લાયક ભૂશિર અને નદીઓ કહો.

ઉ૦ **લાહોગ** અને **બાર્ફ્લુર** ફ્રાન્સના ઉત્તર કિનારા તરફ છે.

નદીઓમાં **સેન** ઈંગ્લિશ ચેનલને મળે છે. **લુઆર** અને **ગારોન** બિસ્કેના ઉપસાગરને મળે છે. **હ્રોન** ભૂમધ્ય સમુદ્રને મળે છે.

પ્ર૦ ફ્રાન્સનાં મુખ્ય શહેર કહો.

ઉ૦ **પારીસ**–સેન નદી પર રાજધાનીનું નગર હોઇ દુનિઆમાં સૌથી સુંદર શહેર છે.

**લૈયોન્સ**–હ્રોન અને સોનના સંગમ ઉપર રેશમના ઉદ્યોગ માટે પ્રખ્યાત છે.

**સેન્ટઇટીની**–લોખંડ અને રીબનના ઉદ્યોગ માટે પ્રખ્યાત છે.

**રૂએન**–રૂના વેપાર માટે જાણીતું છે.

**લીલ**–શણ અને રૂના ઉદ્યોગ માટે જાણીતું છે.

**માર્સેલ્સ**–ભૂમધ્ય સમુદ્રને કિનારે આવેલું મોટું બંદર છે. વિલાયત જનારા કેટલાક ઉતારૂઓ ત્યાં ઉતરી રેલ્વે માર્ગે જાય છે.

**બોર્ડો**–કલેરેટ નામનો દારૂ, તેલ અને મેવા આ બંદરેથી બહાર જાય છે.

**નાન્ટસ**—વેપારનું મથક છે.

**કેલે**—ઉત્તર કિનારે પ્રસિદ્ધ બંદર છે.

**ટુલો**—ભૂમધ્ય સમુદ્ર પર બંદર છે.

**શેરબર્ગ** અને **બ્રેસ્ટ**–આટલાંટિક મહાસાગર પર નૌકાસૈન્યનાં ઠેકાણાં છે.

## ( ૩ ) બેલજીઅમ.

પ્ર૦ તેની જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ આ એક નાનો ત્રિકોણાકાર પ્રદેશ હોઈ આખા યુરોપમાં સૌથી વધારે ઉદ્યોગી અને ધાડી વસ્તીવાળો પ્રદેશ છે.

પ્ર૦ આબોહવા વિષે શું જાણો છો?

ઉ૦ ઋતુ ઈંગ્લાંડના દક્ષિણુ વિભાગ જેવી હોઈ ઉનાળો વધારે ગરમ અને શિયાળો વધારે ઠંડો છે. પશ્ચિમે ધુમસ પડે છે.

પ્ર૦ મુખ્ય પેદાશ જણાવો.

ઉ૦ ખનીજમાં કોયલા, જસત, સીસું છે, અને આરસની મોટી ખાણો છે.

પ્ર૦ લોકોનો હુન્નર ઉદ્યોગ કહો.

ઉ૦ કોયલાની ઘણી બનાવટો, સુતરાઉ, રેશમી અને શણનું કાપડ પુષ્કળ થાય છે. સાંચાકામ ને ઘડિઆળ પણ બને છે.

પ્ર૦ મુખ્ય આયાત કહો.

ઉ૦ અનાજ, ઊન, શણ, લાકડાં અને રુંદ છે.

પ્ર૦ મુખ્ય નિકાસ વિષે શું જાણો છો?

ઉ૦ સુતર, સાંચા કામ, શણ અને ઉનનું કાપડ, કોયલા, પોલાદ, કાચ, ઘડીઆળ કોર અને ફીત બહાર જાય છે.

પ્ર૦ બેલ્જીઅમનાં શહેરોની હકીકત કહો.

ઉ૦ **બ્રસેલ્સ** રાજધાની અને શેતરંજી તથા ફીતના વણાટ માટે પ્રખ્યાત છે.

**આન્ટવર્પ**—વેપારનું મોટું મથક છે તથા લશ્કરી અગત્યની જગ્યા છે.

વાટર્લુ—ઇ. સ. ૧૮૧૫માં નેપોલિઅનને અંગ્રેજ અને જર્મનોએ હરાવ્યો હતો.

લીજ અને નામુર કિલ્લેબંધી હોઇ અગત્યનાં સ્થળ છે.

## ( ૪ ) હોલાંડ ( નેધર્લૅાડ ).

પ્ર૦ નેધર્લૉંડની જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ આ દેશની જમીન કેટલીક જગાએ દરિઆની સપાટીથી પણુ નીચી છે. સમુદ્રની ભરતી વખતે દેશ પર પાણી ફરી ન વળે તે માટે મોટા બંધો બાંધેલા છે. નીચી જમીનને લીધે તેને નેધર્લૅાડ પણુ કહે છે. ત્યાંની હવા ઘણી ભેજવાળી રહે છે. નદીઓનાં પાણી કેટલીક વખત ઠરી જાય છે.

પ્ર૦ આબોહવા વિષે શું જાણો છો?

ઉ૦ ઋતુ સમધાત અને હવા ભેજવાળી રહે છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખેતીમાં—જવ, બાજરી, બટાટા, બીટ અને મેવામાં અંજીર, શેબફળ અને ચેરીફળ છે.

દરિઆઇ પેદાશમાં—માછલી, પનીર અને મુરબ્બા છે.

પ્ર૦ હુનર ઉદ્યોગ કહો.

ઉ૦ માટીનાં વાસણુ, રૂ, ઊન અને રેશમી કાપડ બનાવવાનાં કારખાનાં તેમજ કાચનાં ઘરો અને સાંચા કામ સારાં થાય છે.

પ્ર૦ લોકોની ખાસીઅત કહો.

ઉ૦ સ્વતંત્ર વિચારના, દૃઢ મનના, હિંમતવાન, દયાળુ અને જુના રિવાજને વળગી રહેનારા છે. તેઓ પ્રોટેસ્ટંટ ધર્મ માને છે. તેમને હિંદીઓ વલંદા નામથી અને અંગ્રેજો ડચ નામથી ઓળખે છે.

અહીંના જે વતનીઓ દક્ષિણ આફ્રિકામાં રહે છે તે બોઅર નામથી ઓળખાય છે.

પ્ર૦ રાજપદ્ધતિ કેવી છે?

ઉ૦ રાજાપ્રજાસત્તાક છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ **આમસ્ટર્ડામ**–વેપારનું મથક અને હીરા કાપવા માટે જાણીતું છે. રાજાનો મહેલ ૧૩૬૫૯ થાંભલા પર છે. આ શહેરનાં મકાનો જમીનમાં થાંભલા દાટી તે પર બાંધવામાં આવે છે. આ શહેર ૯૦ ટાપુ પર વસેલું છે.

હેગ–રાજધાનીનું ઠેકાણું સંગ્રહસ્થાન માટે પ્રખ્યાત છે. યુરોપી રાજ્યોના માંહોમાંહેના વાંધા પતવવા માટે લવાદ કોર્ટ અહીં ભરવામાં આવે છે.

**હાર્લેમ**–ફુલના બગીચા માટે જાણીતું છે.

યુટ્રેક્ટ–ઐતિહાસિક શહેર ૧૭૧૩ની સંધિ માટે પ્રખ્યાત છે.

## (૫) સ્વિટ્ઝર્લાંડ.

પ્ર૦ જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ દેશ યુરોપના મધ્ય ભાગમાં હોઇ ચારે બાજુ તરફ પર્વતોથી કિલ્લેબંધીની માફક ઘેરાએલો છે. યુરોપ ખંડમાં ફક્ત આ દેશનેજ દરિઆઇ લાભ નથી, પણ કુદરતી સૌંદર્ય ઉત્તમ છે. આ પ્રદેશ જળક્ષેપ છે. વગા ગંધક મિશ્રિત ઊના પાણીનાં ઝરણો હોવાથી હજારો લોકો અહીં નહાવા માટે આવે છે. તેમજ ઊંચા પ્રકારની અને સારી સગવડવાળી હોટલો પુષ્કળ છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખેતીમાં–મકાઇ ને તમાકુ; મેવામાં–પનીર ને દ્રાક્ષ; પશુઓમાં હરણ અને ઘેટાં છે.

ખનીજમાં—થોડું લોઢું અને એસ્ફાલ્ટ નામનો ડામર.

પ્ર૦ લોકોનો હુન્નર ઉદ્યોગ કહો.

ઉ૦ રેશમ, સુતર, ઘડિઆળ, કન્ડેસ્ન્ડ મિલ્ક, અને ઘરેણાંનો માલ છે.

પ્ર૦ આ દેશની નિકાસ વિષે શું જાણો છો ?

ઉ૦ રેશમ, સુતર, ઘડીઆળ, પનીર, કન્ડેસ્ન્ડ મિલ્ક (ઘટ્ટ કરેલું દૂધ)

પ્ર૦ મુખ્ય આયાત કહો.

ઉ૦ રેશમ, રૂ, અનાજ, ધાતુ, ખનીજ, તમાકુ, ખાંડ, ખુંદ, અને દારૂ છે.

પ્ર૦ લોકોનાં લક્ષણ કહો.

ઉ૦ સ્વતંત્ર, સ્વદેશાભિમાની, ભોળા, ઉદ્યોગી, સહનશીળ અને નિમકહલાલ છે. તેઓ પ્રોટેસ્ટંટ ધર્મ પાળે છે.

પ્ર૦ રાજપદ્ધતિ કહો.

ઉ૦ રાજ્ય પ્રજાસત્તાક છે.

પ્ર૦ મુખ્ય પર્વત કહો.

ઉ૦ જુરા અને આલ્પ્સ તેથાં જુરા ફ્રાન્સથી અને આલ્પ્સ ઈટાલિથી આ દેશને જુદો પાડે છે.

પ્ર૦ મુખ્ય નદીઓ કહો.

ઉ૦ ર્‍હાઇન અને ર્‍હોન.

પ્ર૦ મુખ્ય સરોવર કહો.

ઉ૦ કોન્સટન્સ, જીનીવા, ન્યુરોટલ, લુસર્ન ને ઝુરીચ વગેરે છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ જીનીવા—મોટું શહેર ઘડિઆળને માટે પ્રખ્યાત છે.

બૅસલ—રેશમ અને રીબનના વેપારને માટે પ્રખ્યાત છે.

બર્ન—રાજધાનીનું શહેર.

ઝુરીચ—સુતરાઉ અને રેશમી કાપડ માટે જાણીતું છે, તેમજ પાઠશાળા માટે પ્રખ્યાત છે.

## (૬) આસ્ટ્રિઆ હંગરી.

પ્ર૦ આ દેશની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આસ્ટ્રીઆ અને હંગરીનાં જુદાં જુદાં રાજ્યો છે, અને તેઓ પોતપોતાની જુદી જુદી પાર્લમેંટથી રાજ્ય ચલાવે છે. પણ બન્નેનો રાજા એક છે. આસ્ટ્રીઆ પહાડી પ્રદેશ છે, અને હંગરી સપાટ મેદાન છે.

પ્ર૦ તેની આબોહવા કહો.

ઉ૦ ઉનાળો ગરમ અને શિઆળો ઠંડો છે. બહુ વરસાદ આવતો નથી.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખેતીમાં—રાય, બટાટા, મકાઈ, તમાકુ અને બીટ છે. તથા મેવામાં દ્રાક્ષ થાય છે.

પશુઓમાં—ઢોર, મેંઢાં અને ડુક્કર.

ખનીજમાં—કોયલા, લોઢું, મીઠું, રૂપું, પારો અને કેરોસીન છે. હંગરીમાં સોનું, લોઢું, કોયલા અને મીઠાની ખાણો છે.

પ્ર૦ લોકોનો હુન્નર કહો.

ઉ૦ મુખ્ય ધંધો ખેતીનો છે. શણુ અને રેશમનાં લુગડાં બનાવે છે. બોહીમીઆ પ્રાંતનો કાચ વખણાય છે.

પ્ર૦ મુખ્ય આયાત કહો.

ઉ૦ બહાર દેશથી કાચો માલ આવે છે. રૂ, ગુંદ, અનાજ અને તમાકુ બહારથી આવે છે.

પ્ર૦ મુખ્ય નિકાસ વિષે શું જાણો છો ?

ઉ૦ ધાન્ય, ખાંડ, ઇમારતી લાકડું, ગરમ કાપડ, કાચ અને ઢોર છે.

પ્ર૦ મુખ્ય પર્વત કહો.

ઉ૦ કાર્પેથિઅન આસ્ટ્રિઆ અને હંગરીની આજુબાજુ અર્ધ વર્તુલાકારમાં આવેલો છે. તેમજ સ્વિટ્ઝર્લાંડ તરફ આલ્પ્સની હારો આવેલી છે.

પ્ર૦ મુખ્ય નદીઓ કઈ છે ?

ઉ૦ ડાન્યુબ, નીસ્તર, નીપર, એલ્બ અને વીસ્ટુલા.

પ્ર૦ મુખ્ય સરોવર કહો.

ઉ૦ વાલેટનસી અને ન્યુસીડલર્સી મધ્ય ભાગમાં છે.

પ્ર૦ જાણવાલાયક શહેરો કહો.

ઉ૦ વિએના—ડાન્યુબ નદીપર આસ્ટ્રિઆની રાજધાની અને વેપારનું ઠેકાણું છે.

પ્રેગ—કાચકામ અને મોજાંના વેપાર માટે પ્રખ્યાત છે.

લેમ્બર્ગ—કેરોસીનના વેપારનું મથક.

ઓસ્ટરલીટ્ઝ—ઐતિહાસિક સ્થળ છે.

બ્રુન—ગરમ કાપડ ને કોયલા માટે પ્રખ્યાત છે.

બુડાપેસ્ટ—ડાન્યુબ નદીપર હંગરીની રાજધાની. અનાજ અને ઢોરના વેપાર માટે પ્રસિદ્ધ છે.

પ્રિઝમઝલ—રશિઆની સરહદ તરફ અગત્યનું કિલ્લેબંધી મથક છે.

ટ્રિએસ્ટ અને ફ્યુમ—આદ્રિઆટિક સમુદ્રના કિનારાપર બંદર છે.

ક્રાકો—સરહદ પર પોલાંડની જુની રાજધાની મીઠાની ખાણો માટે પ્રખ્યાત છે.

## ( ૭ ) જર્મની.

પ્ર૦ જર્મનીની જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ યુરોપની મધ્યમાં આવેલો બળવાન દેશ છે. તે નાનાં નાનાં ૨૨ અને ૪ મોટાં મળી ૨૬ રાજ્યોના સમૂહનું બનેલું રાજ્ય છે.

પ્ર૦ જર્મનીની આબોહવા કહો.

ઉ૦ ઉત્તર અને દક્ષિણની હવા ગરમ છે. મધ્ય પ્રદેશમાં શિયાળો અને ઉનાળો સખત છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખનીજની બાબતમાં ગ્રેટબ્રિટનથી બીજે નંબરે આવે છે. સોનું રૂપું, તાંબું, કલાઇ, કોયલા, લોઢું, જસત તથા ક્ષાર જથાબંધ જડે છે. પ્રુશિઆમાં જર્મનસમુદ્રને કિનારેથી અંબર જડે છે.

ખેતીમાં જમીન ફળદ્રુપ અને રસાળ હોવાથી રાય, બટાટા, ઓટ અને બીટ નામનું કંદ થાય છે. બીટના કંદમાંથી ખાંડ બનાવી પરદેશ મોકલે છે.

પ્ર૦ લોકોનો ઉદ્યોગ કહો.

ઉ૦ ખેતીનો મુખ્ય ઉદ્યોગ છે. તેમજ ઢોર પણ પુષ્કળ ઉછેરે છે. લોઢાનું અને વણાટકામ પુષ્કળ થાય છે. નહેરો, બંદરો અને નદીઓની સગવડને લીધે વેપાર ધમધોકાર ચાલે છે. લોકો હુન્નરી અને અક્કલબાજ છે.

પ્ર૦ મુખ્ય આયાત કહો.

ઉ૦ અનાજ. રૂ, ઉન, અને બુંદ બહાર દેશથી આવે છે.

પ્ર૦ મુખ્ય નિકાસ કઇ છે ?

ઉ૦ સાંચાકામ, લોખંડીસામાન, રેશમી, ગરમ કાપડ, કોયલા, ખાંડ

અને વિદ્યાને ઉપયોગનાં તમામ યંત્રો તથા એલેઝરીન રંગો બહાર જાય છે.

પ્ર૦ લોકો અને રાજપદ્ધતિનું વર્ણન કરો.

ઉ૦ જર્મન લોકો પ્રોટેસ્ટંટ ધર્મના અનુયાયી હોઈ પ્રામાણિક, સાદા, મહેનતુ, બહાદુર ને વફાદાર છે. પ્રુશિઆનો રાજા સર્વનો ઉપરી ગણાય છે, તેને કૈસર કહે છે. રાજકારભાર ચલાવવામાં પાર્લામેંટ મદદ કરે છે. આખી દુનીઆમાં સૌથી વધારે કેળવાયલાઓમાં જર્મનોની ગણના થાય છે. રસાયનની શોધો તેમણે કરી છે, અગર ખરેખરો લાભ તેમણેજ લીધો છે.

પ્ર૦ મુખ્ય પર્વતો કહો.

ઉ૦ મુખ્ય પર્વત આલ્પ્સ છે.

પ્ર૦ મુખ્ય નદીઓ કહો.

ઉ૦ વિસ્ટુલા અને ઓડર બાલ્ટિક સમુદ્રને મળે છે. એલ્બ અને હાઇન જર્મન સમુદ્રને મળે છે.

પ્ર૦ જર્મનીના મુખ્ય વિભાગો રાજધાનીનાં શહેર સાથે કહો.

ઉ૦ (૧) પ્રુશિઆ—બર્લિન, (૨) સાકસની—ડ્રેસ્ટન.
(૩) વર્ટેમ્બર્ગ—સ્ટટગાર્ટ (૪) બાવેરિઆ—મ્યુનિચ.
(૫) બેડન—કાર્લ્સરૂહ.

પ્ર૦ મુખ્ય શહેરો પ્રખ્યાતિ સાથે કહો.

ઉ૦ બર્લિન—રાજધાનીનું અને વેપારનું મથક છે.

ફ્રાન્કફોર્ટ—દુનિઆમાં સૌથી મોટું શરાફી શહેર છે.

હાનોવર—વ્યાપારની જગા. તથા પ્રખ્યાત ખગોળશાસ્ત્રી સર-જોનહર્શલની જન્મભૂમિ છે.

**બોન**—પાઠશાળા માટે પ્રખ્યાત છે.

**કોલોન**—રૂ, ઊન, તથા રેશમના વેપાર માટે પ્રખ્યાત છે. ત્યાંનું કોલોનવોટર વખણાય છે.

**મ્યુનિચ**—ચિત્રકળા તથા કોતરકામ માટે પ્રખ્યાત છે,

**ન્યુરમ્બર્ગ**—પહેલ વહેલી ઘડિઆળની શોધ માટે પ્રખ્યાત છે.

**સ્ટટગાર્ટ**—વેપારનું મથક છે.

**ડ્રેસ્ડન**—ચિત્રકળાના મોટા હુન્નર માટે પ્રખ્યાત છે. વાજીંત્ર અને સીવવાનાં સંચા અહીં બને છે.

**લીપઝીક**—ચોપડીઓનું તથા ચામડાંના વેપારનું ઠેકાણું છે.

**બેડન**—નહાવાના ઊના પાણીના ઝરા માટે જાણીતું છે.

**રોસ્ટોક**—અનાજના વેપારનું બંદર છે.

**ગોથા**—નકશા બનાવવાના હુન્નરનું મોટું મથક છે.

## (૮) ડેન્માર્ક.

પ્ર૦ ડેન્માર્કની સામાન્ય હકીકતનું વર્ણન કરો.

ઉ૦ બાલ્ટિક સમુદ્રના બંદરોના રખવાળ જેવો નાનો, નબળો અને ઓછી વસ્તીવાળો પ્રદેશ છે. તે નાના નાના ત્રણ બેટો અને જટ્લાંડ દ્વીપકલ્પનો બનેલો છે.

પ્ર૦ તેની આબોહવા કહો.

ઉ૦ ઇંગ્લાંડ કરતાં ઊનાળો અને શિયાળો સખત છે.

પ્ર૦ મુખ્યદ્વીપ કહો.

ઉ૦ ઝીલાંડ (દરિઆની જમીન), ફ્યુનેન (સુંદર), લાલાંડ (નીચી જમીન). આઇસલાંડ આટલાંટિક મહાસાગરમાં આવેલો છે તેની રાજધાની રીકઝેવિક છે. તેમાં હેકલા નામનો જ્વાળામુખી પર્વત છે.

પ્ર૦ મુખ્ય સામુદ્રધુનીઓ કહો.

ઉ૦ સાઉન્ડ, ગ્રેટબેલ્ટ, લીટલબેલ્ટ, સ્કાગરાક, અને કાટીગાટ આ બધી બાલ્ટિક સમુદ્રમાં આવેલી છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખેતીમાં–જવ, ઘઉં અને રાઇ છે. ઘાસચારો પુષ્કળ હોવાથી ઢોર ઘણાં ઉછરે છે. માખણ અને પનીર મોટા જથામાં બને છે. ખનીજમાં અહીંની મટોડી ઘણા ઉંચા પ્રકારની હોવાથી વાસણ સારાં બને છે.

પ્ર૦ લોકોના મુખ્ય હુન્નર ઉદ્યોગ કહો.

ઉ૦ ખેતીનો તથા ચીનાઇ વાસણ બનાવવાનો અને શણ અને સુતરનો વણાટ સારો થાય છે.

પ્ર૦ લોકોની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ લોકો પીળા વાળના, માંજરી આંખના તથા મધ્યમ કદના છે. કેળવણી ઠીક છે, લોકો કરકસરીયા છે. રાજા અને પ્રજા મળી રાજકારભાર ચલાવે છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ કોપનહેગન—મુખ્ય શહેર અને પાઠશાળા માટે પ્રખ્યાત છે. એલ્સીનોર—મોટું બંદર છે.

## (૯) સ્કેન્ડિનેવિઆ.

પ્ર૦ સ્કેન્ડિનેવિઆ વિષે જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ આ બાલ્ટિક સમુદ્ર અને જર્મન સમુદ્રની વચ્ચે સ્વીડન અને નોર્વે નામના બે દેશ મળી થએલો દ્વીપકલ્પ છે. બન્ને કોલન નામના પર્વતથી જુદા પડેલા છે. ૧૯૦૫થી આ બન્ને રાજ્ય જુદાં પડેલાં છે.

પ્ર૦ આબોહવા કહો.

ઉ૦ પહાડી પ્રદેશ અને ઉત્તર તરફ શીત કટિબંધમાં આવેલો હોવાથી શિયાળામાં પુષ્કળ ટાઢ પડે છે પણ ગલ્ફસ્ટ્રીમના પ્રવાહને લીધે નોર્વેના પશ્ચિમ કિનારા તરફ ઓછી ઠંડી લાગે છે.

## નોર્વે.

પ્ર૦ નોર્વેની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ ભાગ લાંબો સાંકડો અને પહાડી છે. શીતકટિબંધમાં હોવાથી અતિશય ટાઢ પડે છે. એના છેક ઉત્તરના ભાગમાં બે માસ સુધી સૂર્ય આથમતો નથી.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખેતીમાં–જવ, ઓટ, ઘઉં અને રાય મુખ્ય પાક છે.

જંગલો ઘણાં હોવાથી–ઈમારતી કાટ, કાગળ બનાવવાનો લાકડાંનો માવો, દેવદાર, ઓક વગેરે જથાબંધ થાય છે.

ખનીજ પેદાશમાં–તાંબા અને લોઢાની ખાણો પુષ્કળ છે.

પ્ર૦ લોકોની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ લોકો ભોળા અને પરોપકારી હોઇ પ્રોટેસ્ટંટ ધર્મ પાળે છે.

પ્ર૦ મુખ્ય આયાત કહો.

ઉ૦ કપડાં, અનાજ અને કોયલા બહાર દેશથી આવે છે.

પ્ર૦ મુખ્ય નિકાસ કહો.

ઉ૦ ઇમારતી લાકડું, માછલી, કાગળ બનાવવાનો લાકડાંનો માવો અને બરફ છે.

પ્ર૦ મુખ્ય ભૂશિરો કહો.

ઉ૦ **નોર્ડકીન, નેઝ,** અને **ઉત્તરકેપ** છે.

પ્ર૦ મુખ્ય દ્વીપ કહો.

ઉ૦ લોફોડન ટાપુ કાડ નામની માછલી માટે પ્રખ્યાત છે.

પ્ર૦ મુખ્ય પર્વતો ગણાવો.

ઉ૦ ડાવરેફીલ્ડ અને કોલન.

પ્ર૦ જાણવા લાયક શહેરોની હકીકત ક હો.

ઉ૦ ક્રિસ્ટિઆનીઆ–રાજધાનીનું શહેર અને વેપારની જગા છે.

ટ્રાન્થેમ–નોર્વેના રાજાનો રાજ્યાભિષેક કરવામાં આવે છે. આ શહેરની ઉત્તરમાં ઘઉં ઉગતા નથી.

બર્ગન–મોટું બંદર છે.

હામર્ફેસ્ટ–બે માસ સુધી ઉનાળામાં સૂર્ય આથમતો નથી, તેથી કેટલાક શોખીનો ત્યાં સહેલ કરવા જાય છે.

## સ્વીડન.

પ્ર૦ જાણવા લાયક મુખ્ય હકીકત કહો.

ઉ૦ સ્કેન્ડિનેવિઅન દ્વીપકલ્પનો પૂર્વ તરફનો વિભાગ સ્વીડન નામથી પ્રસિદ્ધ છે. અહીંની હવા નોર્વે કરતાં વધારે ઠંડી અને સૂકી છે.

પ્ર૦ આ વિભાગની મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખેતીની પેદાશમાં–ઓટ, રાય, જવ, ઘઉં અને બટાટા છે.

જંગલો પુષ્કળ હોવાથી ઇમારતી લાકડાં, દેવદાર, પાઇન વગેરે થાય છે.

ખનીજ–લોઢું, સીસું, નીકલ, જસત, ગંધક અને કોયલા.

પ્ર૦ લોકોની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ લોકો ઉદ્યોગી કેળવાયલા હોઈ પ્રોટેસ્ટંટ ધર્મ માને છે.

પ્ર૦ આયાત કઇ છે ?

ઉ૦ કપડાં, અનાજ અને કોયલા આવે છે.

પ્ર૦ નિકાસ કઈ છે ?

ઉ૦ ઇમારતી લાકડું, ઢોર, લોઢું, દીવાસળી અને કાગળ બનાવવાનો લાકડાનો માવો બહાર દેશ જાય છે.

પ્ર૦ મુખ્ય દ્વીપ કહો.

ઉ૦ ગોથલાંડ, ઓલાંડ બાલ્ટિક સમુદ્રમાં છે.

પ્ર૦ મુખ્ય સરોવર કહો.

ઉ૦ વેનર, વેટર અને મીલર.

પ્ર૦ જાણવા લાયક શહેરોની હકીકત કહો.

ઉ૦ સ્ટાકહોમ–રાજધાનીનું શહેર અને મોટું બંદર છે.
અપસલ્લા–વિશ્વવિદ્યાલય છે અને પહેલાંની રાજધાની.
ગોટનબર્ગ–મોટું બંદર છે.

## (૧૦) યુરોપી રૂશિઆ.

પ્ર૦ આ રાજ્યની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ ફ્રાન્સ કરતાં દશગણું અને ગ્રેટબ્રિટન કરતાં ૨૩ ગણું ઉત્તરમાં એક જથે બાલ્ટિક સમુદ્રથી પાસિફિક મહાસાગર સુધીના વિસ્તારવાળું રાજ્ય છે; પણ શીતકટિબંધને લીધે વસ્તી ઘણી ઓછી છે. આ રાજ્યે પૃથ્વીની જમીનનો પાંચમો ભાગ રોકેલો છે.

પ્ર૦ રૂશિઆની આબોહવા કહો.

ઉ૦ એનો દક્ષિણ ભાગ ગરમ છે, પણ શિયાળામાં બહુ ઠંડી પડે છે, કારણ કે ઉત્તર મહાસાગરના ઠંડા પવનને ખાળવાને એક

પર્વત નથી. આથી કોઇ કોઇવાર કાળા સમુદ્રનું પાણી પણ ઠરી જાય છે. વરસાદ ઘણો થોડો પડે છે.

પ્ર૦ આ દેશની મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખેતીમાં—ઘઉં, જવ, મકાઈ, રાય, બટાટા, બીટરૂટ, દ્રાક્ષ અને બીજો કેટલોક મેવો થાય છે. જંગલોને લીધે ઇમારતી લાકડું થાય છે.

જાનવરોમાં—વરૂ, શિયાળ, જંગલી ભૂંડ અને રૂંવાંવાળાં જાનવર થાય છે તેમજ રેનડિઅર નામનું જાનવર ઉત્તર તરફ થાય છે. તે બરફમાં ગાડી ખેંચે છે.

ખનીજમાં—સોનું, રૂપું, લોઢું, તાંબું, આરસ, પારો, મીઠું કોયલા અને પ્લાટીનમ નામની ધાતુ તથા કેરોસીન જથાબંધ મળી આવે છે.

પ્ર૦ લોકોનો હુન્નર ઉદ્યોગ કહો,

ઉ૦ માછલાં પકડવાનો, ઢોર ઉછેરવાનો અને ચામડાં બનાવવાનો હુન્નર સાચવે છે.

પ્ર૦ રૂશિઆમાં મુખ્ય આયાત કહો.

ઉ૦ સુતર, ચા, કપડાં, દારૂ, ધાતુ વગેરે બહારથી આવે છે.

પ્ર૦ જાણવા લાયક નિકાસ કહો.

ઉ૦ ઘઉં, ઇમારતી લાકડું, શણ, તેલીબીયાં, અનાજ, ઉન અને કેરોસીન છે.

પ્ર૦ લોકો વિષે શું જાણો છો ?

ઉ૦ લોકો સ્લાવ જાતના હોઇ ગ્રીકચર્ચ પાળે છે. તેઓ મહેનતુ, ભલા, વફાદાર પણ વહેમી છે. કેળવણીમાં ઘણા પછાત છે તેથી જોઇએ

તેવો હુન્નર ઉદ્યોગ ખીલેલો નથી. રાજાને ઝાર કહે છે. તે પોતાની મરજીમુજબ રાજ્ય ચલાવે છે. ફક્ત પોલાંડના લોકો પોતાની જુદી પાર્લમેંટથી રાજકારભાર ચલાવે છે.

પ્ર૦ મુખ્ય અખાત અને સમુદ્ર કહો.

ઉ૦ બોથનિઆ, ફીનલાંડ, અને રૈગા બાલ્ટિક સમુદ્રમાં આવેલા અખાત છે. શ્વેત, બાલ્ટિક, કાળો, આઝોવ અને કાસ્પિઅન સમુદ્રો છે.

પ્ર૦ મુખ્ય દ્વીપ કયા છે?

ઉ૦ ઇસલ, ડાગો અને આલાંડ બાલ્ટિક સમુદ્રમાં છે નોવાઝેમ્બ્લા, સ્પીટઝબર્ગ અને ગેટ્રઝ ઉત્તર મહાસાગરમાં છે.

પ્ર૦ મુખ્ય પર્વતો કહો.

ઉ૦ વાલ્ડાઇ, યુરલ અને કોકેસસ છે.

પ્ર૦ મુખ્ય નદીઓ કહો.

ઉ૦ પેટચોરા, દ્વીના, નીવા, કુના, નીમન, વિશ્ચુલા, નીસ્તર, નીપર, ડાન, વોલ્ગા અને યુરલ છે.

પ્ર૦ મુખ્ય સરોવર કહો.

ઉ૦ લાડોગા, ઓનીગા, ઇલ્મેન અને પેઇપ્સ છે.

પ્ર૦ મુખ્ય દ્વીપકલ્પ, સામુદ્રધુની અને સંયોગી ભૂમિ કઇ છે?

ઉ૦ ક્રિમિઆ દ્વીપકલ્પ, કર્ટકની સામુદ્રધુની અને પેરિકાપની સંયોગી ભૂમિ કાળાસમુદ્રમાં છે.

પ્ર૦ રૂશિઆનાં જાણવા લાયક શહેર કહો.

ઉ૦ સેંટપીટર્સબર્ગ (પેટ્રોગ્રેડ)—રાજધાનીનું શહેર મહાન પિટરે વસાવેલું છે.

**ક્રોન્સ્ટેડ**—દરિયાઇ લશ્કરની જગા.

**મોસ્કો**—જુની રાજધાની છે. ત્યાંના દેવળમાં ૨૦૦ ટન વજનનો ઘંટ છે.

**વાર્સો**—પોલાંડની રાજધાની છે, અને વેપારની જગા છે.

**રૈગા**—એજ નામના અખાતપર મોટું બંદર છે.

**ઓડેસા**—વેપારનું સ્થળ છે.

**સેબાસ્તપોલ**—નૌકાસૈન્યનું સ્થળ છે.

**નિજનીનોવગોરોડ**—વેપારનું સ્થળ છે, અહીં ગુજરી ભરવામાં આવે છે.

**આસ્ટ્રાખાન**—કાળા સમુદ્રને કિનારે મોટું બંદર છે.

**આર્ખેંજલ**—મોટું બંદર છે.

**હેલસિંગફર્સ**—ફીન્લાંડની રાજધાની છે. અહીંની પાર્લામેંટમાં સ્ત્રીઓને સભાસદ તરીકે બેસવાનો હક છે.

## (૧૧) બાલ્કન દ્વીપકલ્પ.

પ્ર૦ બાલ્કન દ્વીપકલ્પની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ એક મોટો દ્વીપકલ્પ છે. આ ભાગનો ઘણોખરો ભાગ તુર્કસ્તાનના સુલતાનની સત્તા નીચે હતો, પણ ૧૮૭૮ પછી તેમાંનાં કેટલાંક રાજ્યો સ્વતંત્ર થઇ ગયાં છે. ઇ. સ. ૧૯૧૩ ની માંહોમાંહેનાં સંસ્થાનોની લડાઇને લીધે તુર્કસ્તાનની સત્તા ઘણીજ ઓછી થઈ ગઇ છે.

પ્ર૦ આબોહવા કહો.

ઉ૦ ઉત્તર તરફ ઊનાળો અને શિયાળો સખત છે, પણ દક્ષિણ તરફ સમુદ્રને લીધે હવા સમધાત અને આનંદકારી છે.

પ્ર૦ આ દ્વીપકલ્પના મુખ્ય વિભાગ કહો.

ઉ૦ (૧) બોસ્નિઆ (૨) મોંટીનીગ્રો (૩) સર્વિઆ (૪) રૂમેનિઆ (૫) બલ્ગેરીઆ (૬) પૂર્વરૂમાલિઆ (૭) તુર્કસ્તાન (૮) ગ્રીસ.

પ્ર૦ મુખ્ય પર્વત કહો.

ઉ૦ બાલ્કન પર્વતની હારો આખા ભાગમાં આવી છે.

## બોસ્નિઆ.

પ્ર૦ આ વિભાગની સામાન્ય હકીકત વિષે શું જાણો છો?

ઉ૦ આ ભાગ આસ્ટ્રિઅનોને તાબે હોઇ તેમાં સર્વિઅન લોકોની વસ્તી છે. તેથી કેટલાક તેને બાલ્કનનો વિભાગ ગણતા નથી.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ **સારાજેવા** રાજધાનીનું શહેર છે.

## મોંટીનીગ્રો.

પ્ર૦ મોંટીનીગ્રોની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ તેની આજુબાજુ કોટની માફક પહાડો આવેલા છે. તે ૧૮૭૮ માં તુર્કસ્તાનથી સ્વતંત્ર થયો હતો. અને ઇ. સ. ૧૯૧૦ થી તમામ રાજ્યોએ તેની સ્વતંત્રતા કબુલ કરી છે. તેમાં બટાટા, મકાઇ, તમાકુ અને ચામડાંની મુખ્ય પેદાશ છે.

પ્ર૦ તેનાં શહેરો કહો.

ઉ૦ **સેન્ટીજે**--રાજધાનીનું શહેર છે.

## સર્વિઆ.

પ્ર૦ સર્વિઆની જાણવા લાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ પહેલાં તે મોટું રાજ્ય હતું, પણ ટર્કોએ તેને જીત્યું હતું, ત્યાર

પછી તે ફરી ઇ. સ. ૧૮૭૮ થી સ્વતંત્ર છે. ઇ. સ. ૧૯૧૩ માં મોંટીનીગ્રો, ગ્રીસ અને બલ્ગેરિઆની મદદથી તુર્કસ્તાનના સુલ્તાનને હરાવી તેનો કેટલોક મુલક કબજે કર્યો છે. પછી માંહોમાંહેના કુસંપમાં ગ્રીસની મદદથી બલ્ગેરિઆને હરાવ્યું હતું.

પ્ર૦ આ રાજ્યની મુખ્ય પેદાશ કહો.

ઉ૦ મેવો, ઘઉં, ઊન, ડુક્કર, ઘોડા અને ઢોર છે.

પ્ર૦ જાણુવા લાયક શહેર કહો.

ઉ૦ બેલગ્રેડ રાજધાનીનું શહેર છે.

## રૂમેનિઆ.

પ્ર૦ રૂમેનિઆની જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ માલેવિઆ અને વાલેશિઆ નામના બે પ્રાંતોનું થએલું રાજ્ય ઇ. સ. ૧૮૮૧ માં તુર્કસ્તાનથી સ્વતંત્ર થયું છે. બલ્ગેરિઆ સામે સર્વિઆ ને ગ્રીસ થયાં તે લડાઈમાં આને પણ કેટલોક મુલક મળ્યો છે. તેની બન્ને સરહદ પર ડાન્યુબ અને પ્રુથ નદીઓ આવેલી છે.

પ્ર૦ મુખ્ય આયાત કહો.

ઉ૦ કાપડ અને ધાતુ બહાર દેશથી આવે છે.

પ્ર૦ મુખ્ય નિકાસ કહો.

ઉ૦ અનાજ, મીઠું, ચામડાં અને લાકડાં બહારદેશ જાય છે.

પ્ર૦ જાણુવાલાયક શહેર કહો.

ઉ૦ બુકારેસ્ટ—રાજધાનીનું શહેર છે.

જાસી અને ગલેઝ—વેપારનાં ઠેકાણાં છે.

## બલ્ગેરિઆ.

પ્ર૦ બલ્ગેરિઆ વિષે જાણુવાલાયક હકીકત કહો.

ઉ૦ તુર્કસ્તાન સાથેની લડાઇમાં તે આગળ પડતું થયું હતું, પણ જીતેલા મુલકની વહેંચણી કરતાં સર્વિઆ અને ગ્રીસ સાથે તકરાર થતાં તેને લડાઇમાં ઉતરી નુકસાન વેઠવું પડયું. તે ટર્કીથી ઇ. સ. ૧૮૭૮માં સ્વતંત્ર થયો હતો. લોકો ગ્રીકપંથી અને કેટલાક મુસલમાનો છે. પૂર્વ રૂમેલિઆનો પ્રાંત બલ્ગેરિઆને તાબે છે.

પ્ર૦ મુખ્ય આયાત વિષે શું જાણો છો ?

ઉ૦ કાગળ, કોયલા, મીઠું અને લોખંડનો સામાન આવે છે.

પ્ર૦ બહારદેશ કયો કયો માલ જાય છે ?

ઉ૦ અનાજ, ગરમ કાપડ, ચામડાં, તમાકુ અને ગુલાબનું અત્તર મુખ્ય નિકાસ છે.

પ્ર૦ બલ્ગેરિઆનાં જાણુવાલાયક શહેર કહો.

ઉ૦ સોફાયા—બલ્ગેરિઆની રાજધાની છે.
વાર્ના—મુખ્ય બંદર છે.
ફીલીપોપોલીસ—પૂર્વરૂમાલિઆનું મુખ્ય શહેર છે.

## તુર્કસ્તાન.

પ્ર૦ તુર્કસ્તાનની જાણુવાલાયક સામાન્ય હકીકત કહો.

ઉ૦ પહેલાં આ રાજ્ય ઘણું બળવાન હતું. યુરોપખંડમાં ફક્ત આ એકલુંજ મુસલમાની રાજ્ય છે. ઇટાલિએ ઇ. સ. ૧૯૧૨માં ટ્રિપોલી લઈ લીધું અને ઈ. સ. ૧૯૧૩માં બાલ્કનનાં નાનકડાં રાજ્યોએ સંપ કરી તેને હરાવી તેનો કેટલોક મુલક લઇ લીધો, તેથી તેની સત્તા ઘણી ઓછી થઇ છે.

પ્ર૦ તુર્કસ્તાનની આબોહવા કહો.

ઉ૦ ઋતુ સારી અને તંદુરસ્ત હોઇ તાપ અને ઠંડી સખત છે.

પ્ર૦ આ દેશની પેદાશ કહો.

ઉ૦ ખેતીની પેદાશમાં—ઘઉં, મકાઇ, બાજરી, તમાકુ, રૂ, ખાંડ અને શણુ છે. તે ઉપરાંત રેશમ, મધ અને મીણુ જથાબંધ મળે છે.

ખનીજ પેદાશમાં—લોઢું, સીસું, ગંધક, મીઠું અને ફટકડી છે.

પ્ર૦ મુખ્ય આયાત કહો.

ઉ૦ સુતરાઉ કાપડ તથા ધાતુની મુખ્ય આયાત છે.

પ્ર૦ મુખ્ય નિકાસ કહો.

ઉ૦ ઘઉં, કાચું રેશમ, અફીણુ, અત્તર, ઔષધિ અને સુકી દ્રાક્ષ છે.

પ્ર૦ લોકોની જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ લોકોનો મુખ્ય ધર્મ મુસલમાન છે, છતાં કેટલાક ગ્રીક પંથના પણુ છે. લોકો મગરૂર, આળસુ ને ધર્માંધ છે, પણુ બહાદુર ને પ્રામાણિક છે. રાજાને સુલતાન કહે છે. તે પૃથ્વી ઉપરના સઘળા મુસલમાનોના ધર્મગુરૂ તરીકે ગણાય છે. કેટલાક વખતથી લોકોને રાજકારભારમાં ભાગ લેતા કર્યા છે, અને પાર્લામેન્ટની મદદથી રાજકારભાર ચલાવે છે.

પ્ર૦ જાણુવાલાયક પર્વત અને અખાત કહો.

ઉ૦ બાહ્કન પર્વત—પૂર્વથી પશ્ચિમ સુધી ગયેલો છે.

સાલોનિકાનો અખાત દક્ષિણે આવેલો છે.

પ્ર૦ મુખ્ય સામુદ્રધુનીઓ કહો.

ઉ૦ ડાર્ડનલ્સ અને બાસ્ફરસની સામુદ્રધુનીઓ છે.

પ્ર૦ જાણુવા લાયક શહેરો કહો.

ઉ૦ કૉન્સ્ટા-ટીનોપલ–રાજધાનીનું ઘણું સુંદર શહેર છે.
એડ્રીઆનોપલ—ગુલાબના અત્તર માટે પ્રખ્યાત છે.
સાલોનિકા—મોટું બંદર છે.
ગાલીપોલી—દરિયાઈ લશ્કરનું સ્થળ છે.

## ગ્રીસ.

પ્ર૦ ગ્રીસની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ રાજ્ય ૧૮૩૦ માં તુર્કસ્તાનથી સ્વતંત્ર થયું છે. પ્રાચીન કાળમાં આ રાજ્ય ઉચ્ચ સ્થિતિએ હોઇ હુન્નર ઉદ્યોગમાં ચઢિઆતું હતું. આ રાજ્યે ફાવતી કેટલીક જગા છેલ્લા બાલ્કન યુદ્ધમાં મેળવી છે, જેથી તેનું ભવિષ્ય ચઢતી સ્થિતિમાં આવે તેમ જણાય છે.

પ્ર૦ આબોહવા વિષે શું જાણો છો?

ઉ૦ ઋતુ સારી અને સાધારણ છે.

પ્ર૦ આયાત કહો.

ઉ૦ અનાજ, કાપડ, કોયલા અને ઇમારતી લાકડાં બહારથી આવે છે.

પ્ર૦ મુખ્ય નિકાસ કહો.

ઉ૦ સૂકી દ્રાક્ષ, અંજીર, તમાકુ, સીસું, આરસ અને વાઢ્ગી બહાર જાય છે.

પ્ર૦ લોકોની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ લોકો દરિયાઇ સફરમાં અને કેળવણીમાં ઉત્સાહી છે. દરિયાઇ વેપારને લીધે ઉન્નત સ્થિતિમાં આવતો જાય છે.

પ્ર૦ સંયોગીભૂમિ અને ભૂશિરો કહો.

ઉ૦ કોરિંથ–ગ્રીસના ઉત્તર ને દક્ષિણ ભાગને જોડે છે.
કોલોના અને માટાપાન ભૂશિરો છે.

પ્ર૦ મુખ્ય પર્વત અને દ્વીપો કહો.

ઉ૦ **માઉન્ટ સેન્ટ એલિઆસ** નામનો દક્ષિણમાં મોટો પર્વત છે. **નેગ્રેપાન્ટ, સ્પોરેડિસ, સાઇક્લેડિસ, આયોનિયન** અને **ક્રેન્ડિઆ** છે. ક્રેન્ડિઆ તુર્કસ્તાનની દેખરેખ નીચે છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ **આથેન્સ**—રાજધાની અને પ્રાચીન કાળના પ્રખ્યાત પુરુષોની જન્મભૂમિ છે. આ નામ એથેના દેવી પરથી પડયું છે.

પટ્રાસ—મોટું બંદર છે.

**સ્પાર્ટા ને આર્ગોસ**—પ્રાચીન કાળનું મોટું શહેર છે.

કોર્ફુ—આયોનિયન દ્વીપમાં બંદર છે.

## (૧૨) ઇટાલી.

પ્ર૦ ઇટાલીની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ દેશ મોટો દ્વીપકલ્પ હોઇ સંગીત, ચિત્રકળાનું મુખ્ય સ્થાન ગણાઇ અનેક વિરલા કારીગરોની જન્મભૂમિ છે. અહીંઆં રોમન કેથાલિક ધર્મના ધર્મગુરુ પોપ રહે છે.

પ્ર૦ આબોહવાનું વર્ણન કરો.

ઉ૦ ઋતુ સુંદર છે. કુદરતી દેખાવ ઘણો મનોહર અને અંદરના ભાગોમાં સ્હેજ વધારે ગરમી છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખેતીમાં ઘઉં, ચોખા, મકાઇ અને શેરડી છે.

મેવામાં—દ્રાક્ષ, ઓલીવ, નારંગી, લેમન, અંજીર અને શેતુર.

ખનીજમાં—કોયલા, લોઢું, સીસું, તાંબું, જસત, ગંધક અને ટંકણખાર.

પ્ર૦ લોકોના હુન્નર ઉદ્યોગ વિષે શું જાણો છો ?

ઉ૦ રેશમ કાંતવા વણવાનો અને મુરબ્બો બનાવવાનો તેમજ શણ અને રેશમ ઉત્પન્ન કરવાનો હુન્નર પ્રસિદ્ધ છે.

પ્ર૦ મુખ્ય નિકાસ કહો.

ઉ૦ રેશમ, ઓલીવ, તેલ, ગંધક, આરસ, મેવો અનેશણ છે.

પ્ર૦ મુખ્ય આયાત કહો.

ઉ૦ સુતરાઉ અને ગરમ કાપડ, કોયલા અને લોખંડનો સામાન છે.

પ્ર૦ લોકોની જાણવા લાયક હકીકત શું છે ?

ઉ૦ લોકો ઘણી જાતના છે, પણ ખરો ઈટાલિઅન્ માયાળુ અને સભ્ય હોઈ સમદષ્ટિવાળો, સ્વદેશાભિમાની ને કરકસરીઓ છે. અહીંના લોકો કેળવણીમાં પછાત છે. તેઓ ગાયનકળામાં હોંશિઆર છે. લોકો રોમન કેથોલિક ધર્મ પાળે છે. રાજ્ય રાજાપ્રજાસત્તાક છે.

પ્ર૦ મુખ્ય અખાત અને ભૂશિરો કહો.

ઉ૦ ટોરાન્ટો, જીનોઆ અને વેનિસ મુખ્ય અખાત છે.
સ્પાર્ટિવેન્ટો, પાસ્સારો, લ્યુકા ભૂશિરો છે.

પ્ર૦ મુખ્ય દ્વીપ, નદી અને સરોવરો ગણાવો.

ઉ૦ સિસિલી—જ્વાળામુખીનો હોવાથી તેમાં ગંધકની ખાણો પુષ્કળ છે. સાર્ડિનીઆ, એલ્બા, માલ્ટા, ગોઝો અને લિપારી બેટ છે. તેમાં માલ્ટા અને ગોઝો અંગ્રેજ સરકારને તાબે છે.
પો, આર્નો, અને ટૈબર મુખ્ય નદીઓ છે.
ગાર્ડા, કોમો અને માજીઓરી એ ત્રણ સરોવરો છે.

પ્ર૦ પર્વતો વિષે જાણવા લાયક હકીકત કહો,

ઉ૦ આલ્પ્સ ને આપિનાઇન—આપીનાઇનમાંથી આરસ નીકળે છે. સિસિલીમાં એટના, વિસુવિયસ અને લિપાલીમાં સ્ટ્રાર્મ્બોલી એ જવાળામુખી પર્વતો છે.

પ્ર૦ જાણવા લાયક શહેર કહો.

ઉ૦ રોમ—રાજધાનીનું શહેર હોઈ પોપ આ શહેરમાં રહે છે.

**નેપલ્સ**—જોવા લાયક મોટું શહેર છે.

**મિલાનમાં**—આરસનું સુંદર દેવળ હોઈ સાધુ અને રાજાઓનાં પુતળાં જોવા લાયક છે.

**પાલર્મો**—સિસિલીનું મુખ્ય શહેર હોઇ વેપારનું મુખ્ય મથક છે.

**જીનોવા, મેસીના, બ્રિંડિસી** પ્રખ્યાત અને મોટાં બંદરો છે. બ્રિંડિ-સી બંદરે હિંદુસ્તાનથી યુરોપમાં જતા ઉતારૂઓ ઉતરે છે. આ જગાનો દારૂ વખણાય છે.

**ફ્લોરેન્સ**—પ્રખ્યાત ચિતારા અને કારીગરો માટે પ્રખ્યાત છે.

**વેનિસ**—આરસીઓ અને લેસના ઉદ્યોગ માટે પ્રખ્યાત છે. આ સ્થળ ચૌદમી સદીનું લંડન હતું. તે જુદા જુદા બેટો પર વસેલું હોવાથી લોકો એક ઘેરથી બીજે ઘેર હોડીમાં બેસી મુસાફરી કરે છે.

## ( ૧૩ ) સ્પેન.

પ્ર૦ સ્પેનની જાણુવા લાયક હકીકત કહો.

ઉ૦ આ દેશના લોકો આળસુ છે. તે તેની વેરાનતા અને નબળાઈ ઉપરથી જણાઈ આવે છે. આ દેશને પોર્ટુગાલ મળી આઇબીરિઅન દ્વીપકલ્પ તરીકે ઓળખાય છે. તે પહેલાં મુસલમાનની મુર નામની જાતને કબજે હતો.

પ્ર૦ આબોહવા કહો.

ઉ૦ ઋતુ સાધારણ ગરમ છે. મધ્ય ભાગમાં વિશેષ ઠંડી અને ગરમી પડે છે.

પ્ર૦ મુખ્ય પેદાશ કહો.

ઉ૦ ખેતીમાં, ઘઉં, મકાઇ અને ચોખા. મેવામાં દ્રાક્ષ, ઓલીવ, નારંગી, શેતુર અને રેશમના કીડા ઉછેરે છે.

ખનીજમાં—સીસું, તાંબું, લોઢું, પારો છે.

પ્ર૦ મુખ્ય આયાત કહો.

ઉ૦ સુતર, કોયલા, ખાંડ અને સંચા બહાર દેશથી આવે છે.

પ્ર૦ મુખ્ય નિકાસ કહો.

ઉ૦ દારૂ, મેવો, ધાતુઓ, સુતરાઉ કાપડ, તેલ અને બુચ છે.

પ્ર૦ લોકોની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ દેશના કેટલાક લોકો ઉદ્યોગી અને કરકસરીઆ છે, અને કેટલાક આનંદી, તામસી અને આળસુ છે. લોકો રોમન કેથોલિક ધર્મ માને છે. તેઓ કેળવણીમાં ઘણા પાછળ પડતા છે.

પ્ર૦ મુખ્ય પર્વત અને નદીઓ કહો.

ઉ૦ પીરીનીઝ અને સિએરાનેવેડા તથા કાન્ટાબ્રીઆ મુખ્ય પર્વતો. ડુરો, ટેગસ, ગ્વાડીઆના, ગ્વાડલકિવિવર આટલાંટિક મહાસાગરને મળે છે, અને ઇબ્રો ભૂમધ્ય સમુદ્રને મળે છે.

પ્ર૦ જાણવા લાયક મુખ્ય શહેર કહો.

ઉ૦ માડ્રીડ—રાજધાનીનું શહેર છે.

**બાર્સીલોના**—વેપાર અને ઉદ્યોગનું શહેર છે.

**બાલેન્સીઆ**—રેશમના વેપારને માટે પ્રખ્યાત છે.

**સારાગોસા**—ઐતિહાસિક સ્થળ છે.

**સાલામાંકા**—પાઠશાળા માટે પ્રખ્યાત છે.

**ગ્રાનેડા**—સ્પેનમાં સુંદર શહેર છે.

**કાર્થેજેના**—નૌકાસૈન્યનું ઠેકાણું છે.

**જિબ્રાલ્ટર**—અંગ્રેજ સરકાર તાબાનો કિલ્લો હોઇ ત્યાં વાહ-રાં જોવામા આવે છે.

## (૧૪) પોર્ટુગાલ.

પ્ર૦ આ દેશની જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ આ દેશ સાહસિક શોધકોની જન્મભૂમિ હોઈ હાલ આબાદ અને સંતોષકારક છે. થોડા વખતથી રાજ્ય પ્રજાસત્તાક છે.

પ્ર૦ આબોહવાનું વર્ણન કરો.

ઉ૦ ઋતુ સાધારણ અને તંદુરસ્તી ભરેલી છે. પશ્ચિમમાં ગરમ હવા હોઈ વરસાદ વધારે પડે છે. પૂર્વની હવા સૂકી છે.

પ્ર૦ પોર્ટુગાલની પેદાશ કહો.

ઉ૦ ખેતીમાં-તમાકુ અને દ્રાક્ષ.

જંગલની-ઓક, ચેસ્ટનટ, બુચ અને તાડ છે.

ખનીજમાં-તાંબું, સીસું, કલાઇ, કોયલા, મેંગેનીઝ, સ્લેટ અને મીઠું છે.

પ્ર૦ આયાત કહો.

ઉ૦ સુતરાઉ કાપડ, લોઢું, ઊન, કોયલા છે.

પ્ર૦ મુખ્ય નિકાશ કહો.

ઉ૦ બુચ, તાંબાની કાચી ધાતુ, અને માછલી બહાર દેશ જાય છે.

પ્ર૦ લોકોની જાણવા લાયક હકીકતનું વર્ણન કરો.

ઉ૦ લોકો મિશ્ર જાતિના હોઈ, ભલા, સભ્ય, નમ્ર અને સારી રીત-ભાતવાળા છે અને કુશળ વહાણવટી છે. રોમન કેથોલિક ધર્મ પાળે છે.

પ્ર૦ મુખ્ય નદીઓ કહો.

ઉ૦ ડુરો, ટેગસ, મોન્ડેગો અને ગ્વાડીઆના આટલાંટિક મહા-સાગરને મળે છે.

પ્ર૦ મુખ્ય શહેર કહો.

પ્ર૦ **લિસ્બોન**—રાજધાનીનું શહેર હોઇ વેપારનું મથક છે.

**ઓપોર્ટો**—દારૂને માટે પ્રખ્યાત છે.

**કોઈંબ્રા**—યુરોપખંડમાં સર્વથી વધારે વરસાદ પડવાનું સ્થળ છે.

---

## એશિઆ યુરોપ ખંડની કેટલીક જાણવા લાયક હકીકત.

પ્ર૦ એશિઆ અને યુરોપની ભૂરચનાનો મુકાબલો કરો.

ઉ૦ એશિઆ ઉષ્ણ, સમશીતોષ્ણ, અને શીતકટિબંધમાં આવેલો છે. ત્યારે યુરોપ સમશીતોષ્ણ અને શીતકટિબંધમાં આવ્યો છે. બંને ખંડના પર્વતો પૂર્વપશ્ચિમ ગએલા છે. એશિઆખંડના જેવાં યુરોપમાં રણ નથી. એશિઆ ખંડમાં જેવાં મોટાં ફળદ્રુપ મેદાનો છે. તેવાં યુરોપખંડમાં પણ મોટાં ફળદ્રુપ મેદાનો છે. એશિઆખંડની નદીઓ લાંબી છે. તેમ યુરોપમાં પણ મોટી નદીઓ છે. એશિઆખંડમાં ક્ષેત્રફળના પ્રમાણમાં દરીઆ કિનારાની જેટલી લંબાઇ છે. તેનાથી યુરોપખંડના કિનારાની લંબાઇ વધારે છે.

એશિઆખંડને લગતો ટાપુથી બનેલો પાસિફિક મહાસાગરમાં જાપાન દેશ છે. તેમ યુરોપખંડમાં અટલાંટીકમાં ગ્રેટબ્રિટન દેશ છે. યુરોપખંડ કરતાં એશિઆમાં જ્વાળામુખી પર્વતો ઓછા છે.

પ્ર૦ બંને ખંડની પ્રજાની સરખામણી કરો.

ઉ૦ યુરોપના લોકો સમશીતોષ્ણ કટિબંધમાં રહેતા હોવાથી તથા દરીઆ કિનારાનો કુદરતી લાભ મળતો હોવાથી ઉદ્યોગી, ચાલાક, સાહસિક, અને વેપારી છે. પણ એશિઆખંડના લોકો ઉષ્ણ કટિબંધમાં તથા મધ્ય ભાગમાં રેણુ અને ઉત્તર તરફ અતિશય ટાઢ પડતી હોવાને લીધે મોજશોખી, આળસુ, અને કુદરતપર આધાર રાખનારા છે. એશિઆખંડના લોકો જુદા જુદા ધર્મના હોવાથી તેમના આચારવિચારમાં ઘણોજ તફાવત જોવામાં આવે છે. ત્યારે યુરોપખંડના લોકો ઘણે ભાગે એકજ ધર્મના હોવાથી ઘણુંખરૂં એકજ વિચારના છે. બંને ખંડની પ્રજા જુના વિચારને વળગી રહેનારી છે. પણ યુરોપખંડના લોકો ચાલતા જમાનાના સુધારા દાખલ કરવામાં પછાત પડતા નથી, પણ એશિઆના લોકો સહેલાઇથી પોતાના મૂળવિચારોમાં ફેરફાર કરતા નથી. યુરોપીઅનો વિદ્યાકળા તથા હુન્નર ઉદ્યોગમાં ઘણો આગળ પડતો ભાગ લઇ નવી નવી શોધો કરે છે. ત્યારે એશિઆઇ પ્રજા કેળવણીમાં પછાત પડી તેમની કરેલી શોધોપર આજીવિકા ચલાવે છે. પ્રાચીન કાળમાં એશિઆખંડ સુધરેલો હતો ત્યારે હાલમાં યુરોપની જાહોજલાલી અજાયબી પમાડે તેવી છે. યુરોપીઅન પ્રજા રાજકાજમાં છુટથી ભાગ લેવામાં મહત્તા માની રાજાની સત્તાપર અંકુશ ધરાવે છે ત્યારે એશિઆની પ્રજા રાજાની

સત્તાનો માન આપી તેના તરફ પૂજ્યભાવથી જુએ છે. યુરોપમાં સ્ત્રીકેળવણીનો બહોળો ફેલાવો છે ત્યારે એશિઆમાં સ્ત્રીકેળવણી ઘણીજ ઓછી છે.

પ્ર૦ ભૂમધ્ય સમુદ્ર અને બાલ્ટીક સમુદ્રનો મુકાબલો કરો.

ઉ૦ ભૂમધ્ય સમુદ્ર સમશીતોષ્ણ કટિબંધ અને ઉષ્ણ કટિબંધના સાંધામાં આવેલો છે, ત્યારે બાલ્ટીક સમુદ્ર સમશીતોષ્ણ કટિબંધ અને સીતકટીબંધના જોડાણમાં આવ્યો છે. બંને સમુદ્રમાં મહાસાગરના પાણીને દાખલ થવાના મોટા રસ્તા નથી. ભૂમધ્ય સમુદ્રમાં નદીઓનું જેટલું પાણી આવે છે તેના કરતાં બાષ્પભવન વધારે થાય છે. આથી દિવસે દિવસે તેના પાણીમાં મહાસાગરના પાણી કરતાં ખારાશ વધતી જાય છે ત્યારે બાલ્ટીક સમુદ્રમાં નદીઓનું પાણી જેટલું આવે છે તેના કરતાં બાષ્પભવન ઓછું થાય છે. આથી તેનું પાણી મહાસાગરના પાણી કરતાં ઓછું ખારૂં છે. ભૂમધ્ય સમુદ્રને લગતા આઇબીરીઅન, બાલ્કન, ઇટાલી, એટલા દ્વીપકલ્પ છે. ત્યારે બાલ્ટીક સમુદ્રને લગતા સ્કાંડેનેવીઆ અને જટલાંડ દ્વીપકલ્પ છે. ભૂમધ્ય સમુદ્રમાં સૈપ્રસ, કાંડીઆ, સીસીલી, અને સાર્ડિનિઆ, એલ્બા, માલ્ટા, કાર્શીકા, અને બલ્લારી ટાપુઓ આવેલા છે. ત્યારે બાલ્ટીક સમુદ્રમાં ઝીલાંડ,–ફ્યુનેન, લાલાંડ, ગોથલાંડ, બોર્નહામ, ઓલાંડ અને રૂગેન બેટ આવેલા છે. ભૂમધ્ય સમુદ્રમાં ઇબ્રો, ર્‌હોનસોન, અને ટૈબર નદીનાં પાણી પડે છે ત્યારે બાલ્ટીક સમુદ્રમાં વિસ્ટુલા, ઓડર, રૈગા અને નીવા નદીનાં પાણી પડે છે.

પ્ર૦ ગ્રેટબ્રિટન અને જાપાનનો મુકાબલો કરો.

ઉ૦ બંને સમશીતોષ્ણ કટિબંધમાં આવેલા છે. ગ્રેટબ્રિટન આંટલાંટીક મહાસાગરમાં બેટ છે ત્યારે જાપાન પાસિફિક મહાસાગરમાં બેટ છે. ગ્રેટબ્રિટનની પાસે ગલ્ફસ્ટ્રીમ નામનો ગરમ પ્રવાહ વહેવાથી હવા સમધાત રહે છે તેમ જાપાન પાસે થઈ કયુરોસીવો નામનો ગરમ પ્રવાહ વહેવાથી હવા સમધાત રહે છે. આથી બંને દેશના લોકોને કામ કરતાં થાક લાગતો નથી. બંને દેશના કિનારા ખાંચા ખાંચાવાળા હોવાથી લોકો સાહસિક, ઉદ્યોગી, અને વેપારી છે. બંને*દેશની રાજધાનીઓ મહાસાગરના ધોરી રસ્તાપર આવેલી છે. બંને દેશમાં વિદ્યાકળા અને હુન્નરઉદ્યોગમાં લોકો આગળ વધેલા છે, બંન્ને દેશના લોકો જુના વિચારને વળગી રહેનારા હોવા છતાં ચાલતા જમાનાના યોગ્ય રિવાજમાં ફેરફાર કરવા અચકાતા નથી. બંને દેશની રાજ્યનીતિ રાજાપ્રજાસત્તાક છે. ઇંગ્રેજ પ્રજા કોકેસીઅન વર્ગની હોઇ ખ્રિસ્તી ધર્મ પાળે છે, ત્યારે જાપાની પ્રજા માંગોલીઅન વર્ગની હોઇ બૌદ્ધ ધર્મ પાળે છે. બંને દેશના લોકો કાયદાને માન આપે છે, એટલુંજ નહિ, પણ દેશના હિત ખાતર પોતાના સ્વાર્થનો ભોગ આપવામાં પછાત પડતા નથી.

પ્ર૦ ટિબેટ અને સ્વિટ્ઝર્લાંડનો મુકાબલો કરો.

ઉ૦ બંને ઉચ્ચ પ્રદેશ છે. બંનેમાંથી પુષ્કળ નદીઓ નીકળે છે તેથી બંને જળક્ષેપ પ્રદેશ છે. સ્વિટ્ઝર્લાંડ કુદરતી સૌંદર્યને માટે પ્રખ્યાત છે ત્યારે ટિબેટમાં તેવી કંઇ નવીનતા નથી. સ્વિટ્ઝર્લાંડની આજુબાજુ પુષ્કળ પહાડો આવેલા છે ત્યારે ટિબેટની અંદર પણ કેટલાક પર્વત અને એક બાજુ ગોબીનું મોટું રણ આવેલું છે. સ્વિટ્ઝર્લાંડના લોકો બળવાન, હુન્નરી, ઉદ્યોગી, અને કેળવણીમાં આગળ પડતા છે ત્યારે ટિબેટના લોકો બહુ બળવાન ન હોતાં

હુન્નર, ઉદ્યોગ અને કેળવણીમાં પાછળ પડતા છે. બંનેની અંદર સરોવરો આવેલાં છે. સ્વિત્ઝર્લોંડનું રાજ્ય પ્રજાસત્તાક છે, ત્યારે ટિબેટ રાજાસત્તાક હોઈ ચીનની દેખરેખ નીચે છે.

પ્ર૦ એશિઆ યુરોપમાં હસ્તકૃત અજાબીઓ કઈ કઇ છે.

ઉ૦ એશિઆમાં ચીનાઓએ ચણેલો કોટ, આગ્રાનો તાજમહાલ, અને દિલ્હી પાસેનો જયસ્તંભ, તેમજ યુરોપમાં ટેમ્સટનલ, અને મોસ્કોનો ઘંટ જોવા લાયક છે,

પ્ર૦ વિલાયત જવાના રસ્તા ગણાવો, તથા તેનું વર્ણન કરો.

ઉ૦ યુરોપમાં જવાના પાંચ રસ્તા છે.

(૧) મુંબાઇથી મોરીસ, બુર્બોન, માડાગાસ્કર, ડેલાગોઆ, કેપ ઓવ ગુડ હોપ, આસેન્સન અને સેંટહેલીના બેટ, ગીની-કિનારો, સેનીગાંબીઆ, કાનેરીટાપુઓ, સ્પેન, પોર્તુગાલનો પશ્ચિમ કિનારો, બીસ્કેનો ઉપસાગર, ઇંગ્લીશ ચાનલ અખાત, ડોવરની સામુદ્રધુની, જર્મનસમુદ્ર, ટેમ્સનું મુખ અને લંડન. આ રસ્તે જતાં લગભગ છ માસ લાગે છે.

(૨) મુંબાઇથી અરબી સમુદ્ર, અરબસ્તાનનો કિનારો, એડનસમુદ્ર, બાબલમાંડપની સામુદ્રધુની, રાતોસમુદ્ર, સુવેજની નહેર, ભૂમધ્યસમુદ્ર; અહીંથી ત્રણ રસ્તે જવાય છે. **अ** ઓટ્રાન્ટોની સામુદ્રધુની, આદ્રીઆટીક સમુદ્રમાં બ્રીન્ડિસી બંદરે ઉતરી રેલ્વે માર્ગે ઇટાલીમાં થઇ ફ્રાન્સમાં કેલેબંદર, ડોવરની સામુદ્રધુની, જર્મન સમુદ્ર, ટેમ્સનું મુખ અને લંડન. **ब**. માલ્ટાબેટ મેસીનાની સામુદ્રધુની, સાર્ડિનીઆ અને કાર્શિકા વચ્ચેની બોનીફ્રિસિઓ સામુદ્રધુનીમાં થઈ માર્સેલ્સ બંદરે ઉતરી પા-

રિસ થઇ કેલેબંદરે ઉતરી ડોવરની સામુદ્રધુની, જર્મન સમુદ્ર ટેમ્સનું મુખ અને લંડન. ક માર્સેલ્સથી સ્પેનને પૂર્વ કિનારે થઇ જીબ્રાલ્ટરની સામુદ્રધુની આટલાંટીક મહાસાગર, બિસ્કેનો ઉપસાગર, ઈંગ્લીશ ચાનલ, ડોવરની સામુદ્રધુની, જર્મન સમુદ્ર ટેમ્સનું મુખ અને લંડન. આ ચાર જળમાર્ગો છે.

(૩) જમીન માર્ગ. લાહોરથી પેશાવર, કાબુલ, હેરાત, કુસ્ક, રૂશીઅન તાર્તરીમાં થઈ કાસ્પીઅન સમુદ્ર ઓળંગી ટ્રાન્સકોકેસીઆ અને પછી કાળાસમુદ્રમાં થઇ કોન્સ્ટાન્ટીનોપલમાં ઉતરી આસ્ત્રીઆ અને જર્મની વાટે બેલજીઅમમાં દાખલ થઇ ઓસ્ટેન્ડ બંદર વાટે જર્મન સમુદ્ર મારફતે ટેમ્સના મુખમાં દાખલ થઈ લંડન જવાય છે.

પ્ર૦ બંને ખંડના દેશવાર રાજાઓની ઓળખાણ આપો?

ઉ૦ ગ્રેટબ્રિટન—શહેનશાહ, રૂશીઆ—ઝાર, જર્મની—કૈશર. તુર્કસ્તાન—સુલતાન, સ્વિત્ઝર્લાંડ—પોર્ટુગાલ—ફ્રાન્સ—ચીન—પ્રજાસત્તાક હોવાથી પ્રેસીડેન્ટ હોય છે. બલુચીસ્તાન—ખાન, અફગાનિસ્તાન—અમીર, ઈરાનનો—શાહ, જાપાનનો—મીકાડો, હિંદુસ્તાનનો—શહેનશાહ. આ સિવાય બાકીના દેશોમાં રાજાઓ પોતાના નામથીજ ઓળખાય છે. હિંદુસ્તાન, ફ્રેન્ચ કોચીન ચીન, લંકા, વગેરે પરદેશી રાજ્યકર્તાના મુલક છે. તેમના ઉપર અમલ ચલાવવા તે રાજાઓ તરફથી જે મુખ્ય અધિકારી નીમવામાં આવે છે તેને વાઇસરૉય કે ગવર્નર જનરલ કહે છે.

પ્ર૦ એક વહાણ પેટ્રોપોલસ્કથી નીકળી સ્મર્ના આવ્યું તો રસ્તામાં

ક્યાં ક્યાં બંદર, નદીઓના મુખ, અખાત, દ્વીપકલ્પ, સમુદ્ર વગેરે આવશે.

ઉ૦ **દ્વીપકલ્પો**–કામસ્કાટકા, કોરીઆ, હીંદીચીન, હિંદુસ્તાન, અરબસ્તાન, એશિઆમાઇનર. **સમુદ્ર**–ઓકોટસ્ક, જાપાની, પીળો, ચીનાઇ, બંગાળી ઉપસાગર, અરબીસમુદ્ર, રાતો સમુદ્ર, અને ભૂમધ્ય સમુદ્ર. **અખાત**–પેચીલી, માર્તાબાન, મનાર ખંભાત, કચ્છ, ઇરાની, અખાત, **બંદરો**–વ્લોડીવોસ્ટોક, પોર્ટઆર્થર, યોકોહામા, અથવા, નાગાસાકી, સાંગહાઈ, કુચ્ચુ, વિકટોરીઆ, કંતાન, હ્યુએ, સેગોન, સિંગાપુર, તેનાસરીમ, મુલ્મૈન, રંગુન, અક્યાબ, કલકત્તા, મદ્રાસ, કોલંબો, કાલીકટ, મુંબાઇ, પોરબંદર, માંડવી, કરાંચી, બુસાયર બંદરે અબ્બાસ, મસ્કત, એડન, મોકખા, સુએજ, ટાયર, સીડન અલેપો, **નદીઓનાં મુખ**–આમુર, પેઇહો, હોઆંગહો, યાંગસેક્યાંગ, સિક્યાંગ અથવા કંતાન, મૈનામ, ઇરાવતી, બ્રહ્મપુત્રા, ગંગા, મહા, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, સિંધુ, યુફ્રેતીસ. **ભૂશિરો**–લોપાટકા, રોમાનિઆ, નાઇગ્રેસ, પાલમૈરા, કેપકન્યા કુમારી, જગતપોઈંટ, રાસઅલહદ. **સામુદ્રધુનીઓ**–કોરીઆ, ફારમોસા, મલ્લાકા, પાલ્ક, ઓર્મઝ, બાબલમાંડપ, **બેટ**–કયુરાઇલ, સઘેલીઅન, જાપાનના ટાપુઓ, લુચ્ચુ, ફારમોસા, હૈનાન, હાંગકાંગ, સિંગાપોર, નિકોબાર, આંદામાન, સિંહલદ્વીપ, કરક, કિસ્મ, ઓર્મઝ, બહીરન, સૈપ્રસ.

પ્ર૦ બંને ખંડની સામાન્ય જાણવા લાયક હકીકત કહો.

ઉ૦ ચીના લોક જુના વિચારને વળગી રહેનારા છે. આરબલોકો સાચા, મિતાહારી, અને પરોણાચાકરી કરનાર છે. ઈરાના લોકો હસમુખા અને છુટથી વાતચીત કરનારા છે. તુર્કસ્તાનના લોક થોડું બોલનારા છે.

૫૭ એક વહાણ કેપનોર્ડફીનથી કિનારે કિનારે ક્રીમીઆ દ્વીપકલ્પ જવા સારૂં નીકળ્યું તેમાં વચ્ચે આવતાં જાણવા લાયક સ્થળો કહો.

૬૦ બંદર—હામરફેસ્ટ, બરગન, ગોટનબર્ગ, સ્ટાકહોમ, હેલ્સીંગફર્સ, પેટ્રોગાર્ડ ( સેંટપીટર્સબર્ગ ) રૈગા, કોપનહેગન, હામબર્ગ, આમસ્ટર્ડામ, હેગ, કેલે, સરબર્ગ, બ્રેસ્ટ, ઓપોર્ટો, લીસ્બોન જીબ્રાલ્ટર, વાલેન્સીઆ, બાર્સીલોના, માર્સેલ્સ રોમ, માર્સેલ્સ નેપલ્સ, પાલર્મો, બ્રિન્ડિસી, વેનીસ, ત્રીએસ્ટ, ફ્યુમ, સેન્ટીજે, પટ્રાસ, આથેન્સ સાલોનીકા, કોન્સ્ટાન્ટીનોપલ, ઓડેસો, અને સેબાસ્ટપોલ.

ભૂશિરો—નોર્ડકીન, ઉત્તરકેપ, કેપનોઝ, કેપબાર, રાસ અલહદ કેપઆર્ટીગલ, ફિનિસ્ટર, રોકા, સેન્ટવિસેન્ટ, સાન્તામેરીઆ, ટ્રફાલગર, ટરીફા, કુઝ, પાસારો, સ્પાર્ટીવેન્ટો, કેપ માર્ટાપાન.

સામુદ્રધુનીઓ—સ્કાગરા, કાટીગાટ, સાઉન્ડ, ગ્રેટબેલ્ટ. લીટલબેલ્ટ, ડોવર, જીબ્રાલ્ટર, મેસિના, ઓટ્રાન્ટો, ડાર્ડેનલ્સ, બાસ્ફરસ.

દ્વીપકલ્પ—સ્કાડેનેવિઅન, ફીનલાંડ, જતલાંડ, આઇબીરીઅન ઇટાલી, બાલ્કન, મોરીઆ, ક્રિમીઆ.

અખાત—બોથનીઆ, ફીનલાંડ, રૈગા, લૈયોન્સ, જીનોઆ, ટારંટો, વેનિસ, ત્રીએસ્ટ, નેપલ્સ, સાલોનીકા, પેરીકાપ,

નદીઓનાં મુખ—નીવા, દ્વીના, વિશ્ચુલા, ઓડર, એલ્બ, વિસર, હ્રાઇન, ટેમ્સ, લુવેર, ગારોન, ડુરો, ટેગસ, ઇબ્રો, હ્રોન, ટૈબર, ડાન્યુબ, નીપર.

સમુદ્ર ને ઉપસાગર—સ્કાડેનેવીઅન સમુદ્ર, ઉત્તર સમુદ્ર, બાલ્ટીક સમુદ્ર, બીસ્કેનો ઉપસાગર, આદ્રીઆટીક સમુદ્ર, આર્કીપેલેગો સમુદ્ર, ઇજીઅન સમુદ્ર, મારમોરા સમુદ્ર, આઝોવનો સમુદ્ર.

# જાણવા લાયક પ્રખ્યાત સ્થળ.

એશિઆખંડ—દરેક ધર્મગુરુનો જન્મ આ ખંડમાં થયો છે.

હિંદુસ્તાન—આધ્યાત્મિક વિદ્યામાં પરોવાએલા રહે છે.

હિમાલય—દુનિઆમાં મોટામાં મોટો પર્વત છે.

નેપાળ—ત્યાંના લોકો ઉત્તમ લડવૈયા છે.

આગ્રા—ત્યાંનો તાજમહાલ અદ્વિતીય મકાન છે.

કાશ્મીર—હિંદનું સ્વર્ગ ગણાય છે.

કાશી—હિંદુઓનું જાત્રાનું સ્થળ છે અને ત્યાં પુષ્કળ મહાદેવ વગેરેનાં દહેરાં છે. ત્યાં દરેક શેરીએ એકેકું દહેરૂં તો હોય છેજ.

ગંગા—આ નદીનું પાણી ઘણાં વરસ રાખવા છતાં બગડતુંનથી. કે તેમાં જીવ પડતા નથી.

ચીન—ત્યાંના લોકો જુના વિચારને વળગી રહેનાર છે. રાક્ષસી કદનો કોટ રૂશીઆની સરહદ ઉપર છે. દિવાળીના દિવસમાં ફોડવાના ફટાકડા બનાવવાની રીત માત્ર ચીનાઓજ જાણે છે. છાપખાનાની શોધ પ્રથમ તેમણે કરી હતી. ત્યાંની વસ્તી અતીશય ઘીચ હોવાથી કેટલીક વસ્તી નદીઓમાં વહાણો બાંધી રહે છે.

ટિબેટ—એશિઆમાં ઉંચામાં ઉંચો દેશ છે. જળક્ષેપ પ્રદેશ છે.

પામીર—દુનીઆનું છાપરૂં છે.

જાપાન—આબોહવા અને ભૂરચના ગ્રેટબ્રિટનને મળતી હોવાથી તે એશિઆનો ગ્રેટબ્રિટન ગણાય છે.

પાસિફિક—મોટામાં મોટો અને ઉંડામાં ઉંડો મહાસાગર છે તેમાં પુષ્કળ જ્વાળામુખી પર્વતો છે. આ મહાસાગરમાં તોફાન થતું નથી તેથી તેને શાન્ત મહાસાગર કહે છે.

વર્કોયાન્સ્ક—એશિઆઇ રૂશીઆમાં ઠંડામાં ઠંડો પ્રદેશ છે.

ન્યુસૈબીરીઆ—ત્યાંની જમીનમાંથી હાથીદાંત જડે છે.

આર્મીનીઆ—ત્યાંની સ્ત્રીઓ રૂપાળી છે.

યરૂસાલેમ—ઇસુખ્રિસ્તને વધસ્તંભે જડયા હતા તેથી ખ્રિસ્તી લોકોનું જાત્રાનું ઠેકાણું છે.

બેથલેહમ—ઇસુખ્રિસ્તની જન્મભૂમિ છે.

મૃત સરોવર—દુનીઆમાં ખારામાં ખારા પાણીનું સરોવર છે.

ટાયર અને સીડન—સીરીઆ અને પાલેસ્ટાઇનમાં આવેલાં બંદર, પહેલ વહેલાં ત્યાં કાચ બન્યો હતો.

અરબસ્તાન—ત્યાંના ઘોડા અને ઊંટ વખાણાય છે.

મક્કા—મુસલમાનોનું જાત્રાનું ઠેકાણું છે.

ઇરાન—પારસીઓનું મૂળ વતન છે. ત્યાંના લોકો શોખીન, વિવેકી, અને છટાથી વાતચીત કરનારા છે.

લંડન—દુનીઆમાં મોટામાં મોટું શહેર છે. ત્યાં ટેમ્સ નદીની ટનલ ( નદીની નીચે થઇને જવાનો રસ્તો ) જોવાલાયક છે.

માન્ચેસ્ટર—સુતરાઉ કાપડને માટે પ્રખ્યાત છે.

એડીસ્ટોન—પ્લીમથ બંદરથી થોડે છેટે ખડક છે. ત્યાંની દીવાદાંડી જોવા લાયક છે.

લોફોડન—કાડ નામની માછલીને માટે પ્રખ્યાત છે.

ગ્રીનીચ—લંડનની પાસે વેધશાળાને માટે પ્રખ્યાત છે. ત્યાંથી પહેલું રેખાંશવૃત્ત ગણવામાં આવે છે.

હામરફેસ્ટ—ત્યાં બે માસ સુધી સૂર્ય આથમતો નથી.

ફીનલાંડ—ત્યાંની સ્ત્રીઓને પાર્લામેન્ટમાં બેસવાને હક છે.

લાપલાંડ—ત્યાંના લોકો નીચામાં નીચા છે; અને જમીનમાં ખાડા ખોદીને રહે છે.

રૂશીઆ—યુરોપખંડમાં સુધારામાં પાછળ પડતો બહુ વિસ્તારવાળો દેશ છે.

મોસ્કો—ત્યાંના દેવળમાં બસેં ( ૨૦૦ ) ટન વજનનો ઘંટ છે.

બાલ્ટીક—સમુદ્રના જર્મન કિનારેથી અંબર જડે છે.

જર્મની—રસાયન કળા અને વિદ્યા હુન્નરોમાં આગળ પડતો દેશ છે.

જટલાંડ—ઉત્તર તરફ જનારો દ્વીપકલ્પ છે.

હોલાંડ—નીચામાં નીચો પ્રદેશ છે.

ડેનમાર્ક—ત્યાંનું રાજકુટુંબ ઉંચા કુળનું છે.

વૅાટર્લુ—આ સ્થળે નેપોલીઅન બોનાપાર્ટ હાર્યો હતો.

અજેશિઓ—કૅાર્સિકાની રાજધાની અને નેપોલીઅનની જન્મભૂમી.

પારિસ—દુનીઆમાં સુંદરમાં સુંદર શહેર છે.

સ્વિત્ઝર્લાંડ—કુદરતી સૌંદર્યનો બગીચો છે.

જીબ્રાલ્ટર—યુરોપખંડમાં ફકત ત્યાંજ વાંદરાં જોવામાં આવે છે.

ઇટાલી—ત્યાંના લોકો ગાયનકળામાં હોશિઆર છે.

સ્પેન---ત્યાંના લોકો આળસુ છે.

વેનિસ, ઓસાક, શ્રીનગર---શહેરમાં જવા આવવાને રસ્તાને બદલે નહેરો છે.

લંડન---દુનિઆમાં સર્વથી વધારે વસ્તીવાળું શહેર છે.

---

# લેખાં.

## મુસારો (પગાર.)

સરકાર પોતાના તાબાના નોકર અને અધિકારી વર્ગને માસિક પગાર આપવાનો ઠરાવે છે. શેઠ શાહુકારો પોતાના નોકરવર્ગને વાર્ષિક પગાર આપે છે, અને કેટલાક મજુર વર્ગનો દરરોજનો પગાર ઠરાવવામાં આવે છે. વાર્ષિક પગાર ઉપરથી માસિક પગાર કાઢી મુસારાની રીતથી હિસાબ છોડી શકાય છે.

રીતઃ—મહિનાના દિવસ ૩૦ અને રૂપીઆના દોકડા ૧૦૦ છે માટે જેટલે રૂપીએ મહિનો કર્યો હોય, અને જેટલા દિવસનો પગાર કાઢવો હોય તે એનો ગુણાકાર કરી ગુણાકારપર શુન ચઢાવી ત્રણે ભાગવા. ભાગાકાર આવે તેટલા દોકડા જવાબ આવશે. રૂપીઆ અને દીવસના ગુણાકારને ૧૦૦ એ ગુણી ૩૦ એ ભાગવાથી પણ જવાબ આવશે. પાછળની રીતે હિસાબ કરવાથી ગુણાકાર મોટો થવાથી હિસાબમાં ભૂલ આવવાનો સંભવ રહે છે, અંકગણિતના નિયમ પ્રમાણે બે રકમોને સરખી રકમે ગુણવા અગર ભાગવાથી તેમની કિંમતમાં તફાવત પડતો નથી. તે મુજબ ભાજ્ય તથા ભાજક બન્ને તરફથી એકેક શુન કાઢી નાખી ગુણાકાર કરીશું તો તેમાં

તફાવત પડશે નહિ, અને ગુણાકાર હલકો થવાથી હિસાબ કરવો સુગમ પડશે. દર માસે અમુક આનાનો પગાર કર્યો હોય તો પગારના દર અને દિવસના ગુણાકારને ૧૦ ગુણી ત્રણે ભાગવાથી ભાગાકાર બદામ આવશે. આ સિવાય પાંતી ( ભાગ પાડવા ) ની રીતથી પણ દાખલા છોડવામાં આવે છે. તો જે સ્થળે જે રીતનો સરળતાથી ઉપયોગ થાય તેનો ઉપયોગ કરી હિસાબ છોડવો. અત્રે બન્ને રીત સમજાવવામાં આવી છે.

દા. ૧. ૨૪ રૂ. ૧ માસ ૫ દિવસનો પગાર કેટલો ?

**રીતઃ**—૨૪ × ૫ = ૧૨૦ × ૧૦ / ૩ = ૧૨૦૦ / ૩ = ૪૦૦ દોકડા એટલે રૂ. ૪) જવાબ.

**પાંતીરીતઃ**—મહિનાના દિવસ ૩૦ એનો ૫ દિવસ છઠ્ઠો ભાગ છે માટે ૨૪ નો છઠ્ઠો ભાગ જવાબ આવે તેથી ૨૪ ÷ ૬ = રૂા. ૪ જ.

દા. ૨. ૦)≈।। ૧ માસ ૩ દીવસનો પગાર ?

**રીતઃ**—≈।। × ૩ = ૧૦ × ૭≡ / ૩ = ૭૫ / ૩ = ૨૫ બદામ એટલે ૧ પૈસો જવાબ.

**પાંતીની રીતઃ**—

૦)≈।। = ૧૦ પૈસા ૩૦ દિવસ અથવા ૧ માસનો પગાર છે હવે ત્રણ દીવસ ૧ માસનો દશમો ભાગ છે માટે ૧૦ નો દશમો ભાગ જવાબ આવે તેથી ૧૦ ÷ ૧૦ = ૧ પૈસો જવાબ.

**મનોયત્ન.**

| | રૂા. | માસ. | | |
|---|---|---|---|---|
| (૧) | ૨૭ાા | ૧ | ૩ દિવસનો ? | જ. રૂ. ૨ાા |
| (૨) | ૪૨ | ૧ | ૪ „ | જ. રૂ. પાા ૧૦ દોકડા. |

| | | | |
|---|---|---|---|
| (૩) | ૧૫)ાા | ૧ | ૫ ,, જ. રૂ.૨ાા ૦ાઆ. ૨ પા |
| (૪) | ૨૭ાા | ૧ | ૬ ,, જ. રૂ.૫ાા. ૨ાા દોકડા |
| (૫) | ૩૪૫ | ૧ | ૩ાા ,, જ. રૂ. ૪૦ા |
| (૬) | ૨૨ાા | ૧ | ૩ાા ,, જ. રૂ. ૨ાા |
| (૭) | ૧૧ા | ૧ | ૬ાા ,, જ. રૂ. ૨ા |
| (૮) | ૫૨ાાા | ૧ | ૪ ,, જ, રૂ. ૭)૦ા ૧ પાઈ |
| (૯) | ૮૨ાા | ૧ | ૮ ,, જ. રૂ. ૨૨) |
| (૧૦) | ૭ાા | ૧ | રૂ. ૨) પગાર મળ્યો તો નોકરીના ના દિવસ ? જ. દિવસ ૮. |
| (૧૧) | ૧૨ાા | ૧ | રૂ. ૨ાા ,, જ. દિ. ૬ |
| (૧૨) | ૨૨ાા | ૧ | રૂ. ૨ાા ,, જ. દિ. ૩ાા |
| (૧૩) | ૧૧ા | ૧ | રૂ. ૨ા ,, જ. દિ. ૬ાા |

## કાચાપાકા તોલ અને બારદાન.

સાધારણ વ્યવહારમાં ૪૦ શેરનો મણ ગણી ભાવ પ્રમાણે કીંમત લેવા આપવામાં આવે છે, પણ કેટલીક વસ્તુઓ જેવી કે ખાંડ, તમાકુ, જીરૂં, ગોળ, ખજુર વગેરેમાં ૪૦ શેરનો મણ ન ગણતાં ઠરાવ પ્રમાણે ૪૨–૪૪–૪૮–૪૫ શેરનો મણ ગણવામાં આવે છે. એટલે તોલના ઠરાવ પ્રમાણે વજન તોળી લઇ ૪૦ શેરની કિંમત આપવામાં આવે છે. આવી રીતે જે વસ્તુઓમાં ૪૦ શેર ઉપરાંત વજન આપવાનો રીવાજ હોય છે તેને ૪૦ શેરના મણ પ્રમાણે જે વજન થાય તેને કાચા મણ કહેવામાં આવે છે. તેના પાકા મણ કરવા માટે ૪૨ તોલે ૨ શેર, ૪૪ તોલે ૪ શેર, ૪૫ તોલે ૫ શેર અને ૪૮ તોલે ૮ શેર કાપી લેવામાં આવે છે. એટલે ૪૨ શેરનો ૧ પાકોમણ, ૪૪ શેરનો ૧ પાકો મણ, ૪૫ શેરનો ૧ પાકો મણ

અને ૪૮ શેરનો ૧ પાકો મણ ગણવામાં આવે છે. આવી રીતે બાદ કાપી જે તોલ નક્કી કરવામાં આવે છે તેને પાકા મણ કહે છે.

ગોળનાં માટલાં, ખજુરનાં વાઢીઆં વગેરેમાં તોલ સિવાય માટલાની માટીનું અગર ચટાઇનું બારદાન કાપવાનું હોય છે. આમ હોય તો પહેલું માટી અગર ચટાઈનું બારદાન કાપ્યા પછી કહેલા તોલ ઉપરથી પાકા મણ કરી ભાવ પ્રમાણે કિંમત ગણવી.

## જુદા જુદા તોલ ઉપરથી પાકા મણ કરવાની રીત:—

૪૨ તોલે ૨ શેર વધારાનું મળે, માટે આખા તોલનો ૨૧મો ભાગ બાદ કરવાથી પાકા મણ આવે.

૪૪ તોલે ૪ શેર વધારાનું મળે, માટે આખા તોલનો ૧૧મો ભાગ બાદ કરવાથી પાકા મણ આવે.

૪૫ તોલે ૫ શેર વધારાનું મળે, માટે આખા તોલનો ૯મો ભાગ બાદ કરવાથી પાકા મણ આવે.

૪૮ તોલે ૮ શેર વધારાનું મળે, માટે આખા તોલનો છઠ્ઠો ભાગ બાદ કરવાથી પાકા મણ આવે.

૫૦ તોલે ૧૦ શેર વધારાનું મળે, માટે આખા તોલનો ૫મો ભાગ બાદ કરવાથી પાકા મણ આવે.

પણ આ સિવાય ૪૩—૪૩।।—૪૬—૪૭—૫૨ વગેરે પાંતીમાં ન બેસે તેવા તોલ કહ્યા હોય, તો જેટલા કાચા મણ કહ્યા હોય તેને ૪૦ ગુણી શેર કરવા અને કહેલે તોલે ભાગવા. ભાગતાં જે ભાગાકાર આવે તે પાકા મણ આવે. શેષ વધે તો તેને ૪૦ ગુણી ફરીથી ભાગાકાર કરવો. જે ભાગાકાર આવે તે પાકા શેર આવશે. તેજ પ્રમાણે રૂપીઆભાર પણ કાઢવા. પછીથી વધેલા શેષને કસરમાં

ગણી લેવા. કેમકે ચાલતા સુધી ૦ાા ભાર કે ૧ રૂપીઆભારનો આવી વસ્તુઓમાં હિસાબ ગણવાનો રિવાજ હોતો નથી.

દા. ૧. ૨૨ મણ ૨શેર કાચો ૪૨ તોલ પાકા મણ કેટલા ?

**રીતઃ**—૪૨ તોલ છે માટે ૨૧મો ભાગ બાદ કરી બાકી રહે તે પાકા મણ આવશે. અગર ૨૨ મણ ૨ શેરને ૨૧ ભાગી ભાગાકારને ૨૦ ગુણવાથી પાકા મણ આવશે.

૨૨ મ. ૨ શેર ÷ ૨૧ = ૧ મણ ૨ શેર તેને ૨૨ મણ ૨ શેરમાંથી બાદ કરતાં ૨૧ મણ પાકા થયા.

અગર ૨૨ મણ ૨ શેર ÷ ૨૧ = ૧ મણ ૨ શેર × ૨૦ = ૨૧ મણ પાકા જવાબ.

દા. ૨. ૪૫ાા મ. ૪ાાા શેર કાચો ૪૫ તોલ પાકા મણ ?

**રીતઃ**—૪૫ તોલ કહ્યો છે, માટે ૯મો ભાગ બાદ કરવાથી પાકા મણ આવે.

માટે ૪૫ાા મ. ૪ાાા શેર ÷ ૯ = ૫ મ. ૨ાાા શેર તેને ૪૫ાા મ. ૪ાાા શેરમાંથી બાદ કરતાં બાકી ૪૦ાા મ. ૨ શેર ૨ાાા તે પાકા મણ જ.

અગર ૪૫ાા મ. ૪ાાા શે. ને ૯ ભાગી ભાગાકારને ૮ વડે ગુણવાથી પાકા મણ થશે. માટે ૪૫ાા મ. ૪ાાા શે. ÷ ૯ = ૫ મ. ૨ાાા શે. × ૮ = ૪૦ાા મ. ૨ શે. પાકા જવાબ.

દા. ૩. ૫૯ાા મ. ૨ શે. કાચો ૪૮ તોલ પાકા મણ કેટલા ? પાકા મણનો ભાવ રૂ. ૩ાાા હોય તો કિંમત કાઢો.

**રીતઃ**—૪૮ તોલ કહ્યો છે, માટે છઠ્ઠો ભાગ બાદ કરવાથી પાકા મણ આવે. માટે ૫૯ાા મ. ૨ શે. ÷ ૬ = ૯ાાા મ. ૭ શે. તેને ૫૯ાા મ. ૨ શે. માંથી બાદ કરતાં બાકી ૪૯ાાં મ. ૫ શે. પાકા થયા જવાબ.

અગર ૫૯ાા મ. ૨ શે. ÷ ૬ = ૯ાા મ. ૭ શે. ÷ ૫ = ૪૯ાા મ. ૫ શે. પાકા તેનો ભાવ રૂ. ૩ાા કહ્યો છે માટે તેની કિંમત રૂ. ૧૭૩ા≈ જ.

દા. ૪. ૨૭ મ. ગોળ આણ્યો. માટીનું બારદાન ૨ા—૬, ૪૮ તોલે રૂ. ૩)ને ભાવે કિંમત કહો.

રીતઃ—૨૭ મ. – ૨ા મ. ૬ શેર બારદાન જતાં ૨૪ાા મણ ૪ શેર કાચા મણ થયા, પછી ૪૮ તોલ કહ્યો છે, માટે ૨૪ાા મણ ૪ શેર ÷ ૬ = ૪ મણ ૪ શેર ને ૨૪ાા મણ ૪ શેરમાંથી બાદ કરતાં ૨૦ાા મણ પાકા થયા જવાબ. અગર ૨૪ાા મ. ૪ શે. ÷ ૬ = ૪ મ. ૪ શેર × ૫ = ૨૦ાા મણ પાકા થયા. તેની રૂ. ૩) પ્રમાણે ગણતાં રૂ. ૬૧ાા કિંમત થઇ જવાબ.

## મનોયત્ન.

(૧) ૨૪ાા મણ ૪ શેર કાચો ૪૮ તોલ પાકા મણ? જ. ૨૦ાા મણ

(૨) ૩૬ાા " ૭ " કાચો ૪૫ તોલ પાકા મણ? જ. ૩૨ાા—૩

(૩) ૨૨ાા " ૩ " કાચો ૪૩ તોલ પાકા મણ? જ. ૨૧

(૪) ૩૨ા " ૧ાા " કાચો ૪૨ તોલ પાકા મણ? જ. ૩૧ાાા

(૫) ૨૭ાા " ૪ " કાચો ૪૮ તોલ પાકા મણનો ભાવ રૂ. ૩ાા પ્રમાણે કિંમત કહો. જ. ૨૩ મણ રૂ. ૮૦ાા

(૬) ૪૪ા મણ ૧ શેર કાચો ૪૪ તોલ પાકા મણના રૂ. ૨ા જ. ૪૦ા મણ રૂા. ૯૦ાા~.

(૭) ગોળ મણ ૩૩ નો સંતોલો કરી આણ્યો તેમાં ૧ાા મણ ૪ાા શેર બારદાન કાપતાં ૪૫ તોલે પાકા મણ કેટલા? અને મણના રૂ. ૨ાા પ્રમાણે કિંમત શી? જ. ૨૭ાાા મ. ૬ શેર રૂા. ૬૯ાા જ.

પાકા મણુ ઉપરથી કાચા મણુ કરવા હોય તો જેટલા પાકા મણુ કહ્યા હોય, તેમાં કહેલા તોલના વધારાના શેરે પાકા મણે ગુણી સરવાળો કરવાથી કાચા મણુ આવશે. અગર ૪૨–૪૪–૪૫–૪૮ વગેરે તોલથી પાકા મણુ ઉપરથી કાચા મણુ કરવા હોય તો કહેલા વજનને અનુક્રમે ૨૦–૧૦–૮–૫ ભાગી ભાગાકારને અનુક્રમે ૨૧, ૧૧, ૯, ૬, એ ગુણવાથી કાચા મણુ આવે. જે હિસાબોમાં તોલની પાંતી ન બેસતી હોય એટલે ૪૩–૪૩॥–૪૭ વગેરેમાં કહેલા પાકા મણુને જે તોલ કહ્યો હોય તેણે ગુણવા. ગુણાકાર આવે તેટલા શેર જાણવા. તેને પછી ૪૦ વડે ભાગી મણુ કરવા.

દા. ૧. ૩૫ મણુ ૫ શેર પાકા ૪૮ તોલે કાચાં મણુ કેટલા ?

રીતઃ—૪૮ તોલ છે માટે દર મણે ૮ શેર વધારે ઉમેરી લેવા પડે તેથી ૩૫ × ૮ = ૨૮૦ શેર તથા ૫ શેર એ એકમણુનો આઠમો ભાગ હોવાથી તેનો ૧ શેર ઉમેરવો, એટલે ૩૫ મણુ ૫ શેર માં ૭ મણુ ૧ શેર ઉમેરતાં ૪૨ મણુ ૬ શેર કાચા મણુ થયા.

અથવા ૩૫ મણુ ૫ શેર ÷ ૫ = ૭ મણુ ૧ શેર તેને ૬ એ ગુણતાં ૪૨ મણુ ૬ શેર કાચા મણુ જવાબ.

અગર ૩૫ મણુ ૫ શેર × ૪૮ = ૧૬૮૬ શેર ÷ ૪૦ = ૪૨ મણુ, ૬ શેર જવાબ.

### મનોયત્ન.

| | મણુ. | શેર. | | મણુ. | શેર. |
|---|---|---|---|---|---|
| (૧) | ૨૮ | ૮ | પાકા મણુના ૪૫ તોલે કાચા મણુ ? | ૩૧॥ | ૯ |
| (૨) | ૩૫ | ૫ | પાકા મણુના ૪૮ તોલે કાચા મણુ ? | ૪૨ | ૬ |
| (૩) | ૪૪॥ | | પાકા મણુના ૪૪ તોલે કાચા મણુ ? | ૪૮॥। | ૮ |
| (૪) | ૩૭॥ | | પાકા મણુના ૪૨ તોલે કાચા મણુ ? | ૩૯ | ૫ |
| (૫) | ૨૧॥ | | પાકા મણુના ૪૩ તોલે પાકા મણુ ? | ૨૩ | ૪॥. |

# વ્યાજનાં લેખાં.

આપણે કોઈની પાસેથી અમુક રૂપીઆ અમુક મુદ્દત સુધી લાવીએ અગર આપીએ, તે બદલ તેટલી મુદ્દતના લીધેલી રકમ અગર આપેલી રકમ કરતાં ઠરાવ મુજબ જે વધારાના રૂપીઆ આપવા અગર લેવા પડે તેને વ્યાજ કહે છે.

જેટલી રકમ લાવીએ અગર આપીએ તેને મુદ્દલ કહે છે.

જેટલો વખત રકમ આપીએ અગર રહેવા દઇએ તેને મુદ્દત કહે છે.

દર વર્ષે દર સેંકડે, દર માસે દર સેંકડે, દર રૂપીએ દર માસે લીધેલી અગર દીધેલી રકમ ઉપરાંત જે વધારાની રકમ લેવાની અગર આપવાની ઠરાવવામાં આવે છે તેને વ્યાજનો દર કહે છે.

દર વરસે દર સેંકડે ઠરાવેલા વ્યાજના દરને ટકા કહે છે.

દર માસે દર સેંકડે અગર દર રૂપીએ દર માસે જે વ્યાજ ઠરાવવામાં આવે તેને તેરીખ કહે છે. અમુક દોકડાની તેરીખ કહેવામાં આવે તો દર રૂપીએ દર માસે વ્યાજ ઠરાવેલું છે એમ સમજવું.

શાહુકારો ત્રણ રીતે વ્યાજ ગણે છે. (૧) સાદુ અથવા સળંગ વ્યાજ (૨) ચક્રવૃદ્ધિ અથવા દિવાળી બાકી વ્યાજ (૩) વારોવારીઉં વ્યાજ, અત્રે આપણે સાદું વ્યાજ ગણવાની રીતનો વિચાર રાખીશું. વારોવારીઉં વ્યાજ ગણવાનું સ્હેજ અઘરૂં હોવાથી વેપારી લોકો તેને બદલે ૦॥ દિવસ કાપી આપે છે તેથી ફસર ઓછી થઇ જાય છે. દિવાળી બાકી વ્યાજ દેશીનામું શીખતી વખતે શિખવવામાં આવે છે, માટે અહીં તેની રીત આપી નથી.

## વ્યાજના હિસાબ ગણવાની રીત.

મુદ્દલ રૂપીઆ અને માસના ગુણાકારને સર કહે છે.

મુદ્દલ રૂપીઆ અને મુદ્દતના દિવસના ગુણાકારને ૩૦ વડે ભાગવાથી જે ભાગકાર આવે તેને પણ સર કહે છે. દિવસના ગુણાકાર ઉપરથી સર કાઢવામાં 'સાડાસાતનો પા" ઘણો ઉપયોગી છે, માટે તેને સારી રીતે યાદ કરવો. જે સર આવે તેને કહેલા આનાની તેરીખે ગુણતાં બદામ આવે, અને કહેલા દોકડાની તેરીખે અગર કહેલા રૂપીઆની તેરીખે ગુણતાં દોકડા આવે.

દા. ૧. રૂ. ૪૫) ૨ માસ ૩ દિવસ ૬ આનાની તેરીખે રહ્યા તો વ્યાજ કેટલું ?

રીતઃ—૪૫ રૂપીઆ ૨ માસ રહ્યા માટે ૪૫ × ૨ = ૯૦.

તેમજ, ૪૫ રૂપીઆ ૩ દિવસ રહ્યા માટે ૪૫ × ૩ = ૧૩૫ ÷ ૩૦ = ૪॥ સર એટલે કુલ્લ ૯૪॥ સર થયો તેને કહેલી તેરીખે ગુણતાં ૯૪॥ × ૬ = ૫૬૭ બદામ આવી. તેથી ૦। રૂ. ‒॥ આ. ૧ દો. ૧ બદામ વ્યાજ જવાબ.

દા. ૨. રૂ. ૬૫) ૩ માસ ૫ દિવસ ૧ દોકડાની તેરીખે રહ્યા તો વ્યાજ કેટલું ?

રીતઃ—૬૫ રૂ. × ૩ મા. = ૧૯૫ સર.

તેમજ ૬૫ રૂ. × ૫ દિ. = ૩૨૫ ÷ ૩૦ = ૧૦॥। સર.

એટલે કુલ સર ૨૦૫॥। થયો તેને કહેલે દરે ગુણતાં ૨૦૫॥। × ૧ = ૨૦૫॥। દોકડા થયા. માટે ૨ રૂ. ૦॥। આ. ૧ દોકડો. ૧ બદામ વ્યાજ જવાબ.

ફ્સારઃ—જ્યારે દિવસ અને રૂપીઆ (મુદ્દલ) ના ગુણાકારને ૩૦ ભાગતાં ૩ા કરતાં ઓછા શેષ વધે તો છોડી દેવા, અને ૩ા થી વધારે શેષ વધે તો ૦ા ગણી લેવો. જેમકે ૩૧ રૂપીઆ ૪ દિવસ રહ્યા હોય તો ગુણાકાર ૧૨૪ આવ્યો તેને ૩૦ વડે ભાગતાં ભાગાકાર ૪ આવ્યો, ને ૪ શેષ વધ્યા તો ૪ા સર ગણવો. પણ જો ૨૧ રૂપીઆ ૩ દિવસ રહ્યા હોય તો ગુણાકાર ૬૩ આવ્યો તેને ૩૦ વડે ભાગતાં ભાગાકાર ૨ આવ્યો અને ૩ શેષ વધ્યા તો તેને છોડી દઇ ૩ સર ગણવો.

દર માસે ઉત્પન્ન થતા વ્યાજની રકમ અને વ્યાજનો દર આપ્યો હોય તે ઉપરથી મુદ્દલ શોધવા માટે જેટલું વ્યાજ આવતું હોય તેના આના કરી કહેલા આનાની તેરીખે ભાગવા. ભાગાકાર આવે તેટલા સેંકડા સમજવા. જો અમુક દોકડા અગર રૂપીઆની તેરીખ કહી હોય તો વ્યાજના રૂપીઆને કહેલા દોકડા અગર રૂપીઆની તેરીખે ભાગવા. ભાગાકાર આવે તેટલા સેંકડા મુદ્દલ જાણવું.

દા. ૧. ૧૨ આનાની તેરીખે દર માસે રૂા. ૭૨ વ્યાજ આવે છે તો મુદ્દલ કહો.

રીતઃ—૭૨ રૂ. × ૧૬ આના. = ૧૧૫૨ આના વ્યાજ થયું તેને કહેલા ૧૨ આનાની તેરીખે ભાગતાં ૧૧૫૨ ÷ ૧૨ = ૯૬ ભાગાકાર આવ્યો તેટલા સેંકડા, માટે રૂ. ૯૬૦૦ મુદ્દલ જવાબ.

દા. ૨. ૨ દોકડાની તેરીખે દર માસે રૂ. ૩૫ વ્યાજ આવ્યું તો મુદ્દલ કેટલું ?

રીતઃ—૩૫ વ્યાજને ૨ દોકડા દરે ભાગતાં ૩૫ ÷ ૨ = ૧૭ા ભાગાકાર આવ્યો, માટે ૧૭ા સેંકડા એટલે રૂ. ૧૭૫૦ મુદ્દલ જવાબ.

## મનોયત્ન.

(૧) રૂ. ૪૨॥ ૩ માસ. ૭ દિવસ. ૮ આનાની તેરીખે વ્યાજ ?
રૂ. ૦॥ ≢

(૨) રૂ. ૫૫) ૨॥ ૨॥ ૬ આનાની તેરીખે વ્યાજ ?
૦॥ રૂ. ૦॥ આ. ૨ બદામ.

(૩) રૂ. ૧૩૮) ૨ ૬ ૯ આનાની તેરીખે વ્યાજ ?
રૂ. ૧॥ ≡। ૦। દો. ૨॥ બ.

(૪) રૂ. ૧૫) ૬ ૯ ૧॥ દોકડાની તેરીખે વ્યાજ ?
રૂ. ૧। =॥ ૧ દો. ૨ બ.

(૫) રૂ. ૪૭॥ ૩ ૫ ૧ દોકડાની તેરીખે વ્યાજ ?
રૂ. ૧॥ ૦॥ દો.

(૬) રૂ. ૫૧) ૨ ૧ ૨ જંઇની તેરીખે વ્યાજ ?
રૂ. ૩)≡॥ ૧॥ પાઇ.

(૭) ૧૨ આનાની તેરીખે દર માસે રૂ. ૪૮) વ્યાજ આવ્યું તો મુદ્દલ ? રૂ. ૬૪૦૦)

(૮) ૨ દોકડાની તેરીખે દર માસે રૂ. ૭૫) વ્યાજ આવ્યું તો મુદ્દલ ? રૂ. ૩૭૫૦)

(૯) ૪ આનાની તેરીખે દર માસે રૂ. ૨૫) વ્યાજ આવ્યું તો મુદ્દલ ? રૂ. ૧૦૦૦૦)

---

# સાડા સાતનો પા.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૭ાા | નો | ૦ા | ૧૩૫ | ના | ૪ાા | ૨૬૨ાા | ના | ૮ાાા |
| ૧૫ | ,, | ૦ાા | ૧૪૨ાા | ,, | ૪ાાા | ૨૭૦ | ,, | ૯ |
| ૨૨ાા | ,, | ૦ાાા | ૧૫૦ | ,, | ૫ | ૨૭૭ાા | ,, | ૯ા |
| ૩૦ | ,, | ૧ | ૧૫૭ાા | ,, | ૫ા | ૨૮૫ | ,, | ૯ાા |
| ૩૭ાા | ,, | ૧ા | ૧૬૫ | ,, | ૫ાા | ૨૯૨ાા | ,, | ૯ાાા |
| ૪૫ | ,, | ૧ાા | ૧૭૨ાા | ,, | ૫ાાા | ૩૦૦ | ,, | ૧૦ |
| ૫૨ાા | ના | ૧ાાા | ૧૮૦ | ,, | ૬ | ૬૦૦ | ,, | ૨૦ |
| ૬૦ | ,, | ૨ | ૧૮૭ાા | ,, | ૬ા | ૯૦૦ | ,, | ૩૦ |
| ૬૭ાા | ,, | ૨ા | ૧૯૫ | ,, | ૬ાા | ૧૨૦૦ | ,, | ૪૦ |
| ૭૫ | ,, | ૨ાા | ૨૦૨ાા | ,, | ૬ાાા | ૧૫૦૦ | ,, | ૫૦ |
| ૮૨ાા | ,, | ૨ાાા | ૨૧૦ | ,, | ૭ | ૧૮૦૦ | ,, | ૬૦ |
| ૯૦ | ,, | ૩ | ૨૧૭ાા | ,, | ૭ા | ૨૧૦૦ | ,, | ૭૦ |
| ૯૭ાા | ,, | ૩ા | ૨૨૫ | ,, | ૭ાા | ૨૪૦૦ | ,, | ૮૦ |
| ૧૦૫ | ,, | ૩ાા | ૨૩૨ાા | ,, | ૭ાાા | ૨૭૦૦ | ,, | ૯૦ |
| ૧૧૨ાા | ,, | ૩ાાા | ૨૪૦ | ,, | ૮ | ૩૦૦૦ | ,, | ૧૦૦ |
| ૧૨૦ | ,, | ૪ | ૨૪૭ાા | ,, | ૮ા | | | |
| ૧૨૭ાા | ,, | ૪ા | ૨૫૫ | ,, | ૮ાા | | | |

ઉપયોગઃ—આ આંકનો ઉપયોગ વિશેષે કરીને વ્યાજનાં લેખાંમાં થાય છે. માસ અને રૂપીઆના ગુણાકારને સર કહે છે. હવે રૂપીઆ જેટલા દિવસ રહ્યા હોય તે ઉપરથી સર કાઢવા માટે રૂપીઆ અને દિવસનો ગુણાકાર કરી ગુણાકારને ૩૦ ભાગવા, ભાગાકાર આવે તે સર જાણવો. કારણ કે એક માસના દિવસ ૩૦ છે, એટલે એક માસ અગર એક દિવસ એક રૂપીઓ રાખવામાં આવે તો ૧ સર આવે. પંદર દિવસ રહે તો ૦ાા સર અને સાડા સાત દિવસ રહે તો ૦ા સર આવે. આવી રીતે રૂપીઆ અને દિવસની મુદત પરથી સર કાઢવામાં " સાડા સાતના પા "નો ઉપયોગ થાય છે. આ સિવાય મુસારાનાં લેખાં ગણવામાં પણ તેની જરૂર છે.

# દેશી નામું.

પ્ર૦ નામું રાખવાથી કયા કયા ફાયદા છે?

ઉ૦ આ દુનિઆનો વ્યવહાર ચલાવવા અરસ્પરસ લેવડ દેવડ કરવી પડે છે.

(૧) લેવડદેવડ સરળતાથી ચાલે અને તેમાં ભૂલચૂક ન થાય માટે નામું રાખવાની જરૂર છે. (૨) આપણી આવક કરતાં ખરચ વધી ન જાય અને સ્થિતિ પ્રમાણે કરકસરથી ગૃહસંસાર ચલાવવા માટે નામાની જરૂર છે. (૩) નામું રાખવાથી કોની પાસે કેટલું દેવું લેણું છે તે સ્પષ્ટ જણાઈ આવે છે. (૪) નામાથી માણસના સદ્‌ગુણ દુર્ગુણ ઝટ જણાઈ આવે છે. (૫) નામું માણસને પોતાની ખરી સ્થિતિનું ભાન કરાવે છે. (૬) ઉપજખર્ચ તથા લેવડ-દેવડનો હિસાબ રાખવા માટે નામાની જરૂર પડે છે. (૭) નામું નિયમિત રીતે લખવું જોઇએ. લખવાનું મુલતવી રાખવાથી કોઇ કોઇ વખતે એક બીજાને વિરોધ થવાનો પ્રસંગ આવી પડે છે.

પ્ર૦ નામાની વ્યાખ્યા આપો.

ઉ૦ ઉપજખર્ચ તથા લેવડદેવડનો હિસાબ રાખવો તેને નામું કહે છે.

પ્ર૦ નામું લખવાના ચોપડા બાંધવાની રીત કહો.

ઉ૦ વેપારીઓ ચોપડા બાંધવામાં અમદાવાદી કાગળ ટકાઉ હોવાથી વાપરે છે, અને પુઠાં ચામડાનાં કરે છે. હાલમાં કેટલાક ફુલસ-

ક્રેપ કાગળ વાપરે છે. પુઠાં ચામડાનાં કરે છે. કેટલાક વેપારીઓ ચોપડા માથા દોરાથી અને કેટલાક વચ્ચે દોરાથી બાંધે છે. કાગળને ઊભા વાળી એક કાગળનાં બે અગર ત્રણ પાન પાડે છે. બે પાન પાડયાં હોય તો આઠ, અને ત્રણ પાન પાડયાં હોય તો ૭ સળ પાડે છે. તેમાંથી અડધા સળ જમા બાજુ માટે અને અડધા ઊધાર બાજુ માટે રાખે છે.

પ્ર૦ સળનો ઉપયોગ કહો.

ઉ૦ ઘણું કરીને લખાણની લીટીઓ નિયમિત રાખવામાં સળ ઘણા ઉપયોગી થઇ પડે છે. પહેલો સળ ખાતાદારની રકમ ભરવા માટે, બીજો પેટા રકમો માટે, અને બાકીના બે સળ વિગત લખવા માટે રાખે છે. જો ૭ સળ હોય તો પહેલો મથાળે રકમ ભરવા માટે અને અડધો પેટા રકમો ભરવા માટે રાખી બાકીનામાં વિગત લખવા માટે રાખે છે. જો પેટામાં એકજ ખાતાની ઘણી રકમો હોય તો તે સ્પષ્ટ દેખાઈ આવે માટે પેટના સળને ખુલ્લો રાખે છે, પણ એકજ રકમ હોય તો પેટાનો સળ બંધ કરવામાં આવે છે. ( જુઓ. રો. પા. ૧. )

પ્ર૦ ખાતાદાર કોને કહે છે ?

ઉ૦ આપણે જેની સાથે લેવડદેવડનો વ્યવહાર રાખીએ તેને ખાતાદાર કહે છે.

પ્ર૦ સાધારણ વેપારીઓના ચોપડા કહો.

ઉ૦ રોજમેળ, ખાતાવહી અને વ્યાજવહી ઓછી લેવડદેવડવાળા બેકી ખાતાવહી રાખે છે.

પ્ર૦ મોટા વેપારીના ચોપડાનાં નામ કહો.

ઉ૦ (૧) રોકડ મેળ, (૨) નોંધ. (૩) આવરો. (૪) આંકડાવહી. (૫) ખાતાવહી. (૬) વ્યાજવહી.

પ્ર૦ વેપારીઓ ઉપર બતાવેલા ચોપડા શાના ઉપરથી તૈયાર કરે છે?

ઉ૦ ટાંચણુ, ટીપ્પણુ, સુડીઉં, ધડીઉં કે દનિઆપરથી.

પ્ર૦ ઉપરના શબ્દોની વ્યાખ્યા આપો.

ઉ૦ નાના વેપારીઓ દિવસે જે લેવડદેવડ થાય તે ખડી ચોપડેલી પાટી કે કલાઇના પતરાપર લખી રાખે છે તેને ટાંચણુ કે ટીપ્પણુ કહે છે, પણુ મોટા વેપારીઓ દિવસે થએલી લેવડ-દેવડ કાગળની ચોપડીપર લખી રાખે છે તેને સુડીઉં, ધડીઉં કે દનિઉ કહે છે.

પ્ર૦ રકમો કેટલા પ્રકારની છે?

ઉ૦ બે (૧) રોકડી. (૨) જમા ખર્ચી.

પ્ર૦ રોકડી રકમની વ્યાખ્યા આપો.

ઉ૦ જે રકમની લેવડદેવડથી શિલિકમાં વધારો ઘટાડો થાય. એટલે આવવાથી વધે અને જવાથી શિલિક ઘટે તેવી રકમોને રોકડી રકમો કહે છે. રોકડી રકમોનું નામું ફક્ત એકજ બાજુ લખવામાં આવે છે. એટલે આવે તો જમા બાજુ અને જાય તો ઉધાર બાજુ લખાય છે. ( જુઓ રો. પા. ૧ ની રકમ ૧ )

પ્ર૦ જમાખર્ચી રકમ કોને કહે છે?

ઉ૦ જે રકમની લેવડદેવડથી શિલિકમાં વધારો ઘટાડો ન થતાં જુદે જુદે ખાતે આપ–લે થઇ શકે તેવી રકમોને. તમામ જાતની ઉધાર લેવડદેવડ અને કબુલત જમાખર્ચી રકમો છે. આ જાતની રકમોનું નામું બન્ને બાજુ લખાય છે.

પ્ર૦ જમા કોને કહે છે ?

ઉ૦ આપણી પાસે રોકડ અથવા બીજી કોઈ પણ રીતે પૈસા કે માલ આવે તેને જમા કે દેવી રકમ કહે છે.

પ્ર૦ ઉધાર કોને કહે છે ?

ઉ૦ આપણી પાસેથી રોકડ અથવા બીજી કોઇ પણ રીતે પૈસા કે માલ જાય તેને ઉધાર કે લેણી રકમ કહે છે.

પ્ર૦ જમા ઉધાર લખવાની બાજુઓ કઇ ?

ઉ૦ ઉભા કાગળના બે ભાગ પાડીએ તો ડાબા હાથ તરફની જમા બાજુ અને જમણા હાથ તરફની ઉધાર બાજુ.

પ્ર૦ રોજમેળના પ્રકાર કહો.

ઉ૦ રોજમેળ અને બેઠામેળ.

પ્ર૦ રોજમેળ કોને કહે છે ?

ઉ૦ મોટા વેપારીઓ જે મેળમાં રોજની રોજ લેવડ દેવડ ઉતારી શિલિક કાઢે છે તેને રોજ મેળ કહે છે.

પ્ર૦ બેડા મેળની વ્યાખ્યા આપો.

ઉ૦ નાના વેપારીઓ જેમાં આડ આઠ, પંદર પંદર, કે માસ માસે લેવડ દેવડ ઉતારી શિલિક મેળવે છે તેને બેઠા મેળ કહે છે.

પ્ર૦ મેળ શરૂ કરવાની રીત સમજાવો.

ઉ૦ પ્રથમ કોનો અને કઇ સાલનો મેળ છે તે પ્રથમ લખવું. પછી આડી લીટી દોરી કઇ સાલનો અને કયા માસનો તેમજ તિથિ, વાર, તારીખ લખવી. પછી નીચે બીજી લીટી દોરી આરંભમાં જ (જમા) અને વચ્ચે ઉ (ઉધાર) લખવું. પછી જમા બાજુ બેવડી લીટી દોરી શિલિકની રકમ લખવી. શિલિક ન હોય તો શૂન મૂકવી નહિ, પણ ૧ દોકડો મુકવો. કારણ કે શુનને અપશુકન ગણે છે.

છે. શિલિક મેળવતી વખતે ૧। દોકડાને સરવાળામાં ગણુવો નહિ જેથી શિલિકમાં ભૂલ આવશે નહિ. પછી લેવડદેવડની રકમો લખવી.

પ્ર૦ રકમો લખવાની રીત સમજાવો.

ઉ૦ જે માણુસ રકમ આપી ગયા કે લઈ ગયા હોય તો પ્રથમ અટક નામ અને ગામ લખવું. જો બેઠો મેળ હોય તો છેડે તિથિ લખી આપી ગયા હોય તો "મે ખાતે જમા" ને લઈ ગયા હોય તો "ને ખાતે ઉધાર" લખવું. પછી પેટામાં રકમ તથા વિગત લખી જેને હસ્તે આપ લે થઇ તેનું નામ લખવું. જાતે આપી ગયો હોય તો "હા. પોતે" લખવું. પછી નીચે ટુંકી લીંટી દોરી ખાતાવહી પાનું "ખા. પા." લખવું પેટામાં એક કરતાં વધારે રકમો હોય તો પેટાનો સળ બંધ કરવો નહિ, પણ જો એકજ રકમ હોય તો પેટાનો સળબંધ કરવો.

પ્ર૦ શિલિક કાઢવાની રીત સમજાવો.

ઉ૦ બધી રકમો મેળમાં લખાઈ રહ્યા પછી જમા ઉધારનો સરવાળો કરી જમા રકમમાંથી ઉધાર રકમ બાદ કરતાં જે બાદબાકી આવે તેટલી શિલિક જાણુવી. (યાદ રાખવું કે જમા કરતાં ઉધારનો સરવાળો વધારે હોયજ નહિ. જેટલી શિલિક નીકળે તેટલી રોકડ કે નોટો હોય તો આપણું નામું ખરૂં છે એમ સમજવું. આને મેળ મળ્યો કહે છે. પછી ઉધાર બાજુએ શિલિક લખી જમા ઉધારના સરવાળા બરાબર કરે એટલે મેળ બંધ કર્યો એમ કહેવાય છે. પછી બીજા દિવસનો મેળ લખતી વખતે શરૂઆતમાં આગલે દિવસે ઉધાર બાજુએ લખેલી શિલિક જમા બાજુ "શ્રી જણુશે શિલિક" એમ લખવું.

પ્ર૦ ખરીદખાતાની વ્યાખ્યા આપો.

ઉ૦ વેપાર માટે રોકડે કે ઉધારે માલ લાવીએ તે જે ખાતે લખાય છે તેને ખરીદખાતું કહે છે ( મોટા વેપારીઓ દરેક જણસનાં જુદાં જુદાં ખરીદખાતાં પાડે છે. )

પ્ર૦ ઘરખર્ચખાતું કોને કહે છે?

ઉ૦ ઘરમાં વાપરવા માટે રોકડે કે ઉધારે માલ લાવીએ તે જે ખાતે લખાય છે, તેને ઘરખર્ચ ખાતું કહે છે. ઘરમાં વાપરવા સારૂ આણેલા માલમાંથી વેચીએ તો તે ઘર ખર્ચ ખાતે જમા કરવામાં આવે છે.

પ્ર૦ ખર્ચખાતું કોને કહે છે?

ઉ૦ દુકાનમાં વેપાર સિવાય બીજી જે રીતે પૈસા વાપરવામાં આવે તેને ખાતે લખવામાં આવે તેને ખર્ચ ખાતું કહે છે.

પ્ર૦ વકરા ખાતું કોને કહે છે?

ઉ૦ વેપાર માટે આણેલો માલ રોકડે કે ઉધારે વેચાય અને તે જે ખાતે લખાય છે. તેને વકરાખાતું કહે છે વેપારીઓ વકરાને ખરીદ ખાતાં જુદાં પાડતા નથી, પણ ખરીદ વકરાખાતું એકઠું જ પાડી વેચાયલો માલ જમા બાજુ અને આણેલો માલ ઉધાર બાજુ લખે છે. ( ખરીદખાતું હંમેશાં ઉધાર બાજુ અને વકરાખાતું હંમેશાં જમા બાજુજ આવે છે. )

પ્ર૦ માલ વેચતાં કે લાવતાં ભાડુ, જકાત, દલાલી વગેરે ખર્ચ થાય તેનું નામું કેવી રીતે લખશો?

ઉ૦ માલ લાવતાં થએલો ખર્ચ ખરીદ ખાતામાં ચઢાવી લેવાય છે, અને વેચતાં થએલો ખર્ચ વકરા ખાતામાંથી બાદ કાપવામાં આવે છે.

પ્ર૦ ખરીદ વકરાખાતાનું નામું લખવાની રીત સમજાવો.

ઉ૦ જો રોકડેથી માલની આપ લે થઇ હોય તો તેનું નામું રોકડી રકમોની માફક એકજ બાજુએ લખવું. પેટામાં માલની જાત, તોલ, માપ, ભાવ વગેરે દર્શાવવું પણ ઉધારે લેવડ દેવડ થઈ હોય તો જેને ત્યાંથી માલ લાવીએ તેને ખાતે માલના પૈસા જમા કરી ખરીદ ખાતે ઉધારવા. તેવીજ રીતે ઉધારે માલ વેચ્યો હોય તો લઇ જનારને નામે પૈસા ઉધારી વકરાખાતે જમા કરવી. તેમજ ઘરમાંથી દુકાનમાં વેચવા માટે માલ લાવીએ તો ઘર ખર્ચ ખાતે જમા કરી ખરીદ ખાતે ઉધારવો.

પ્ર૦ કબુલત કોને કહે છે?

ઉ૦ એક બીજાનું દેવું લેણું કોઇ ત્રાહીત માણસ આપવાનું માથે રાખે તો તેણે કબુલત કરી અથવા હવાલો લીધો કે આપ્યો કહેવાય છે.

પ્ર૦ કબુલતનું નામું લખવાની રીત સમજાવો.

ઉ૦ જે માણસ આપણી પાસે પૈસા માગતો હોય ને કોઇ ત્રાહીત માણસ કબુલી લે તો કબુલનારને નામે જમા કરી આપણા મૂળ માગનારને નામે પૈસા ઉધારવા. તેમજ આપણે કોઈની પાસે પૈસા માગતા હોઇએ તો કબુલનારને નામે પૈસા ઉધારી પ્રથમના ધણીને ખાતે જમા કરવા.

પ્ર૦ ખાતાદારની વતી કોઇ ત્રાહીત માણસ પૈસા લઇ જાય કે આપી જાય તો તેનું નામું કેવી રીતે લખવું?

ઉ૦ જેની વતી રકમ આપી કે લઇ જાય તેને ખાતે જમા કે ઉધાર કરી લઇ જનાર કે આપી જનારને હસ્તે દર્શાવવું.

પ્ર૦ ઇમારત ખાતે કઇ રકમો લખાય છે?

ઉ૦ ઇમારત બાંધતાં કે ખરીદતાં બેઠેલા પૈસા ઇમારત ખાતે ઉધારાય છે, અને વેચતાં ઉપજેલા પૈસા ઇમારત ખાતે જમા કરવામાં આવે છે. આવીજ રીતે દાગીનાખાતું, ખેતરખાતું, લેનખાતું વગેરે ખાતાં રાખે તો તેનું નામું પણ તે ખરીદવામાં થએલું ખર્ચ તે ખાતે ઉધારવું, અને વેચતાં ઉપજેલા પૈસા તે ખાતે જમા કરવા.

પ્ર૦ ચાંલ્લાખાતું એટલે શું ?

ઉ૦ શુભાશુભ પ્રસંગે એક બીજાને જે રકમ આપવામાં આવે છે તેને ચાંલ્લાખાતું કહે છે. આવી રીતે આવેલી રકમો એક બીજાને અવસર પ્રસંગે પાછી વાળી આપવાની હોય છે માટે જેના તરફથી ચાંલ્લો આવે તે ચાંલ્લા ખાતે જમા કરવો, અને આપણે આપીએ તો ચાંલ્લા ખાતે રકમ ઉધારવી.

પ્ર૦ ધરમાદા ખાતું સમજાવો.

ઉ૦ વેપારના નફામાંથી વેપારીઓ અમુક ભાગ ધરમાદા ખાતે અલગ કાઢે છે. આવી રકમ ધરમાદા ખાતે જમા કરી તેમાંથી જેમ જેમ તેવા ધરમાદાના કામમાં રકમ વપરાતી જાય તેમ તેમ ધરમાદા ખાતે ઉધારે છે.

પ્ર૦ વટાવખાતાની વ્યાખ્યા આપો, તથા તેનું નામું લખવાની રીત સમજાવો.

ઉ૦ માલ વેચતાં અગર બીજી કોઈ રીતે જે નફો મળે અગર નુકસાન થાય તે જે ખાતે લખવામાં આવે છે તેને વટાવખાતું કહે છે, તેમજ આપણા સગા સંબંધીઓ તરફથી જે રકમ મળે તે પણ વટાવ ખાતે જમા કરવામાં આવે છે.

પ્ર૦ આપણા સગા સંબંધીઓને જે રકમ આપીએ તે કયા ખાતામાં લખવામાં આવે છે ?

ઉ૦ સગા સંબંધીઓને આપેલી રકમ તેમજ બેન દીકરીને કરાવી આપેલા દાગીના ખર્ચખાતામાં લખવામાં આવે છે.

પ્ર૦ ઉબળેક રકમ કોને કહે છે તેમજ તેનું નામું લખવાની રીત સમજાવો.

ઉ૦ થોડા વખત માટે આપણે બીજાને ત્યાંથી અગર આપણી પાસેથી બીજો માણુસ ઉછીના રૂપીઆ લઇ જાય તેને ઉબળેક રકમ કહે છે. આ જાતની રકમો ખાતાવહીમાં ખતવાતી નથી, માટે તે રકમો નીચે 'ળ" મુકે છે.

પ્ર૦ ઉપર ટપકે રકમ એટલે શું ?

ઉ૦ કોઇને ત્યાંથી આપણે થોડા વખત માટે ઉછીના રૂપીઆ લાવીએ અગર આપીએ તેને ઉપર ટપકે રકમ કહે છે. જો તે રકમની સાંજ સુધીમાં પાછી લેવડદેવડ ન થાય તો તે માણુસને નામે જમા ઉધાર ન કરતાં તેની વિગત શિલિકમાં બતાવે છે. વધારે મુદ્દત થાય તો ઉબળેક રકમની માફક નામું લખવામાં આવે છે.

પ્ર૦ ભંડોળખાતું કોને કહે છે ?

ઉ૦ વેપાર શરૂ કરવા માટે જે રકમ રોકવામાં આવે તેને ભંડોળ કે મુડી કહે છે. જેના તરફથી તે રકમ આવી હોય તેને ખાતે જમા કરવામાં આવે છે.

પ્ર૦ શ્રીખાતું કે શાહ ખાતું કોને કહે છે ?

ઉ૦ ગુપ્ત લેવડ દેવડ ચાલતી હોય ને ખાતાદારનું નામ જાહેર ન કરવું હોય તો વેપારીઓ "શ્રીખાતે" કે "શાહખાતે" જમા ખર્ચ કરે છે.

પ્ર૦ અનામત રકમ કોને કહે છે ?

ઉ૦ એક બીજાને નાણાંની જરૂર ન હોય છતાં રૂપીઆ રખવામાં આવે તો તેવી રકમોનું વ્યાજ ગણવામાં આવતું નથી. આવી રકમને અનામત રકમ કહે છે.

પ્ર૦ છૂટ ખાતું કોને કહે છે ?

ઉ૦ આપણે દેવું લેણું ચુકવતી વખતે લેણી અગર દેવી રકમ કરતાં જે ઓછી અગર વધારે રકમ લઇએ કે આપીએ તેને ખાતે લખવામાં આવે છે. તેને છૂટ ખાતું કહે છે. કેટલાક વેપારીઓ છૂટ ખાતે ન લખતાં વટાવખાતે જમા ખર્ચ કરે છે.

પ્ર૦ કોઇ રકમનું નામું લખવું ભૂલી જઇએ તો શું કરવું ?

ઉ૦ જમા કરવામાં ભૂલ આવે તો શિલિક વધે, અને ઉધારવામાં ભૂલ કરીએ તો શિલિક ઘટે આવે પ્રસંગે "શ્રી વધઘટ ખાતે જમા" અગર "શ્રી વધઘટ ખાતે ઉધાર" કરવી. યાદ આવેથી "વધઘટ ખાતે" જમા કરી હોય તો તે ખાતે ઉધારી આપી જનાર આસામીને નામે જમા કરવા. અને "વધઘટ ખાતે" ઉધારેલી રકમ તે ખાતે જમા કરી લઇ જનારને નામે ઉધારવી.

પ્ર૦ નીચેની રકમોનો સંવત ૧૯૭૨ ના કારતક સુદિ ૧) નો રોજમેળ લખો.

(૧) રૂ. ૧૨૫) શિલિક.

(૨) રૂ. ૩૫) પા. ડાહ્યાભાઈ કલ્યાણભાઈ આપી ગયા.

(૩) રૂ. ૫૨) પા. કાશીભાઇ ખુશાલભાઈની વતી શા. ચુનીલાલ જેસંગભાઈ લઈ ગયા.

(૪) રૂ. ૧૨૦) પા. મોતીભાઇ ઝવેરભાઇ પાસે આપણા લેણા હતા તે પા. નાથાભાઈ ગોવિંદભાઈને કબુલાવ્યા.

(૫) ઘરમાં વાપરવા સારૂ રોકડેથી ગોળ મણ ાા ૬. પાા ને ભાવે, રૂ. ૧) નું ઘી શેર રાાા, રૂ. ાા ની હળદર શેર ६) આણી તથા રૂ. ૧) વાળંદને વરસુંદનો આપ્યો.

(૬) સરકાર ભરતના રૂ. ૨૦) ચોરામાં હા. તલાટી. શંકરલાલ જેશંકરને આપ્યા.

---

## શ્રી ૧ા

### સંવત ૧૯૭૨ ના વરખે કારતક સુદિ ૧) ને વાર સોમનો મેળ.

જ

૧૨૫) શ્રી જણુશે શિલિકે.

૩૫) પા. ડાહ્યાભાઇ કલ્યાણુભાઇને ખાતે જમા.
૩૫) રોકડા હા. પોતે.

ખા. પા.

૧૨૦) પા. મોતીભાઇ ઝવેરભાઇને ખાતે જમા.
૧૨૦) અમે તમારી પાસે માગતા હતા તે પા. નાથાભાઇ ગોવિંદભાઇએ કબુલ્યા તે તેમને ખાતે ઉધારીને.

ખા. પા.

૨૮૦)

ઉ

૫૨) પા. કાશીભાઇ બેકોરભાઇને ખાતે ઉધાર.
૫૨) રોકડા હા. શા. ચુનીલાલ જેસંગભાઇ.

ખા. પા.

૧૨૦) પા. નાથાભાઇ ગોવિંદભાઇને ખાતે ઉધાર.
૧૨૦) તમોએ પા. મોતીભાઇ ઝવેરભાઈની વતીના કબુલ્યા તે તેમને ખાતે જમા કરીને.

ખા. પા.

પા શ્રી ઘર ખર્ચ ખાતે ઉધાર.
રાા રોકડેથી ગોળ મ. ાા રૂ. પાા.

૧) રોકડેથી ઘી શેર ૨ાં
ાા રોકડેથી હળદર શેર ૬)
૧) રોકડો વાળંદને વરસું-
દનો આપ્યો.

પા) ખા. પા.

૨૦) શ્રી ખેતર ખાતે ઉધાર.
૨૦) રોકડા સરકાર ભર-
તના હા. તલાટી શંકર-
લાલ જેશંકરને આપ્યા.
ખા. પા.

૧૯૭૧
૮૨ાા શ્રી જણશે શિલિકે.

૨૮૦)

પ્ર૭ નીચેની રકમોનો સંવત ૧૯૭૨ ના કારતક માસનો બેઠો મેળ લખો.

(૧) માસની શરૂઆતે શિલિક નથી.

(૨) રૂ. ૧૧૦) પા. મોતીલાલ કાશીભાઇ પાસે આપણા લેણા નીકળ્યા, તે પેટે રૂ. ૬૫) રોકડા, રૂ. ૩૦) પા. ભાઇલાલ લાલાજીભાઇને કબુલાવ્યા. રૂ. ૧૦) ની ડાંગર મણ ૫) રૂ. ૨) ને ભાવે દુકાનમાં આણી અને રૂ. ૫) છુટ મૂકી હિસાબ માંડી વાળ્યો.
સુદિ ૨.

(૩) વેપાર માટે બાજરી કળશી ૨) રૂ. ૨૧) ને ભાવે રોકડેથી અગાસના પા. માણેકલાલ કાળીદાસને ત્યાંથી લાવ્યા, તેમાં દર કળશીએ રૂ. ૦ા ભાડું રૂ. ૦)– ધરમાદા અને રૂ. ૦)= લેખે દલાલી બેઠી. સુદિ ૯.

(૪) દુકાનમાંથી કપાસીઆ કળશી. ૪) રૂ. ૨૫)ને ભાવે શા. મગનલાલ જીવચંદને આપ્યા તે પેટે રૂ. ૭૫) રોકડા આવ્યા. વદિ ૫.

(૫) રૂ. ૭) ના રોકડેથી પૈસા ૬૪ ને ૨ પાઇ લેખે લઈ ૬૩ ને ૨ પાઇ લેખે વેચ્યા. વદ ૭.

(૬) સાસરીમાંથી રૂ. ૫) ચાંલ્લાના આવ્યા. ચિ૦ બેન ડાહીબાને કડું હીમનું તોલા ૧ા રૂ. ૨૪) ને ભાવે કરાવી આપ્યું રૂ. ૦ાા સોનીને ઘડાઇનો આપ્યો. સોનું પેટલાદના ચોકસી શંભુલાલ છોટાલાલને ત્યાંથી રોકડેથી લીધું છે. વદ ૯.

(૭) આસો વદિ ૨) ને દિવસે રૂ. ૧૦ ) પગી વીરા કાળાને નામે જમા કરવાને બદલે પગી ધીરા કાળાને ખાતે જમા કરેલા તે ભૂલ આજરોજ પકડાઇ. વદ ૧૧.

(૮) નિશાળમાં રૂ. ૨) નાં પતાસાં વહેંચ્યાં, તથા ગરીબ ભીખારીઓને રૂ. ૨) નું ખીચડું રોકડેથી મોદી જેઠાલાલ કાળીદાસની દુકાનેથી અપાવ્યું. વદ ૧૩.

(૯) દુકાનમાં પેટલાદથી રોકડેથી રૂ. ૦)≈ સાહી. રૂ. ૦)– સાવરણી, રૂ. ૦ાા ના કાગળ લાવ્યા. વદ ૦)).

(૧૦) શિલિકમાં સાંજરે રૂ. ૨) વધ્યા.

# શ્રી ૧।

## સંવત ૧૯૭૨ ના વરખે કારતક માસનો બેઠા મેળ.

જ — ઉ

૦)૧। શ્રી જણુશે શિલિકે.

૧૧૦) પા. મોતીભાઇ કાશીભાઇને ખાતે જમા સુદિ ૨.

૬૫) રોકડા હા. પોતે.

૩૦) પા. ભાઇલાલભાઈ લાલજીભાઇને કબુલાવ્યા તે તેમને ખાતે ઉધારીને.

૧૦) ડાંગર મણ ૫) રૂ. ૨) ને ભાવે દુકાનમાં લઇ ગયા તે ખરીદ ખાતે ઉધારીને.

૫) છુટ મૂકી તે શ્રી છુટખાતે ઉધારીને.

૧૧૦) ખા. પા.

૧૦૦) શ્રી વકરા ખાતે જમા. વદ. ૫.

૧૦૦) કપાશીઆ કળશી ૪) રૂ. ૨૫) ને ભાવે શા. મગનલાલ જીવચંદને ઉધારે આપ્યા તે તેમને ખાતે ઉધારીને.

ખા. પા.

૩૦) પા. ભાઇલાલભાઇ લાલજીભાઇને ખાતે ઉધાર શુ. ૨)

૩૦) પા. મોતીભાઇ કાશીભાઇની વતીના કબુલ્યા તે તેમને ખાતે જમા કરીને

ખા. પા.

૧૦) શ્રી ખરીદખાતે ઉધાર શુદિ. ૨

૧૦) ડાંગર મણ ૫) રૂ. ૨) લેખે પા. મોતીભાઇ કાશીભાઇને ત્યાંથી માગતા પેટે આવી તે તેમને ખાતે જમા કરીને.

ખા. પા.

૫) શ્રી છુટ ખાતે ઉધાર શુ. ૨

૫) પા. મોતીભાઇ કાશીભાઈના ખાતામાં છુટ મૂકી તે તેમને ખાતે જમા કરીને.

ખા. પા.

૦)~॥। શ્રી વટાવ ખાતે જમા
વ. ૭

૦)~॥। રોકડેથી રૂ ૭) ના પૈસા ૬૪ ને ૨ પાઈ લેખે લઇ ૬૩ ને ૨ પાઇ લેખે વેચ્યા તેના.

ખા. પા.

૫) શ્રી વટાવ ખાતે જમા. વ. ૯

૫) રોકડા સાસરીમાંથી સાળાની બાધા ઉતરાવી ત્યારે આવ્યા તે.

ખા. પા.

૧૦) પગી વીરા કાળાને ખાતે જમા.

૧૦) આસોવદિ ૨) ની તેરીખના ભૂલથી તમારે ખાતે જમા કરેલા તે તેમને ખાતે જમા કરવાને બદલે પગી ધીરા કાળાને ખાતે જમા કરેલા તે તેમને ખાતે ઊધારીને.

ખા. પા.

૪૨॥।=~ શ્રી ખરીદ ખાતે ઉધાર
શુ. ૯.

૪૨) રોકડેથી બાજરી કળશી ૨) રૂ. ૨૧) ને ભાવે અગાસના પા. માણેકલાલ કાળીદાસને ત્યાંથી આણીને.

૦॥ ભાડું કળશી ૨) નું રૂ. ૦।

૦)= ધરમાદાના રૂ. ૦)~

૦। દલાલીના રૂ. ૦)=

૪૨॥।= ખા. પા.

૨૫) શા. મગનલાલ જીવચંદને ખાતે ઊધાર. વ. ૫

૧૦૦) કપાશીઆ કળશી ૪) રૂ. ૨૫) ને ભાવે આપ્યા તે શ્રી વકરા ખાતે જમા કરીને.

૭૫) રોકડા હા. પોતે.
૨૫) નક્કી ઊધાર.

ખા. પા.

૩૦॥ શ્રી ખર્ચ ખાતે ઉધાર વ.૯

૩૦ રોકડેથી સોનું તોલો ૧। રૂ. ૨૪) ને ભાવે ચિ. બેન ડાહીબાના કડા માટે પેટ-

૨) શ્રી વધઘટ ખાતે જમા. વ. ૦))

૨) રોકડા કોઇના આવેલા તે જમા કરવા રહી ગયા છે તે.

ખા. પા.

૨૨૭) ~ાા

લાદના ચોકસી શંભુલાલ છોટાલાલને ત્યાંથી આણ્યું.

૦ાા રોકડો સોની. નાથાલાલને ઘડાઇનો આપ્યો.

૩૦ાા ખા. પા.

૧૦) પગી ધીરા કાળાને ખાતે ઉધાર.

૧૦) સં. ૧૯૭૧ ના આસો વદિ ૨) ની તેરીખના પગી વીરા કાળા આપી ગયેલા તે તેને ખાતે જમા કરવાને બદલે ભૂલથી તમારે ખાતે જમા કરેલા તે તેમને ખાતે જમા કરી તમારે ખાતે ઉધાર્યા.

ખા. પા.

૪) શ્રી ધરમાદા ખાતે ઉધાર વ. ૧૩

૨) રોકડેથી પતાસાં શેર ૧૨ લાવી નિશાળમાં વહેંચ્યાં

૨) રોકડેથી ખીચડું ગરીબ ભીખારીઓને મોદી જેઠાલાલ કાળીદાસને ત્યાંથી અપાવ્યું.

૪) ખા. પા.

૦ાાઙ શ્રી ખર્ચ ખાતે ઉધાર
વ. ૦))
૦)ઽ રોકડેથી સાહી શેર ૦ાા
૦)– રોકડેથી સાવરણી નં. ૨
૦ાા કાગળ ધા. ૪) રોકડેથી

૦ાાઙ ખા. પા.

૧૫૮)–
૬૯) ૦ાા શ્રી જણશે શિલિક.

૨૨૭)–ાાા.

# નિબંધ અને રિપોર્ટ.

કોઇ પણ વિષય ઉપર સારી ઇમારતવાળું શુદ્ધ લખાણ તે નિબંધ. સારો નિબંધ લખવાનો આધાર, વિષયના ઉંડા જ્ઞાન ઉપર આધાર રાખે છે. જેનું સામાન્ય જ્ઞાન ઘણું વિશાળ હોય અને એ જ્ઞાનને નિયમિત રીતે ગોઠવવાની શક્તિ હોય તે પ્રમાણે લેખકના નિબંધમાં ઉત્તમતા આવી શકે. આરંભમાં વાચનમાળામાં આવતા નીતિપાઠોનો, તથા જીવનવૃત્તાંતનો સાર લખવાની ટેવથી વિષયને યોગ્ય ક્રમમાં ગોઠવવાની શક્તિ આવતી જાય છે, અને એમ કરતાં મહાવરો વધેથી ભાષા ઉપર કાબુ બેસતો જાય છે. નિબંધ લખવામાં મુખ્યત્વે કરીને જોડણી, વિરામચિહ્નો, સ્વચ્છતા અને હકીકતોનો એક બીજા સાથે સંબંધ એટલી બાબતો અવશ્યની છે.

**જોડણી**—આરંભના લેખકોને કોઇપણ લખાણમાં શુદ્ધ જો-

ડણી લખવી એ સૌથી વિશેષ અગત્યનું છે; કેમકે વિચારો પકવ થવા અને તેનો પૂર્વાપર સંબંધ જાળવી અસરકારક રીતે વર્ણવવા, એ મહાવરાનું કામ છે; પણ શુદ્ધ લખવું એમાં તો વધારે કાળજીનીજ જરૂર છે. એને માટે વાચનમાળાની જોડણીને ખાસ લક્ષમાં રાખવી. કેમકે એમાંના પાઠો વિદ્વાન પુરુષોને હાથેજ અને તે પણ શિષ્ટ અને સંસ્કારી ભાષામાંજ લખાયલા હોય છે. લખાણમાં અપરિચિત કે સંદિગ્ધ શબ્દો વાપરવા નહિ તેમજ ગ્રામ્ય કે પ્રાંતિક ભેદવાળા શબ્દ વાપરવા નહિ. એટલું ખાસ લક્ષમાં રાખવું.

**વિરામચિહ્ન**—કેટલાક વિદ્યાર્થીઓ વિરામચિહ્ન મૂકવામાં ઘણા બેદરકાર રહેતા માલમ પડે છે. અયોગ્ય સ્થળે ગમે તેવાં ચિહ્નનો ઉપયોગ કરે છે. ત્યારે કેટલાક તો જરૂર હોવા છતાં પણ બીલકુલ ચિહ્ન મૂકતાજ નથી. વળી કેટલાકને દરેક શબ્દ આગળ ટપકું મૂકી દેવાની કઢંગી ટેવ પડી ગઇ હોય છે. મુખ્યત્વે કરીને પૂર્ણવિરામ (.) અલ્પવિરામ (,) અર્ધવિરામ ( ; ) પ્રશ્ન વિરામ (?) અને ઉદ્‌ગાર ચિહ્ન ( ! ) આટલાનો ઉપયોગ શરૂઆતમાં ખાસ લક્ષમાં રાખવો.

**પુર્ણ વિરામ**—વાકય પૂરૂં થએ પૂર્ણવિરામ મૂકવું જોઇએ. જેમકે—જુઠું બોલવું એ પાપ છે. નીતિ એ ધર્મનું એક અંગ છે. ધાર્મિક ભાવનાવાળો મનુષ્ય નીતિમાન હોય છે, આજ્ઞાર્થ વાકયને છેડે પૂર્ણવિરામ મૂકાય છે.

ઉદા૦ ઇરાવતી બતાવો. હિંદના ઉચ્ચ પ્રદેશ બોલો.

**અલ્પવિરામ**—જ્યારે એક વાકયનો આધાર બીજા ઉપર હોય ત્યારે પહેલાને અંતે અલ્પવિરામ મુકાય છે. ઘણું ખરૂં એવાં વાકયો વચ્ચે અને, કે, તથા, પરંતુ, અથવા, વગેરે અવ્યવો આવે છે.

ઉદા૦ ધાર્મિક ભાવનાવાળો માણુસ નીતિમાન હોય છે, પરંતુ નીતિમાન મનુષ્ય હમેશ ધાર્મિકજ હોય એમ કહી શકાય નહિ. ઔરંગઝેબે મોટી મોટી લાલચો આપી શિવાજીને છેતરીને પોતાના દરબારમાં બોલાવ્યો, પણ ફરીને સપડાઈ જવાય એવો વિશ્વાસ શિવાજીએ તેના ઉપર સખ્યો નહિ. જે બાળકને ઔરંગઝેબે ડુંગરનો ઉંદરડો કહી તરછોડયો હતો, તે પોતાની યુક્તિપ્રયુક્તિ ભરેલી રાજ્યનીતિ અને યુદ્ધનીતિ વડે એવો બળવાન થઇ ગયો, કે તેને વશ કરવાના પ્રયત્નમાં સઘળું મોગલબળ પછડાઈ પછડાઇને તૂટી ગયું.

વાકયમાં સરખા અધિકારનાં ઘણાં પદો જોડાયલાં હોય ત્યારે દરેક પદ પછી અલ્પવિરામ મૂકવામાં આવે છે. તેમાં છેલ્લાં બે પદ વચ્ચે 'અને' ઉભયાન્વી અવ્યયનો ઉપયોગ કરવામાં આવ્યો હોય ત્યારે તેની પહેલાંના પદ પછી તે ચિહ્નનો ઉપયોગ ન કરીએ તોપણ ચાલી શકે.

ઉદા૦ રામ, લક્ષ્મણ અને સીતા ગોદાવરીને કાંઠે એક પર્ણકુટી બાંધીને રહ્યાં. અફઘાન રાજ્ય કર્તાઓમાં ફીરોજશાહ, મોગલોમાં અકબર અને મરાઠામાં શિવાજી વધારે લોકપ્રિય નીવડયા છે.

વિરૂદ્ધ અર્થ બતાવનારા શબ્દોનાં જોડકાં વપરાય છે ત્યારે દરેક જોડયા પછી અલ્પવિરામ મુકાય છે.

ઉદા૦ ઊદય અને અસ્ત, ચઢતી અને પડતી, ભરતી અને ઓટ એ સૃષ્ટિક્રમ છે.

સવાલ પૂછતાં પ્રશ્નવિરામનો ઉપયોગ થાય છે.

ઉદા૦ હિંદુસ્તાનના ઇતિહાસમાં બહુધા પરદેશી પ્રજાનોજ જય અને દેશી પ્રજાનો પરાજય એવું પરિણામ આવ્યું છે એનું કુદરતી કારણ શું છે ? હિંદના લોકો સમર્થ તત્ત્વજ્ઞાની શાથી બન્યા

છે ? સુધારાની ટોચે પહોંચેલા દેશો કયાં કયા છે ? ચીન સુધારામાં પછાત કેમ છે ?

**ઉદ્‌ગાર ચિન્હ**—આશ્ચર્ય, હર્ષ, શોક વગેરે મનોભાવ દર્શાવતાં આશ્ચર્ય વિરામ મુકાય છે. અહા ! શી દહેરાંની કઠ ! શી એ સ્થાનની રમણીયતા ! એમાં દષ્ટિ ફેંકતાંજ જાણે સ્વર્ગપુરીમાં આવી ઉભા !

નિબંધ લખાવવાની શરૂઆત કર્યા પહેલાં કેટલાક નિયમો, વાર્તાઓ, વગેરે લખાવવું જેથી જોડણી અને વિરામચિહ્ન તરફ પ્રથમથીજ ધ્યાન આપી શકે. નમુના સારૂ અહિં થોડાક નિબંધો તથા રિપોર્ટોના નમુના આપ્યા છે. તે તરફ ખૂબ ધ્યાન આપવું.

## ૧. વિદ્યાર્થીએ પાળવાના નિયમો.

૧. વિદ્યાર્થી જીવન એજ સમસ્ત જીવનનો પાયો છે માટે એની મજબુતી ઉપર આખા જીવનનો આધાર છે, એ બાબત લક્ષમાં રાખી વિદ્યાર્થીજીવનને વધારેમાં વધારે સફળતાવાળું કરવા પ્રયત્ન કરવો.

૨. વિદ્યાર્થિજીવનના ચાર ઉદ્દેશો—૧ સ્થુલ શરીરની સુધારણા. ૨ માનસિક શકિતનો વિકાસ. ૩ નીતિની ખીલવટ અને ૪ આધ્યાત્મિક ઉન્નતિ-એ નિરંતર ધ્યાનમાં રાખવું.

૩. વિદ્યાર્થિ જીવનની સફળતા માટે મુખ્યત્વે નીચેના નિયમો પાળવા.

૧. નિયમિત અને વખતસર નિશાળે આવવું.

૨. શિક્ષક જે વિષય શિખવે તેના ઉપર પૂર્ણ ધ્યાન આપવું.

૩. નવરાશના વખતમાં નકામા તડાકા મારવા નહિ, પણ

શીખેલી બાબતનું પુનરાવર્ત્તન કરી જવું, અથવા નવો પાઠ જોઇ જવો.

૪. કપડાંલત્તાં ચોકખાં રાખવાં, શરીર સ્વચ્છ રાખવું. ચોપડીઓ, નોટબુકો, શાહીના ખડીઆ વગેરે સ્વચ્છ અને વ્યવસ્થિત રાખવાં.

૫. ખાવાપીવામાં, ઊંઘવામાં, રમવામાં, વાંચવામાં બહુ નિયમિત રહેવું. અનિયમિત રહીને ૧૦ પાઠ શીખો તેના કરતાં નિયમિત રહીને પાંચ પાઠ શીખો તે વધારે ફળદાયી છે.

૬. માબાપ, ભાઇભાંડું, ગુરુ, અને અન્ય વડીલ વર્ગનું યોગ્ય સન્માન કરવું, તથા તેમના તરફ પ્રેમભાવ રાખવો.

૭. નમ્રતાથી સર્વ સાથે હળીમળીને ચાલવું.

૮. પોતાના કામમાં ખંત અને ઉત્સાહ રાખવો, તથા દૃઢ ઉદ્યોગથી સર્વ કામનો અંત આણવો.

૯. બીજા વિદ્યાર્થીઓને તમારા કરતાં સારૂં આવડતું હોય તો તેના જેવા થવા માટે પ્રયત્ન કરો, પરંતુ તેમની ઇર્ષ્યા કરતા નહિ.

૧૦. પોતાનો નંબર કોઇ કારણસર પાછળ રહેતો હોય, અગર અમુક વિષય તમને ન આવડતો હોય તેથી તમે તમારી બુદ્ધિ-શક્તિ માટે કદાપિ હલકો વિચાર બાંધતા નહિ.

૧૧. સેંકડો તાળી મિત્રો કરી વખતનો દુર્વ્યય કરવા કરતાં એક સન્મિત્ર પસંદ કરો, પરંતુ અપૂર્વ પ્રેમથી

તમે તેને ચાહો, અને તેના હિત માટે તમારો કીંમતી અર્થ હોય તે પણ ભોગ આપવા ચૂકશો નહિ. તમારા સ્નેહીના કુટુંબને તમારૂં પોતાનું ગણી લો, અને તેમના તરફ પણ પ્રેમભાવ રાખો.

૧૨. માતા, પિતા, ગુરુ, વગેરેની આજ્ઞાનો અનાદર એ ઐહિક અને પારલૌકિક ઉન્નતિનો શોધક છે, એ નિશ્ચય પૂર્વક માનો. તેમને સાદા સંતુષ્ઠ રાખી તેમની શુભાશીષ પ્રાપ્ત કરો. એ વડીલજનો તરફથી પ્રાપ્ત થએલી શુભાશીષ તમારી જિંદગીને ઉજ્વળ બનાવી દેશે.

૧૩. ગુરુ પાસેથી માત્ર શીખી જવાનોજ સ્વાર્થ રાખો તે પહેલાં ગુરુસેવાનો તમારો વ્યાજબી હક ગુમાવવાની મૂર્ખાઇ કરશો નહિ. તમને શીખવાનું ઘણું મળશે પણ ગુરુ સેવાની ઉત્તમ પળ પુનઃ પ્રાપ્ત નહિ થાય એ ખાત્રી પૂર્વક માનો.

૪. જીવન સફળ કરનારી સર્વ સદ્‌વૃત્તિઓનો ઉદ્‌ભવ વિદ્યાર્થિજીવનમાંજ થવાનો છે, માટે મન દ્દઢ કરવા ચૂકશો નહિ. " સામાજિક સેવા એ જીવનનું સર્વોત્તમ કર્તવ્ય છે. " એ મહામંત્રને હૃદયમાં નિરંતર જાગૃત રાખો, અને નિત્ય સાયંકાળે તમારા અંતરાત્માને પુછો કે આજે મેં કઇ સમાજ સેવા બજાવી ?

૫. સત્ય, પ્રમાણિકપણું, વફાદારી, દયા, સ્વધર્મનિષ્ઠા, કર્તવ્ય પરાયણતા, વગેરે સદ્‌ગુણોને ખૂબ પોષણ આપો, અને પ્રસંગોપાત વિચારો કે મેં કયા સદ્‌ગુણને મારા પોતાના કરી લીધા છે ?

૬. સ્વાર્થ ત્યાગ, પરમાર્થ વૃત્તિ, સ્વદેશ પ્રેમ, વગેરે ઉમદા ગુણનું દર્શન તમારાં ક્યાં કૃત્યોમાં તમે પ્રત્યક્ષ જોઇ શકો છો તેનો વિચાર કરો. વગેરે વગેરે.

## ૨. ગુરુભક્તિ.

ગુરુ માટે માન અને પ્રેમ એજ ભકિત. વિદ્યા જેવી અમૂલ્ય વસ્તુનું દાન આપનાર ગુરુ તરફ ઉંચો ભક્તિભાવ રાખવો એ દરેક વિદ્યાર્થીનું કર્તવ્ય છે. ભક્તિભાવવડે શિષ્યના હૃદયમાં અનેક ઉમદા સદ્‌ગુણો જન્મ પામે છે પોતાના કુળનું, ગૃહસ્થાઈનું કે એવુંજ બીજું અભિમાન હોય તે નાશ પામે છે, અને તેને ઠામે નમ્રતા અને શાંતિ ઉત્પન્ન થઇ હૃદયને પ્રફુલ્લ બનાવે છે, જેથી એવા પવિત્ર થયલા હૃદય ઉપર ગુરૂનાં બોધવચનોના સંસ્કાર ચિરસ્થાયી પડી જાય છે.

ઊંચા પ્રકારની ગુરૂભક્તિ માટે કૃષ્ણ અને સુદામાનાં દૃષ્ટાંત જાણીતાં છે. એ બંનેની ગુરૂભક્તિ એવી દૃઢ અને શુદ્ધ હતી કે તેથી સંતોષ પામી તેમને ગુરૂએ " તમારી વિદ્યા સદા તાજી રહો " એવું પ્રેમભાવથી વરદાન આપ્યું હતું. એ દૃષ્ટાંત ઉપરથી જણાય છે કે ગુરુ સમક્ષ રાજા કે રંક સમાન છે. ગુરુ બંનેને સમાન રીતે શીખવે છે, અને સરખી રીતે તેમનો ભક્તિભાવ ખીલવે છે. ગુરુ પોતાના ઘરનું કામકાજ વગેરે કરાવે છે તે એ ભક્તિભાવને ખીલવવાને માટેજ.

પ્રાચીન કાળના વિદ્યાર્થીઓમાં ઘણા ઊંચા પ્રકારનાં લક્ષણો જોવામાં આવતાં, અને એ લક્ષણોને લીધેજ તે પોતાનું કલ્યાણ સાધી શકતા. હાલમાં ગુરુ અને શિષ્યની રહેણી કરણીમાં આશમાન જમીન જેટલો તફાવત પડી ગયો છે. અગાઉના ગુરુઓ વસ્તીથી

દૂર એકાંતવાસમાં મઠ બાંધીને રહેતા. તેમની પાસે ઘણા દૂર દૂરના વિદ્યાર્થીઓ ભણવા આવતા, અને કેળવણી પૂર્ણ થતા સુધી એ આશ્રમમાંજ રહેતા. આવા આવા આશ્રમોમાં હજારો વિદ્યાર્થીઓ રહેતા, અને ગુરૂ તેમને પોતાના બાળકો સમજી સમાનભાવથી ચહાતા. કોઈ પણ તરેહના બદલાની આશા વગર વિદ્યા ભણાવતા. શિષ્યો પણ ગુરૂઓને અપૂર્વ પ્રેમથી ચહાતા, અને પૂર્ણ ભક્તિભાવ વડે તેમની દરેક આજ્ઞાનું પાલન કરતા. હાલના જમાનામાં આ સ્થિતિ તદ્દન પલટાઇ ગઇ છે. હાલની સ્થિતિમાં ગુરૂ શુશ્રુષાનો લાભ વિદ્યાર્થીઓને મળતો નથી, અને જેટલે દરજ્જે એ લાભ નથી :મળતો તેટલેજ દરજ્જે ગુરૂ શિષ્ય વચ્ચેના સંબંધમાં અધુરાપણું રહે છે; પરંતુ આવી સ્થિતિમાં પણ ભક્તિભાવવાળા વદ્યાર્થીઓ ગુરૂને વિષે પોતાના હૃદયમાં દૃઢ પ્રેમ અને માન ધારણ કરી તેમની કૃપા પ્રાપ્ત કરી શકે, અને તેમ કરવાથી પોતાની કેટલીક તુચ્છ વાસનાઓ દૂર કરી પોતાનું કલ્યાણ સાધી શકે છે. જો કે હાલના શિક્ષકો સરકારના પગાર લઇને વિદ્યાર્થીઓને ભણાવવાનું કામ કરે છે, એટલે તેમને શિષ્ય તરફની સેવાનો હક રહેતો નથી, તેમજ પરિસ્થિતિ એવી હોય છે કે તેને શિષ્યો તરફની સેવાની જરૂર પણ રહેતી નથી. આથી સ્વાભાવિક રીતેજ ગુરૂ શિષ્ય વચ્ચે જે પ્રકારની ઉચ્ચ ભાવનાવાળી લાગણી ઉત્પન્ન થવી જોઇએ તે થવા પામતી નથી; તોપણ વિદ્વાન અને કર્તવ્યનિષ્ઠ ગુરૂ અજબ રીતે શિષ્યોનાં હૃદય પોતાના તરફ સતત ઢળેલાં રાખે છે, પરંતુ એવા દાખલા ઘણાજ ઓછા મળે છે. આવી સ્થિતિમાં ગુરુ શિષ્ય વચ્ચેનો સંબંધ વધારવા માટે શિષ્યોએ ગુરૂ તરફ ઊંચા પ્રકારનો પ્રેમભાવ અને પૂજ્યબુદ્ધિ રાખી પોતાનું વર્તન ચલાવવું જોઇએ. વળી યાદ રાખવું કે શાળામાં વિદ્યાભ્યાસ

કરતા હોઇએ ત્યાં સુધીજ ગુરૂ તરફ માનની દૃષ્ટિથી જોવું એટલુંજ નહિ, પરંતુ જિંદગી પર્યંત તેમને વિષે પ્રેમ રાખવો જોઇએ, અને પ્રસંગ મળતાં એ હૃદયનો પ્રેમ કર્તવ્યદ્વારા બતાવી આપવો જોઇએ.

## ૩. વિવેક.

દુનીઆના વ્યવહારમાં આપણે ઘણા ઘણા માણુસોના સંબંધમાં આવવું પડે છે. માટે આપણું વર્તન એવું હોવું જોઇએ કે જેથી સામાનું મન રાજી થાય અને આપણું રૂડું દેખાય એવા ઊંચા વર્તનને વિવેક કહે છે. વિવેક શીખવાનું પ્રથમ સ્થળ ઘર છે. માટે ઘર આગળ માબાપે સદા કાળજી રાખી પોતાના વિવેકી વર્તનનો ઊંચો દાખલો બાળકોને આપવો જોઇએ. પોતાના ઘરની રીતભાત એવા ઊંચા પ્રકારની રાખવી કે જેથી તેના ઉચ્ચ સંસ્કાર બાળકોનાં હૃદય ઉપર પડી જાય; અને મોટપણે તે વિવેકી થઈ કુટુંબની શોભા વધારે. ખરૂંજ છે કે બધા માણુસો કંઇ મોટા વિદ્વાન થઇ શકતા નથી, પરંતુ ચાહે તો બધા વિવેકી થઇ શકે. વિવેક એજ ખરી ગૃહસ્થાઈ અને ખરી કુલીનતા છે. જે ગૃહસ્થ કુટુંબમાં વિવેક નથી તે કુટુંબ ખરૂં જોતાં ગૃહસ્થ નથી પણ દરિદ્રીજ છે.

માણુસ ગમે તેટલી વિદ્યા ભણ્યો હોય તથાપિ તેનામાં વિવેક ન હોય તો તે વિદ્યા નકામી છે. એ વિદ્યા તેને શોભાવવાને બદલે તિરસ્કારને પાત્ર બનાવે છે. માટે દરેક બાળકે નાનપણુથી વિવેક ભરેલી રીતે વર્તવાની ટેવ રાખવી જોઇએ. વિવેક બતાવવાના પ્રસંગ ડગલે ડગલે આવે છે. છોકરાંઓએ રમત ગમતમાં પોતાના સ્નેહીઓ સાથે પણુ વિવેક ભરેલી રીતે વર્તવું જોઇએ. કોઇને માઠું લાગે તેવા શબ્દો કહેવા નહિ, પણુ બીજાનું મન પ્રસન રહે તેવી રીતે બોલવું જોઇએ. આપણુાથી જે મોટા હોય તેમને યોગ્ય માન આપવું જોઇએ

તથા તેમની સાથે નમનતાઇથી બોલવું જોઇએ. આપણી રહેણી કરણી પણ ઊંચા પ્રકારની રાખવી તથા ઘેર આવનાર માણસ સાથે માન-પ્રેમથી બોલવું જોઇએ. માબાપ, ભાઇભાંડું વગેરે સાથે શાંતિ અને સલુકાઇથી વર્તવું જોઇએ. મોટા માણસના દેખતાં કાનમાં કે નાકમાં આંગળાં ઘાલવાં નહિ, તથા છીંક કે બગાસું ખાતાં મોં આગળ આડું કપડું રાખવું જોઇએ.

આપણો પોશાક આપણી સ્થિતિને શોભે તેવો સાદો પણ સ્વચ્છ રાખવો. બહુ ભભકાદાર કે કીંમતી વસ્ત્ર પહેરવાથી આપણી આબરૂ વધી જતી નથી, પરંતુ ઉલટી હાંસી થાય છે.

બોલવામાં તથા લખવામાં કદાપિ બીભત્સ શબ્દો વાપરવા નહિ. સૌને તેના દરજ્જા પ્રમાણે માન આપવું તથા ઉતરતા દરજ્જાનાં માણસો સાથે પણ પ્રેમથી બોલવું ચાલવું.

## સત્ય.

જે હેતુથી ઇશ્વરે મનુષ્યને વાચાશક્તિ આપી છે તેનો દુરુપયોગ કરવાથી એ હેતુ જળવાતો નથી, આથી પ્રભુ આપણા ઉપર અપ્રસન્ન થાય છે. સઘળા વ્યવહારમાં હંમેશ સત્ય બોલવું એજ પ્રભુની પ્રેરણા છે. જુઠું બોલનારના મનમાં પણ સત્યજ પ્રિય હોય છે, અને પોતાનું અસત્ય છુપાવવા માટે પ્રયત્ન કરે છે, પરંતુ પછી કરેલા સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડે છે, માટે આરંભથીજ સાચું બોલવાની ટેવ પાડવી જોઇએ.

કેટલાક માણસોને વાતવાતમાં જુઠું બોલવાની ટેવ પડી જાય છે, અને પોતાનો કે અન્યનો સ્વાર્થ ન હોય તો પણ જુઠું બોલી મહા પાતકી બને છે.

સઘળા સદ્દગુણોનું મૂળ સત્ય છે. માટે બાળકોને ઘર આગળ માબાપે અને નિશાળમાં શિક્ષકે સાચું બોલવાની ટેવ પાડવી જોઇએ.

" **सत्यान्नास्ति परो धर्मः** " અર્થાત્ " સત્યથી બીજો શ્રેષ્ઠ ધર્મ નથી. " સર્વ ધર્મમાં સત્ય એ સામાન્ય અને ઉત્કૃષ્ઠ સિદ્ધાંત છે, અને સત્યજ પ્રભુને વહાલું છે. વ્યવહારનાં સઘળાં કાર્યોમાં " **सत्यमेव जयते नानृतम्** " સત્યજ સદા જય પામે છે, અને અસત્યનો પરાજય થાય છે. એ ખૂબ ધ્યાનમાં રાખવું. દુનીઆની લાલચો એવી એતો બળવાન છે કે માણસનું મન સહેજમાં લોભાઈ જાય છે અને અસત્ય બોલી છેતરી જવાની ઇચ્છા થાય છે, પણ યાદ રાખવું કે અસત્યનું ફળ ઝાઝીવાર ટકતું નથી. અંતે તો સત્યનોજ જય થાય છે.

વેપાર રોજગારમાં કે અન્ય ધંધામાં માણસો એક બીજા ઉપર વિશ્વાસ મૂકી મોટાં જોખમ વહોરી લે છે. એ સર્વનો આધાર સત્ય ઉપર છે. વેપારી પોતાના સ્વાર્થની ખાતર જુઠું બોલી બીજાને છેતરે તો એ અસત્ય વહેલું મોડું ઉઘાડું પડતાં તેની પત થાય છે, અને કોઇ તેનો વિશ્વાસ કરતું નથી; પરિણામે તેનો ધંધો રોજગાર પડી ભાગે છે.

દરેક દેશમાં સત્યવાદી તરીકે પ્રખ્યાત થએલા મહાન પુરુષોનાં જીવનવૃત્તાંત તપાસીશું તો આપણને માલમ પડશે કે તેમણે પોતાના મોટા મોટા લાભો જતા કરીને પણ સત્યવ્રતનું સદા પાલન કર્યું છે. સત્યવાદી પુરુષોનાં દષ્ટાંતમાં વધારે જ્વલંત દષ્ટાંત મહાન હરિશ્ચંદ્ર રાજાનું છે. પોતાનું રાજપાટ, ધનવૈભવ વગેરે સર્વસ્વ ગુમાવ્યું; છેવટે પોતે, પોતાનો બાળક અને સ્ત્રી સર્વ વેચાયાં, પરંતુ વિશ્વામિત્રને આપવા કબુલેલી દક્ષિણામાં સહેજ પણ અસત્ય બોલવાનું સ્વીકાર્યું નહિ ! અહા ! સત્ય એ કેવી કીમતી વસ્તુ છે. સત્યવાદીને મરણ કરતાં પણ અસત્ય વધારે સંતાપકારી લાગે છે.

સાચું બોલવાની શરૂઆતમાં કદાચ દુઃખ પડે તો પણ હીંમત

હારવી નહિ. સત્યનો બેલી શ્રીહરિ છે. તેનું મન સત્યવ્રતથી કસાઇને દૃઢ થાય છે. એટલે તેને કોઇ પણ પ્રકારના દુઃખની અસર થતી નથી, અને હૃદય સદા સર્વદા પ્રફુલ્લ રહે છે. સત્યવાદી ઉપર સર્વ કોઇનો વિશ્વાસ દૃઢ થાય છે. તેથી તેનો વ્યવહાર તથા આબરૂ વધે છે આમ તેને સર્વ કાર્યોનાં સફળતા પ્રાપ્ત થાય છે. માટે સત્ય બોલવાની ટેવ નાનપણથી પાડવાની કાળજી રાખવી જોઇએ.

## સામાજિક સેવા.

પરમેશ્વરે આપણને દ્રવ્યની, શરીરની કે મગજની જે કંઈ શક્તિ થોડા કે ઘણા પ્રમાણમાં આપી છે તે કેવળ પોતાના ઉપયોગને માટેજ છે, એમ નહિ, કેમકે મનુષ્ય સિવાયનાં પશુ, પક્ષી વગેરે અન્ય પ્રાણી પણ સ્વાર્થ તો સાધે છેજ; મનુષ્યને અન્ય પ્રાણી કરતાં બુદ્ધિ એ વિશેષ શક્તિ આપેલી છે, એ શક્તિનો ઉપયોગ કરી પોતાને પ્રાપ્ત થએલી વસ્તુઓનો સદુપયોગ કરવો જોઇએ. **परोपकाराय सतां विभूतयः** અર્થાત્ સાધુ પુરુષોની વિભૂતિઓ-સંપત્તિઓ પરોપકારને અર્થેજ છે. એ મહાન ધર્મતત્વને હૃદયમાં ઉતારી જનમંડળના કલ્યાણ માટે સદા સર્વદા તત્પર રહેવું જોઇએ.

સામાજિક સેવામાં તત્પર રહેવાનો ગુણ એ જિંદગીનું કલ્યાણ કરનારો છે. મનુષ્યજીવન આપણને પ્રાપ્ત થયું છે તે આત્માની ઉન્નતિ માટે છે, અને એ ઉન્નતિ સાધવા માટે આપણું જીવન સ્વાર્થ કરતાં પરમાર્થમાં તત્પરતાવાળું રહેવું જોઇએ. આ લોકનું સુખ પ્રાપ્ત કરી પરલોકનું સુખ મેળવવાની ઇચ્છાવાળાએ નિરંતર સમાજ-સેવા અર્થે પોતાની જિંદગી ગાળવી જોઈએ.

ગમે તેવી સ્થિતિમાં હોવા છતાં પણ આપણે ધારીએ તો અનેક રીતે સમાજનું હિત થઇ શકે તેમ છે. કંઇ પૈસા વડેજ લોક-

કલ્યાણ થાય છે એમ સમજવું નહિ. અલબત દ્રવ્ય વડે સમાજનું કલ્યાણ ઘણું થઈ શકે છે; તથાપિ ઇશ્વરકૃપાથી આપણી જ્ઞાનશક્તિ વિશેષ ખીલેલી હોય તો તેનો ઉપયોગ કરી સમાજનું ભલું કરવાના અનેક માર્ગ છે. આપણી બુદ્ધિ વડે સારાં સારાં સમાજનું કલ્યાણ કરનારાં પુસ્તકો લખી સમાજના રીતરિવાજોમાં, તેમના ધાર્મિક વિચારોમાં, તેમના વ્યવહારમાં વગેરે અનેક વિષયમાં જ્યાં જ્યાં સુધારાને સ્થાન હોય તે બતાવી આપવા. અજ્ઞાનને લીધે આડે માર્ગે દોરવાઇ જતી પ્રજાને સત્યમાર્ગનું ભાન કરાવવું; બાળલગ્ન, રોવા કુટવાનો ઘેલો ચાલ, નાતવરા, લગ્નમાં ગવાતાં ફટાણાં વગેરે કઢંગા અને સમાજને હાનિકારક રિવાજોનું નિર્મૂલન કરવા તૈયાર થવું–વગેરે અનેક રસ્તે આપણાથી સમાજને ઉપયોગી થઇ શકાય તેમ છે.

આપણી શરીરસંપત્તિ વડે પણ સમાજસેવા થઇ શકે તેમ છે. અપંગ, અશક્ત, નિરાધાર માણસોનું કોઇ પણ જાતના બદલાની આશા વગર મફત કામ કરવું; દર્દીઓની સારવાર કરવી. જાત્રાના સ્થળોમાં મેળા નિમિત્ત ભરાતાં લાખો મનુષ્યોને કેટલીક તરેહની સગવડ માટે સ્વયંસેવક તરીકે હાજર રહેવું, લોકસુધારક સંસ્થાઓમાં બની શકે તેટલા ઉપયોગી થવું એ વગેરે શરીર વડે લોકસેવા કરવાના અનેક માર્ગ છે,

સામાજિક સેવાની વૃત્તિ ધન્ય હૃદયમાંજ જાગૃત થાય છે. જેના હૃદયમાં એ ભાવના પ્રગટે છે, તેને આખી સૃષ્ટિ પોતાના કુટુંબ સમાન લાગે છે. પોતાની જાતને કે પોતાના કુટુંબીને જેટલો ચાહે છે તેટલોજ રસ્તામાં રઝળતા ગરીબ ભિક્ષુકને પણ ચાહે છે. તેને સ્વર્ગના દેવતાઓ જેટલા પ્રિય છે તેટલાંજ અનાથ બાળકો પ્રિય છે. આવા પવિત્ર પુરુષો પરમાત્માના પરમપદને પામે તેમાં આશ્ચર્ય શું?

સર્વ સદ્‌ગુણોનો જન્મ માનવહૃદયમાં બાલ્યાવસ્થાથી થવાની જરૂર છે. તેજ પ્રમાણે આ ઉમદા ગુણ પણ બાલ્યકાળમાંજ જાગૃત થવાની જરૂર છે. શિક્ષકોએ અને માબાપે બાળકોના એ ગુણની ખીલવટ માટે તેમને અવકાશ આપવો જોઇએ, તથા ખૂબ ઉત્તેજન આપવું જોઇએ. એક શાળાના વિદ્યાર્થીઓ તેના હેડમાસ્તરની સામાજિક સેવા માટેની તત્પરતાથી સ્વાભાવિક રીતે પ્રેરાઇને કુંભારના એક બળતા ઘરને પોત પોતાની ડોલ લઇને પોતાનાં કપડાની કે જાતની પણ દરકાર કર્યા વિના તળાવમાંથી પાણી ભરી લાવી હોલવવા દોડી ગયા હતા ! વળી એજ છોકરાઓ એક પ્રસંગે ચોમાસામાં વરસાદના પાણીથી પડી ગએલા ખાડામાં ઢોર, માણસ વગેરે પડી ન જાય તેટલા માટે પથરા, કચરો વગેરે પુરવા મંડી ગયા હતા ! આવી નાની બાબતોમાં જે સમાજ સેવાની તત્પરતા બતાવી શકે છે તેજ મોટાં કાર્યોમાં ઝંપલાવે છે.

## દેશાટન.

જુદા જુદા દેશોમાં મુસાફરી કરવી તેને દેશાટન કહે છે. "જીવ્યા કરતા જોયું ભલું" એ કહેવત પ્રમાણે માણસને નવું નવું જોવા જાણવાની ઇચ્છા સ્વાભાવિક રીતેજ થાય છે, અને એ ઇચ્છા પુરી પાડવા માટે જુદાં જુદાં સ્થળોની મુલાકાત લેવાની જરૂર છે.

એક વિદ્વાને દેશાટન અને પંડિતની મિત્રતાને સરખાં કહ્યાં છે, કેમકે પંડિતની મિત્રતાથી બુદ્ધિ વધે છે તેમ દેશાટન કરવાથી વધે છે. જુદા જુદા દેશોમાં ફરવાથી તે લોકોનાં ઘર, બજાર, રાજ્ય અને ધર્મના રીતરિવાજ; એમની હોશિઆરી, પરાક્રમ અને ઉદ્યોગ; એમની રમતગમત અને સુખ ભોગવાની રીત; તેમની હુન્નરકળા, વિદ્યા વગેરે જોવાથી આપણી બુદ્ધિનો વિકાસ થાય છે. વળી અજાણ્યા દેશોમાં મુસાફરી કરતાં કેટલીક મુશ્કેલીઓ વેઠવી પડે છે તેથી આ-

પણાં તન, મન, કસાઈને દૃઢ થાય છે. આપણા મનમાં રૂપ, ગુણ, બુદ્ધિ અને ધનવૈભવનું અભિમાન હોય છે તે નાશ પામે છે. જુદા જુદા દેશનાં હવાપાણી અને ખોરાકથી શરીરનું આરોગ્ય વધે છે. આ પ્રમાણે આપણી જાતને દેશાટન અનેક રીતે લાભકારક નીવડે છે. વળી પરદેશમાં ફરવાથી તે દેશમાં નીપજતી ચીજોનો અદલો બદલો કરેથી લાભ મેળવી શકાય છે. તેમની હુન્નરકળા શીખી લાવીને આપણા દેશમાં તેનો ફેલાવો કરી શકાય છે. તેમજ તે લોકોના રીતરિવાજોનું અનુકરણ કરી આપણી સમાજને અનેક રીતે લાભ આપી શકાય છે. આમ દેશાટનથી પોતાનું તેમજ જનમંડળનું હિત સાધી શકાય છે. વળી જુદાં જુદાં સ્થળોનું સૃષ્ટિસૌંદર્ય જોવાથી પરમાત્મા તરફ ભક્તિભાવ ઉત્પન્ન થાય છે. અને કેટલાંક પુસ્તકાલયો, સંગ્રહસ્થાનો, ઇસ્પિતાલો, બંદરો, કારખાનાં, કિલ્લા, પૂલો વગેરે એવાં છે, કે એની પાસે જઈને ઉભા રહીએ એટલામાં આપણી બુદ્ધિને કેળવણી મળે છે. વેનિસ નામનું એક શહેર છે. એ આખું દરીઆમાં નાના નાના ટાપુઓ ઉપર બાંધેલું છે, અને એમાં રસ્તાને ઠેકાણે દરીઆનું પાણી છે. હિંદુસ્તાનમાં આગ્રાનો તાજમહેલ, આબુનાં દહેરાં, વિજાપુરનો ઘુમટ, મુંબાઇને પુના વચ્ચે કોરેલો ડુંગર વગેરે બહુ જોવા લાયક છે. જગત્ ઉપર મનુષ્યની કૃતિઓ આશ્ચર્ય પમાડે એવી છે. તો પછી ઇશ્વરની કૃતિઓનું તો શુંજ કહેવું ? કેટલેક ઠેકાણે પર્વતમાંથી ધુધવાટ કરતા ધોધ પડે છે; કેટલેક ઠેકાણે સુંદર ઝરણો રમતાં રમતાં બહાર નીકળે છે, અને એજ રીતે એક એકથી જુદી તરેહની જમીન, દરીઓ, આકાશ, પશુ, પંખી, મનુષ્ય, વગેરેની એટલી બધી ખુબીઓ ઇશ્વરે આ પૃથ્વી ઉપર રચી છે, કે એ ગણાવતાં પારજ ન આવે. આ સઘળું જોતાં આપણા મનમાં સહજ ભક્તિભાવ ઉત્પન્ન થાય છે.

હિંદુ લોકોમાં જાત્રાએ જવાનો રિવાજ છે તે લાભકારક છે, પરંતુ જાત્રાળુ લોકો ઘણું કરીને બહુધા ધાર્મિક ભાવનાને લીધે જુદાં જુદાં સ્થળોની મુલાકાત લે છે, ત્યારે તેઓનું લક્ષ દેવમંદિરો તરફજ હોય છે. તેથી જોઇએ તેવો લાભ થઈ શકતો નથી.

મુસલમાની રાજ્ય થયા પછી વટલાવાના ડરથી લોકો પોતાનો દેશ છોડી બીજા દેશોમાં જતાં અચકાવા લાગ્યા, અને આપણામાં રહેલા દઢ જ્ઞાતિબંધનના કારણને લીધે હિંદુસ્તાન બહાર જવાનો અભાવ એ સ્થિતિમાં ઉત્પન્ન થયો; પરંતુ હાલ શીતળ બ્રિટિશ છત્ર નીચે ધર્મભ્રષ્ટ થવાની કોઇ પણ જાતની ભીતિ નથી, અને ઇંગ્લાંડ જર્મની, જાપાન વગેરે દેશોમાં કળાકૌશલ્ય એટલું બધું વધવા પામ્યું છે કે હિંદુસ્તાન તે દેશોને મુકાબલે ઘણોજ પાછો પડયો છે. તો આપણી ફરજ છે કે આપણે આપણી શક્તિ પ્રમાણે દેશાટન કરી સુધરેલા દેશોની વિદ્યાકળાનો લાભ લેવો અને આપણા દેશને આપવો.

મુસાફરીમાં સૃષ્ટિસૌંદર્ય નિહાળવા ખાસ કાળજી રાખવી. મોટી રાજધાનીમાં કે બીજાં મોટાં શહેરોમાં ઘણું ઘણું સુંદર અને નવાઇ જેવું જોવાનું હોય છે. ઐતિહાસિક સ્થળો, સંગ્રહસ્થાનો, કિલ્લાઓ, રાજમંદિરો, ન્યાયમંદિરો, દેવસ્થાનો, બાગબગીચા, લશ્કરી કવાયત, લડાઇનો દારૂગોળો બનાવવાનાં અને રાખવાનાં સ્થળો, તિજોરીઓ, કીંમતી જવાહીરો, વગેરે દેશાટનમાં ભિન્નભિન્ન સ્થળોએ જે જે જોવાજાણવાનું મળી આવે તે બહુ બારીકાઇથી તપાસવું અને તેની બની શકે તેટલી માહીતી મેળવવા ચૂકવું નહિ. તેમજ પંકાએલા માણસોની મુલાકાત લેવા ચૂકવું નહિ. તેઓની ખાનગી રહેણી કરણી કેવી છે, તેનું બરાબર અવલોકન કરવું.

# રીપોર્ટ—અરજી.

( ફક્ત પાંચમા ધોરણ પૂરતી જરૂરી બાબતનીજ હકીકત દાખલ કરી છે. )

જુદા જુદા સરકારી કામ પ્રસંગે જુદા જુદા અધિકારી વર્ગને પોતાની હકીકત જાહેર કરવી પડે છે તે સબંધમાં જે લખાણ કરવું તેને અરજી અગર રીપોર્ટ કહેવામાં આવે છે. માત્ર તેને જુદા જુદા નામ આપેલાં છે તેનું કારણ એટલુંજ છે કે સરકારી કામકાજના સંસંધમાં પોતાના ઉપરી અમલદાર તરફ જે લખાણ કરવાનું તેને રીપોર્ટ કહે છે અને પોતાના સંબંધની જે કાંઇ હકીકત વિદીત કરવા, કોઇ પ્રકારની માગણી, અથવા દાદ મેળવવાના સંબંધમાં જે લખાણ કરવાનું તેને અરજી કહે છે. કાગળ લખવામાં પોતાનાથી મોટા અગર નાનાને જુદા જુદા માનવાચક શબ્દ વાપરવામાં આવે છે તેજ પ્રમાણે સરકારી અધિકારીઓમાં પણ છે. ચઢતા ઉતરતા દરજ્જા પ્રમાણે તેમના હોદ્દા પહેલાં માનવાચક શબ્દ વાપરવામાં આવે છે. કેટલાંક વર્ષ પહેલાં રાવ સાહેબ, રાવબહાદુર વગેરે કેટલાક માનવાચક શબ્દ છુટથી ગમે તે અધિકારીઓના સંબંધમાં વાપરવામાં આવતા, પણ હાલમાં કેટલીક મુદતથી તેવા માનવાચક શબ્દ જેમને નામદાર અંગ્રેજ સરકાર અગરતો શ્રીમંત સરકાર મહારાજા સાહેબ તરફથી એનાયત કરવામાં આવ્યા હોય તેમનેજ માટે વાપરી શકાય છે. આથી શ્રીમંત સરકારે મુકરર કરેલા હોદ્દાઓ કયા કયા અધિકારીના સંબંધમાં વાપરવા તે સંબંધી કેટલીક સમજ સુગમતા ખાતર નીચે આપવામાં આવી છે. તેમજ કઇ બાબતની દાદ કયા અધિકારી તરફથી માગવી તે પણ નીચે બતાવી છે. અરજી લખતી વખતે મથાળે " શ્રીમંત સરકાર ગાયકવાડ વિદ્યમાન " એટલા શબ્દ લખ્યા બાદ તેની આગળ માનવાચક શબ્દ

અને હોદ્દો લખવો અને રિપોર્ટમાં તે લખવાની જરૂર ન હોતાં ફક્ત માનવાચક શબ્દ અને તેની આગળ હોદ્દો લખવો.

## મુલકી ખાતું.

| અધિકારી. | હોદ્દો. | કઈ કઇ બાબતના સંબંધમાં દાદ મેળવવાની તે. |
|---|---|---|
| વહીવટદાર સાહેબ. | શ્રીમંત સરકાર વિદ્યમાન રાજેશ્રી પેટલાદ માહાલના વહીવટદાર સાહેબ. | મુલકી (રેવન્યુ) સંબધી, તલાટી અથવા કારકુનની નોકરી મેળવવા, જમીનના કબજા સંબંધી, સાર્વજનિક હરકત સંબંધી, વગેરે બાબત. |
| નાયબ સુબા સાહેબ. | શ્રીમંત સરકાર વિદ્યમાન રાજ્યમાન રાજેશ્રી પેટલાદ વિભાગ નાયબ સુબા સાહેબ | ઉપર જણાવેલી બાબતો તથા વહીવટદારના ચુકાદાથી નારાજ થઈ અપીલ કરવા સબંધી. |
| સુબા સાહેબ | શ્રીમંત સરકાર વિદ્યમાન મહેરબાન રા. રા. વડોદરા પ્રાંત સુબા સાહેબ. | ઉપર જણાવેલી બાબતો તથા જકાત, આપકારી, અફીણ પંચાયત, સુધરાઈ, ફોજદારી, વગેરે અને નીચલી કોર્ટથી નારાજ થએલા કામની અપીલ સંબંધી. |
| સર સુબા સાહેબ. | શ્રીમંત સરકાર વિદ્યમાન મહેરબાન રા. રા. માહાલાનિહાય સર સુબા સાહેબ. રાજ્ય વડોદરા. | ફોજદારી સિવાયના ઉપર જણાવેલા કામની દેખરેખ ઉપરાંત નીચેની કોર્ટથી નારાજ થએલા કામની અપીલ સંબંધી. |

**ટીપ**—( સમજુતી ) મુલકી ખાતાના ઉપર જણાવેલા વહીવટદાર સાહેબના હાથ નીચે અવલકારકુન હોય છે. તેમને તથા વહીવટદાર, નાયબસુબા, સુબા, એમને અનુક્રમે નાયબ માહાલ ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૩, માહાલ ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૨, વિભાગ ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧, પ્રાંત ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧, એ રીતે ફોજદારી અધિકાર હોય છે તેથી તેવી બાબતની અરજી માટે તેમનો હોદ્દો લખી તેની આગળ ફોજદારી ન્યાયાધીશ સાહેબ વર્ગ હોય તેમ લખવું.

જેમકે દાખલા તરીકે શ્રીમંત સરકાર વિદ્યમાન પેટલાદ માહાલના વહીવટદાર અને માહાલ ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૨ સાહેબ તરફ, એ રીતે લખવું; અને સુબા તથા સર સુબા સાહેબના તાબામાં બાબતમાં જણાવેલા સંબંધ રાખતાં કામો હોવાથી તેની જુદી જુદી શાખા પાડેલી છે અને તે દરેક શાખામાં એક વહીવટદારના દરજ્જાનો અમલદાર હોય છે. માટે તેમનો હોદ્દો લખ્યા બાદ તે શાખા લખવી. જેમકે—મહેરબાન રા. રા. માહાલાનિહાય સર સુબા સાહેબ. (પંચાયત શાખા) એ રીતે લખવું.

## ન્યાયખાતું.

| | | |
|---|---|---|
| મુનસબસાહેબ. | શ્રીમંત સરકાર વિદ્યમાન. રા. પેટલાદ મહાલના ન્યાયાધીશ સાહેબ. | લેણા દેવાના દાવા સંબંધી, ફોજદારી ગુન્હા સંબંધી વગેરે ન્યાય મળવા અગર ઇન્સાફ થવા માટે. |
| પ્રાંત ન્યાયાધીશ સાહેબ. | શ્રીમંત સરકાર વિદ્યમાન. મે. રા. રા. વડોદરાપ્રાંત ન્યાયાધિસ સાહેબ. | મુનસબના ઠરાવથી નારાજ થએલા કાંમનો અપીલનો નિકાલ કરવા બાબત. |

| | | |
|---|---|---|
| વરીષ્ટ ન્યાયાધીશ સાહેબ. | શ્રીમંત સરકાર વિદ્યમાન મે. રા. રા. વડોદરા રાજ્યના વરિષ્ટ ન્યાયાધીશ સાહેબ. | પ્રાંત ન્યાયાધીશના ઠરાવથી નારાજ થએલા કામનો અપીલનો નિકાલ કરવા બાબત. |
| હજુર કામદાર સાહેબ. | શ્રીમંત સરકાર ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર વિદ્યમાન હજુર કામદાર સાહેબ ( હજુર અદાલત.) | વરીષ્ટ ન્યાયાધીશીના અગર દરેક ખાતાના મુખ્ય અધિકારીના ઠરાવથી નારજ થએલા કામની અપીલનો નિકાલ કરવા બાબત. |

**ટીપ**—ઉપર જે હોદ્દા લખ્યા છે તે દીવાની કામે ( લહેણા દેણાનો નિકાલ થવા માટે દાવા કરવાના કામે ) લખવાના છે. પણ ફોજદારી ગુન્હાના ઈન્સાફનાં કામો પણ ન્યાય ખાતા તરફથીજ થાય છે. તેટલા માટે ફોજદારી કામના સંબંધ અરજ અગર અપીલ કરતી વખતે મુનસબ, પ્રાંત ન્યાયાધીશ, અને વરીષ્ટ ન્યાયાધીશ જે અનુક્રમે માનવાચક શબ્દ સાથે સાધારણ ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧, પ્રાંત ન્યાયાધીશ વર્ગ ૧, અને વરીષ્ટ ફોજદારી ન્યાયાધીશ સાહેબ એ પ્રમાણે લખવું.

## પોલીસ ખાતું.

| | | |
|---|---|---|
| નાયબ ફોજદાર | રા. ધર્મજ થાણાના નાયબ ફોજદાર સાહેબ. | જે થાણામાં પોતાનું ગામ હોય તે થાણામાં બાજુએ જણાવ્યા પ્રમાણે હોદો લખી ચોરી થયાની, ખુનની, ધાડની લુટની વગેરે ઝાહેરાત રીપોર્ટ (અરજી) આપવી. |
| ફોજદાર સાહેબ | મે. પેટલાદ તાલુકાના ફોજદાર સાહેબ. | ઉપર જણાવેલા કામો સબંધી અરજ અગર તપાસ થવા બાબત. |

| | | |
|---|---|---|
| સર ફોજદાર સાહેબ | મે. પેટલાદ ડીવીઝનના સર ફોજદાર સાહેબ. | ઉપર જણાવેલા કામો સંબંધી અને તપાસ થવા બાબત. |
| પોલીસ નાયબ સુબા સાહેબ. | મે. રા. વડોદરા પ્રાંત પોલીસ નાયબ સુબા સાહેબ. | મોટા ફોજદારી ગુન્હાનો તપાસ થવા બાબત અને પોલીસ ખાતમાં નોકરી મળવા વગેરે બાબત. |
| પોલીસ કમીશનર સાહેબ. | મે. રા. રા. પોલીસ કમીશનર સાહેબ રાજ્ય વડોદરા. | તાબાના પોલીસ ખાતાના અમલદારના ઠરાવ હુકમ વગેરેથી નારાજ થએલાની અરજીનો નિકાલ કરવા અને મોટા ફોજદારી કેસોનો તપાસ કરવા બાબત. |

## કેળવણી અથવા શાળા ખાતું.

| | | |
|---|---|---|
| ડેપ્યુટિ એજ્યુકેશન ઇન્સ્પેકટર સાહેબ. | રાજેશ્રી પેટલાદ વિભાગના ડે૦ એ૦ ઇ૦ સાહેબ. | ઉમરમાં સુધારો વધારો થવા, ફરજીયાત સંબંધી નામ કમી થવા સંબંધી હકીકત જાહેર કરવા, મહેતાજીની જગ્યા મળવા, સર્ટીફીકેટ મેળવવા, વગેરે બાબત |
| એજ્યુકેશન ઇન્સ્પેકટર સાહેબ. | રાજ્યમાન રાજેશ્રી વડોદરા પ્રાંત એ૦ ઇ૦ સાહેબ. | શાળા કમી કરવી, નવી ઉઘાડવી, રૂ. ૧૧ થી ૨૦ સુધીની નોકરી મળવા તથા ડે. એ. ઇ. સાહેબના કામથી નારાજ થએલાઓની અપીલો સાંભળવા બાબત, |

| | | |
|---|---|---|
| વિદ્યાધીકારી સાહેબ. | મહેરબાન રા. રા. વિદ્યાધીકારી સાહેબ, રાજ્ય વડોદરા. | ટેક્સ બુકો કમી કરવા અગર મંજુર કરવા, પુસ્તકો પર અભિપ્રાય આપવો, ધોરણના અભ્યાસ ક્રમમાં ફેરફાર કરવો, નિયમોમાં ફેરફાર કરવો. રૂ. ૨૦ થી ૫૦ સુધીની જગ્યો મળવા બાબત તથા ડે. એ. ઇ. અને એજ્યુકેશન ઈ. ના કામથી નારાજ થએલાની અપીલો. |

અવલકારકુન અને માહાલકરીના દરજ્જાના અધિકારીને આજમ વહીવટદારના દરજ્જાના અધિકારીને રાજેશ્રી નાયબસુબાના દરજ્જાના અધિકારીને રાજ્યમાન રાજેશ્રી અને સુબા અને દરેક ખાતાના મુખ્ય અધિકારીના દરજ્જાના અધિકારીને મહેરબાન રાજ્યમાન રાજેશ્રી એવી રીતે હોદ્દો ઠરેલા છે. ઉપરી ઓફીસર પોતાના તાબાના નોકરને હુકમ અને ઉપરી તરફ કરવાનાં લખાણુ રીપોર્ટથી કરે છે. સરખા દરજ્જાના અમલદાર એક બીજા તરફ યાદીના સ્વરૂપમાં લખે છે, પણ કોઈ પણ પ્રકારની દાદ માટે અરજી કરતી વખતે હોદ્દો ઠરેલો જાણવામાં ન હોય તો મહેરબાન શબ્દ માનવાચક શબ્દમાં લખવામાં આવે છે. એ સિવાય રાજ્યમાં મુખ્ય અધિકારી દીવાન સાહેબ છે તેમને માનવાચક શબ્દમાં નામદાર દીવાન સાહેબ લખવામાં આવેછે, અને તેમના તરફ રાજ્યના તમામ ખાતાની બાબતો સંબંધી કામ હોય છે.

અરજી તથા રિપોર્ટના જરૂરી નમુના નીચે આપવામાં આવ્યા છે.

# રિપોર્ટના નમુના.

**મે. રા. પેટલાદ માહાલના વહીવટદાર સાહેબ.**

મોજે મહેલાવના પટેલનો રીપોર્ટ જે, મજકુર ગામે તલાવ છે તે તલાવ ગામથી ઉત્તર દિશામાં સીમમાં હોવાથી તેમાંથી સીમનાં ઢોર પાણી પીએ છે, છતાં પાણી પહોંચે છે. આ તલાવમાં સીંગોડીનું વાવેતર કરવા પરવાનગી આપવામાં આવે તો કાંઈ સાર્વજનિક હરકત છે કે કેમ તે જણાવવા મને રૂબરૂમાં હુકમ થએલો તે સંબંધમાં તપાસ કરતાં ઢોરને પાણી પીવા હરકત નહિ થતાં સરકારી ઉપજમાં વધારો થવા જેવો છે, તેમજ કાંઇ હરકત નહી તે સાહેબ મહેરબાનને વિદિત થાય. તા. ૧ માહે ડિસેંબર સને ૧૯૧૫.

સહી હાથીભાઈ છોટાભાઇ.

પટેલ—મહેલાવ.

**મે. ધર્મજ થાણાના નાયબ ફોજદાર સાહેબ.**

મોજે સુદરાના પોલિસ પટેલનો રિપોર્ટ.

ગઈ રાતે અહીંઆં પા. મનોર શિવાના ઘરનું બારણું ઉતારી કોઈ હરામખોર રૂપિયા બસોનો માલ લઈ ગયાની ખબર મને સવારમાં આઠ વાગે મળી છે તેથી આ જાહેરાત રિપોર્ટ મોકલ્યો છે, તે સાહેબ મહેરબાનને વિદિત થાય. તા. ૧—૧૨—૧૫,

(સહી) મગન છગન.

પોલિસપટેલ.

મે૦ પેટલાદ વિભાગના ડે૦ એ૦ ઈન્સ્પેકટર સાહેબ,

મોજે વસો. સ. ગુજરાતી શાળાના માસ્તરનો રીપોર્ટ.

અત્રેની શાળાનું મકાન સરકારી છે. તે મકાનની આજુબાજુ

ચારે તરફ લુણો લાગવાથી મકાનમાં ભેજ આવવા સંભવ છે અને તેથી કરી વિદ્યાર્થીની તંદુરસ્તીમાં વખતે બીગાડ થશે તેમજ મકાનની ભીંતને પણ આગળ ઉપર નુકસાન થશે માટે તે દુરસ્ત થવા લાગતા વળગતા અમલદાર સાહેબ તરફ અગર તો તપાસ થયા બાદ લખવા જવા મહેરબાની થશે.

તા० ૧ માહે ડિસેંબર સને ૧૯૧૫.

( સહી ) અ. બ.

મહેતાજી વસો. સ. ગુ. શાળા.

## અરજીના નમુના.

( મહેલાવ ગામે તલાવમાં સીંગોડી વાવવાની પરવાનગી મળવા બાબત. )

### શ્રીમંત સરકાર વિદ્યમાન પેટલાદ મહાલના
### વહીવટદાર સાહેબની સેવામાં.

અરજદાર મોજે મહેળાવના વાઘરી રામલા ઇછલાની અરજ એ છે જે.

**અરજીની હકીકત.**

આ ગામની સીમમાં વડુ નામે તલાવ સરવે નંબર ૯૧ ખરાબાવાળું વીઘા ૬—० નું છે તેમાંના પાણીનો ઉપયોગ થતો નથી કારણ કે બીજાં તલાવ છે. તેથી ઢોરઢાંકને પાણીની હરકત પડવા જેવું નથી તો તેમાં મારે સીંગોડીનું વાવેતર ચાલુ સાલે કરવા વિચાર છે. તો તેમાં સદરહુ વાવેતર કરવા પરવાનગી આપશો. તે સંબંધમાં સરકારની જે લાગત અને ઉપજ અઢસે તે હું આપીશ, તો તપાસ કરી મને પરવાનગી આપવા મહેરબાની થશે એજ અરજ. તા. ૧ માહે ડિસેંબર સને ૧૯૧૫.

અરજદાર.

( સહી ) વાઘરી રામલા ઇછલા.

## એરા તથા થાળું દુરસ્ત થવા બાબત.

### શ્રીમંત સરકાર ગાયકવાડ વિદ્યમાન પાદરા તાલુકાના માહાલ પંચાયતના ઉપાધ્યક્ષ (વહીવટદાર) સાહેબ.

અરજદાર મોજે દરાપુરા તા. પાદરાના પટેલ શિવાભાઇ ઉઝાભાઇ તથા બીજા ગામના આગેવાન લોકો.

**હકીકત.** અમારા ગામમાં ગામની દક્ષિણ દિશાએ ભાગોળીઓ નામે કુવો છે તેનું મથાળું થાળા તરફનું નાદુરસ્ત થયું છે તેમજ એરામાં પણ ફાટો પડી છે, તેથી કોસ જોડતી વખતે થાળા ઉપર રહેનારને જાનમાલને નુકસાન થવા સંભવ છે. તેમજ એરામાં ફાટો હોવાથી પાણી રહી શકતું નથી, માટે દુરસ્ત થવાની ઘણીજ જરૂર જેવું છે, કારણકે ગામમાં જાનવરોની સંખ્યા વધારે છે. તેમજ તળાવમાં પાણી નથી તેથી થાળું અને એરો બન્ને દુરસ્ત થાય તોજ એ દુ:ખ દૂર થશે.

**માગણું.** માટે મહેરબાની કરી અમારી અરજ ધ્યાનમાં લઇ ચાલુ સાલેજ આ કામો કરાવવા મહેરબાની કરશો એવી અમારી અરજ છે. તારીખ ૧ ડિસેંબર સને ૧૯૧૫

(અરજદારની સહીઓ,)

પટેલ શિવાભાઇ ઉઝાભાઇ,

વગેરે જેટલા આગેવાન સહી કરના હોય તેમણે સહીઓ કરવી.

## ફરજીયાતમાંથી નામ કમી થવા બાબત.

## શ્રીમંત સરકાર વિદ્યમાન પેટલાદ વિભાગના ડેપ્યુટિ એજ્યુકેશન ઇન્સ્પેક્ટર સાહેબ.

અરજદાર મોજે અરડી તા. પેટલાદ ના માછી રામલાલ હીરાની અરજ જે.

મારે ભીમો નામે એકજ છોકરો છે તેની ઉમ્મર વર્ષ ૬ ની છે છતાં ચાલુ સાલે ફરજીયાત ગણત્રીના રા.

**હકીકત.** ફરજીયાત સુપરવાયઝર સાહેબે તપાસ કરી મારા છોકરાને ફરજીયાત ઉમ્મરનો ગણી ફરજીયાતપત્રકે દાખલ કર્યો છે પણ તે બાળક હોવાથી તથા મારૂં ખેતર સીમાડા ઉપર હોવાથી હું ત્યાં રહું છું તેમજ હું મજુરીયાતવર્ગનો હોવાથી તેમ તે છોકરાની મા મરી ગએલી હોવાથી તેને નિશાળે મોકલવા ઘણીજ હરકત છે.

ઉપર પ્રમાણે મારી હકીકત નીધામાં લઈ આપ સાહેબ તે બદ્દલ તપાસ કરી તેને ફરજીયાતમાંથી મુક્ત કરશો.

**માગણું.** અગર તો તપાસ કરી આગળ લખવા મહેરબાની થશે. એજ અરજ. તા. ૧ માહે ડિસેંબર ૧૯૧૫.

અરજદાર,

**માછી રામલા હીરા.**

સહી દા. પોતે.

અરજી ઉપર હાલમાં આપણા રાજ્યમાં એક આનાની કોર્ટ ફી ટિકિટ લગાવવા ઠરેલું છે. માત્ર દીવાની અને ફોજદારી કામની અરજીઓ બાબત રીતસર જે લાગત હોય તે લાગત કોર્ટ ફી (સ્ટાંપ) ટિકિટ લગાવવામાં આવે છે.

**સમાપ્ત.**

# સૂચના.

અમારે ત્યાંથી આ રાજ્યની શાળાઓમાં ચાલતાં ગુજ ઇંગ્રેજી વિગેરે તમામ પુસ્તકો તથા સ્ટેશનરી સામાન મ જથ્થાબંધ લેનારને સારૂં કમીશન આપવામાં આવશે. બહાર ઓર્ડરપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

## અમારા તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો.

| | | કિંમત. રૂ. આ |
|---|---|---|
| ૧. | ગુ. બીજા ધોરણની નોટ. (આ રાજ્યના નવા ધોરણ પ્રમાણે તમામ વિષયો સાથે). | ૦ |
| ૨. | ગુ. ત્રીજા ધોરણની નોટ. | ૦—૫— |
| ૩. | ગુ. ચોથા ધોરણની નોટ. | ૦—૭— |
| ૪. | ગુ. પાંચમા ધોરણની નોટ. | ૦—૮— |
| ૫. | ગુ. છઠ્ઠા ,, ,, (છપાય છે.) | ૦—૮— |
| ૬. | હિન્દી પ્રાઇમર તથા શિક્ષાવળી ભાગ ૧ લાના અર્થ તરજુમાસહ. | ૦—૩— |
| ૭. | હિન્દી શિક્ષાવળી ભાગ ૨ જાના અર્થ તરજુમાસહ. | ૦—૪— |
| ૮. | પ્રશ્નોત્તરરૂપે સૃષ્ટિજ્ઞાન ધો. ૨ જું. | ૦—૧— |
| ૯. | ,, ,, ,, ૩ જું. | ૦—૧— |
| ૧૦. | ,, ,, ,, ૪ થું. | ૦—૨— |
| ૧૧. | ,, ,, ,, ૫ મું. | ૦—૬— |
| ૧૨. | ,, ,, ,, ૬ ઠું. | ૦ |

પત્રવ્યવહાર નીચેના સિરનામે કરવોઃ—

મણિલાલ મૂળજી

મુકર